# કાવ્ય-સાહિત્ય-મીમાંસા



સ્વ. રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદિકૃત

# કાવ્ય-સાહિત્ય-મીમાંસા

સ્વ. રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદિકૃત

ગ્રથિત કરનાર: અ. ક. ત્રિવેદી ને જ્યો. જ. પાઠકજી

સુરત—ચૌટાના પૂલ ઉપર આવેલા "સુરત સિટિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
વજેરામ માનસિંહે છાપ્યું.

# કાવ્ય-સાહિત્ય-મીમાંસા

સ્વ. રા. બા. વિદ્યાભૂષણ
કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ.,

એમનાં

કાવ્ય ને સાહિત્ય પરનાં એકત્રિત

દુર્લભ લખાણોની

## લેખમાળા

---

ગ્રથિત કરનાર

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી એમ. એ., એલ એલ. બી.,
તત્ત્વજ્ઞાન ને ગુજરાતીના પ્રોફેસર, વડોદરા,

અને

વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી એમ. એ., એલ એલ. બી.,
એક વખત મ. દા. બા. આર્ટ્સ કૉલેજમાં
ઇતિહાસના પ્રોફેસર, સુરત

---

સોલ એજન્ટ ને પ્રકાશક:

મો. ચુ. કોઠારી,

પુસ્તકપ્રકાશક, રાવપુરા, વડોદરા

---



---

આવૃત્તિ ૧લી ] [ મૂલ્ય રૂ. ૧-૮-૦

# પ્રસ્તાવના

મારા પૂજ્ય પિતાશ્રીના કાવ્ય અને સાહિત્ય પર લખેલા, સામાન્ય જિજ્ઞાસુને દુર્લભ, એવા કેટલાક પ્રકીર્ણ અતિઉપયોગી લેખો એકત્રિત કર્યા હોય તો કાવ્ય–સાહિત્ય–સમીક્ષાનું એક સુંદર પુસ્તક ગુજરાતી સાહિત્યમાં અર્પિત થાય અને સ્વર્ગસ્થની હાલ અલભ્ય એવી લેખમાળા ગ્રથિત થાય, એમ રા. વ્યોમેશચંદ્ર પાઠકજીની ઇચ્છા મને પ્રદર્શિત થવાથી આ પુસ્તક પ્રકટ કરવાની મારી પ્રવૃત્તિ થઈ. "શાળાપત્ર" ને "ગુજરાતી"ના દીવાળીના અંકો અને સાહિત્યપરિષદ્‌ની બેઠકો માટે વડીલશ્રીએ કાવ્ય-મીમાંસાના છૂટક છૂટક લેખો લખ્યા હતા અને તેઓનું કાવ્યશાસ્ત્રનાં સંસ્કૃતપુસ્તકોનું પરિશીલન વિસ્તીર્ણ હોવાથી તેમજ કેટલાંક ઘણાં ઉપયોગી કાવ્યશાસ્ત્રને લગતાં સંસ્કૃત અપ્રસિદ્ધ પુસ્તકોનું સરકારી પ્રાચ્ય સંસ્કૃત પુસ્તકમાલામાં તેઓએ સંશોધન ને પ્રકટીકરણ કર્યું હોવાથી તેમની કાવ્યશાસ્ત્રના એક સ્વતંત્ર પુસ્તક લખવાની લાંબો વખત સુધી તીવ્ર ઇચ્છા હતી. પરંતુ **नहि प्रतीक्षते मृत्युः कृतमस्य न वाकृतम्।** ઇશ્વરે થોડાં વધુ વર્ષનું આયુષ્ય બક્ષ્યું હોત તો તેઓ પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરી શકયા હોત, અને "બૃહદ્ વ્યાકરણ" જેમ વ્યાકરણની પારંગતતાની પોતાની ચિરંજીવ કૃતિ છે, ને "શિક્ષણશાસ્ત્રનાં મૂળ તત્ત્વો" જેમ કેળવણીકાર તરીકેની પોતાની ચિરંજીવ કૃતિ છે, અને "ત્રિવેદિ-વાંચનમાળા" જેમ શિક્ષણ ને સાહિત્યના ક્ષેત્રમાં તેઓની ઉપકારક ને ચિરંજીવ કૃતિ છે તેમ કાવ્યશાસ્ત્રમાં એક ગુજરાતી પુસ્તક પણ તેઓના કીર્તિસ્તંભ તરીકે વધુ ખડું થઈ શકયું હોત.

આમ હોત તો આમ હોત, એવી રીતે વાત કરવી એ કેટલીક વાર ગપાટા મારવા જેવું લાગે છે. પરંતુ ઉપલું કથન શબ્દેશબ્દની યથાર્થતાનું ભાન રાખીને પૂર્ણ જવાબદારીથી હું લખું છું. નિવૃત્તિસમયના જીવન વિષે પોતે "અનુભવવિનોદ"માં લખે છે:

**"મને મારો સમય નિર્ગમન કરવાની લેશ પણ હરકત પડતી નથી. સેવામાં હતો ને મારો વખત જેમ નિયમિત**

રીતે જતો હતો તેવીજ નિયમિત રીતે મારો સમય સેવામાંથી નિવૃત્ત થયા પછી પણ જાય છે. સંસ્કૃત ને ગુજરાતી સાહિત્યનું પરિશીલન કરવામાં, લખવાવાંચવામાં, પ્રાતઃકાળે આહ્નિક ને રાત્રે કથાનાં કે અન્ય પુસ્તકો વાંચવામાં નિયમિત રીતે મારો સમય ચાલ્યો જાય છે. એ બાબતમાં સેવામાંથી નિવૃત્ત થએલા અન્ય પુરુષોના જેવી મને હરકત પડતી નથી.”

આ શબ્દોને મુદ્દારૂપ પકડી સર લલ્લુભાઈ આશારામ શાહે મુંબઈ હાઇકોર્ટના ઍક્ટિંગ ચીફ જસ્ટિસ હતા તે વખતે સ્વર્ગસ્થની તૈલ પ્રતિકૃતિ નગીનચંદ હૉલમાં ખુલ્લી મૂકવાની ક્રિયા વખતે એવા ઉદ્‌ગાર કાઢ્યા હતા કે જે વ્યક્તિ પોતાના માનસનું આ પ્રમાણે આત્મપૃથક્કરણ કરી શકે તે વ્યક્તિના નિયમિત ને સાધુ જીવનને માટે કોઈને પણ માન ઉત્પન્ન થયા વિના રહે નહિ. એજ શબ્દોને આધારભૂત રાખીને હું મારો મુદ્દો સમર્પિત કરૂં છું કે થોડાંક વધુ વર્ષ જો તેઓ આયુષ્ય ભોગવી શક્યા હોત તો તેમની નિયમિતતાને લીધે અવશ્ય કાવ્યશાસ્ત્ર વિષેના પુસ્તકની ઇચ્છા તેઓ ફલીભૂત કરી શક્યા હોત.

પરંતુ એ વસ્તુસ્થિતિને અભાવે એમના પ્રકીર્ણ લેખોની માળા ગૂંથી વાચકવર્ગને તે રજુ કરવાનું કાર્ય વ્યોમેશે અને મેં આદર્યું. તદનુસાર આ પુસ્તક પ્રકટ કરવામાં આવે છે.

કાવ્યશાસ્ત્ર વિષેનાં લખાણો પ્રકટ કરવાનું નક્કી કર્યું તે સાથે એમ થયું કે સાહિત્ય ને ભાષા વિષે પણ થોડાક લેખો એકઠા મૂક્યા હોય તો પુસ્તકની ઉપયોગિતા બહોળી થાય. તેથી તેવા લેખો પણ સાથે લીધા છે.

“શાળાપત્ર”ના લેખો છાપવાને માટે બ્રિટિશ કેળવણીખાતાની પરવાનગી લેવામાં આવી છે. તે પરવાનગી બદલ ખાતાનો અત્ર ઉપકાર માનું છું.

વડોદરા — અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી
તા. ૧૦મી એપ્રિલ ૧૯૩૦.

# સ્વ. રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

**"કમળાશંકરભાઈનું પુખ્ત ઉમરે અવસાન થયું હતું. છતાં, એમ થયા વિના રહેતું નથી કે કોઈ અજાણ્યા ગામડામાં કેટલીક વાર અભણ ડોશીઓને એકસોચાળીસ વર્ષની જિંદગી બક્ષે છે તેના કરતાં નર્મદાશંકર કે ગોવર્ધનરામ જેવા કળાકારો અથવા મણિલાલ કે કમળાશંકર જેવા મહાપંડિતોને ઈશ્વરે ચિરંજીવી-કીધા હોત તો કેવું સારૂં?"**

સ્વ. કમળાશંકરભાઈની ટુંકી જીવનરેખા તો હમણાંજ અનેક સામયિક પત્રોમાં છપાઈ ગઈ છે ને એમનું વિસ્તૃત જીવનચરિત લખવાની સામગ્રીનો ઉપયોગ થઈ શકયો નથી એટલે આ લેખમાં એઓ સંસ્કૃત ભાષાના પંડિત કેવી રીતે થયા તથા તે તરીકે એમણે શું શું કાર્ય કર્યું તેનીજ હકીકત આપવામાં આવશે.

**સંસ્કૃતનો અભ્યાસ:—**

કમળાશંકરભાઈ નાના હતા ત્યારથી સંસ્કૃત ભાષા તરફ એમને અજબ અભિરુચિ હતી. અંગ્રેજી ચોથા ધોરણમાં હતા ત્યારે સુરતના પ્રખ્યાત શાસ્ત્રીજી દિનમણિશંકરના શિષ્ય વિશ્વનાથ શાસ્ત્રી પાસે એ લઘુકૌમુદી શિખ્યા હતા. ત્યાર પછી સગરામપરાના માર્કંડ શાસ્ત્રી પાસે એમણે રઘુવંશનું અધ્યયન કીધું હતું.

મૅટ્રિક પાસ થયા પછી એઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા ત્યાં (પછીથી ડૉ. સર) રામકૃષ્ણ ભાંડારકર સંસ્કૃતના અધ્યાપક હતા. પ્રો. ભાંડારકરને ગુજરાતી વિદ્યાર્થીઓ સંસ્કૃતનું સારૂં જ્ઞાન ધરાવી શકતા નથી એમ ભ્રમ પેસી ગયો હતો. સ્વ. હરિરામ ભટ્ટ તથા કમળાશંકરભાઈ જેવા વિદ્યાર્થીઓના પરિચયમાં આવ્યા પછી એમનો આ અભિપ્રાય ફેરવાયો હતો. કમળાશંકરભાઈ એમના પ્રિય શિષ્ય થઈ પડ્યા હતા. ઉત્તમ વિદ્યાર્થીઓના ઉત્તરપત્રો વર્ગ આગળ વાંચી બતાવવાની પ્રો. ભાંડારકરને ટેવ હતી. તે મુજબ એક વખત કમળાશંકરભાઈનો તર્કસંગ્રહનો ઉત્તરપત્ર

---

*"સાહિત્ય" સપ્ટેમ્બર ૧૯૨૫માં પ્રથમ પ્રસિદ્ધ થએલો લેખ.

વિદ્યાર્થીઓ સમક્ષ એમણે વાંચી સંભળાવ્યો હતો. તર્ક અને અલંકાર પ્રો. ભાંડારકર પાસેજ કમળાશંકરભાઈ શિખ્યા હતા. બી. એ.નો અભ્યાસક્રમ તે વખતે હાલના કરતાં ઘણો જુદો હતો. કમળાશંકરભાઈ સંસ્કૃત નહીં પણ ઇતિહાસ ને અર્થશાસ્ત્ર લઈ ઇ. સ. ૧૮૭૮માં બી. એ.માં પાસ થયા હતા.

એમને સંસ્કૃત પર એટલો પ્રેમ હતો કે બી. એ. પાસ થયા પછી સંસ્કૃત પુસ્તકોને છેલ્લા નમસ્કાર ન કરતાં, નાણાવટમાં રહેતા દુર્ગાશંકર શાસ્ત્રી પાસે એમણે સિદ્ધાંત-કૌમુદીનું અધ્યયન કીધું. ત્યાર પછી મનોરમા, પરિભાષેન્દુશેખર, મહાભાષ્ય વગેરે ગ્રંથોનો અભ્યાસ તો એમણે પોતાની મેળેજ કરી લીધો. આમ કરતાં એમને અનેક શંકાઓ થતી તેનું સમાધાન એઓ મુંબાઈના જીવરામ શાસ્ત્રી પાસ કરાવતા. વ્યાકરણમાં પ્રવેશ કર્યા પછી વેદાંતનું અધ્યયન એમણે આરંભ્યું.

અમદાવાદ હાઈસ્કૂલમાં પોતે શિક્ષક હતા ત્યારે ત્યાંના ભાસ્કર શાસ્ત્રી પાસે એમણે બ્રહ્મસૂત્રનો અભ્યાસ કીધો ને ભાવનગરની સામળદાસ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક હતા ત્યારે ત્યાંના પ્રસિદ્ધ વેદાંતશાસ્ત્રી ભાનુશંકરની પાસે ચતુઃસૂત્રીનું એમણે અધ્યયન કીધું હતું. આમ વ્યાકરણ અને વેદાંતમાં એમણે પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે પ્રવેશ કીધો હતો તેથીજ પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે શિખેલા પદવીધરો કરતાં સંસ્કૃત પર એમનું પ્રભુત્વ ઘણું વધારે હતું.

સંસ્કૃતમાં ભાષણ કરતાં તો આ લેખકે કદી એમને સાંભળ્યા નથી, પણ થોડાક વખત પર સુરતમાં કાશીના એક વિદ્વાન્ નૈયાયિક સુરતમાં આવ્યા હતા ત્યારે શબ્દ નિત્ય કે અનિત્ય એ પ્રશ્ન પર કમળાશંકરભાઈએ ઘણા લાંબા વખત સુધી બહુજ સહેલાઇથી સંસ્કૃતમાં વાદ કીધો હતો તે વખતે આ લેખક ત્યાં હાજર હતો. એમની કારકીર્દિની શરૂઆતમાં એઓ સુરત, ભરુચ, નડિયાદ વગેરે સ્થળે શિક્ષક તરીકે કામ કરતા હતા ત્યારે એઓ સંસ્કૃતના જ્ઞાન માટે એટલા વખણાયલા કે એમના તરફ તે વખતના શિષ્યો આજે પણ બાલકવત્ પૂજ્યભાવ ધારણ કરે છે.

**સંસ્કૃતના અધ્યાપક:—**

સંસ્કૃતના અચ્છા વિદ્વાન્ તરીકે એમની ખ્યાતિ પ્રસરી ગઈ એટલે ભાવનગરની સામળદાસ કૉલેજમાં પ્રોફેસર તરીકે ઇ. સ. ૧૮૮૯માં એમની નીમણુંક થઈ. પ્રકૃતિએ એઓ એટલા સરળ અને એકમાર્ગી હતા કે ખટપટ

હોય ત્યાં એમને ગોઠતું નહીં. એટલે એક વર્ષ કામ કર્યા પછી અમદાવાદમાં પહેલા આસિસ્ટન્ટ મૂળ હતાજ ત્યાં એ પાછા આવ્યા. ઇ. સ. ૧૮૮૧માં એલફિન્સ્ટન્ કૉલેજમાં ડૉ. પીટરસનની જગાએ મિ. વૈદ્ય કામ કરતા હતા. તેમનું મૃત્યુ થતાં કમળાશંકરભાઈની નીમણુંક એક્ટિંગ પ્રોફેસર ઓફ ઓરિએન્ટલ લેંગવેજીસ તરીકે થઈ. આ જગા મેળવનાર પહેલા ગુજરાતી એઓજ હતા. એજ જગાએ પાછું બે વાર એમણે કામ કર્યા બાદ ઇ. સ. ૧૮૯૫માં ડેક્કન કૉલેજમાં પ્રો. કાથવટેની જગાએ અધ્યાપક તરીકે એ આવ્યા. એમણે ત્યાં ઘણું સારૂં કામ કીધું હતું. કાવ્યપ્રકાશનું વિવરણ પ્રો. કાથવટે જેવા પ્રતિષ્ઠિત અધ્યાપક કરતાં પણ વધારે સ્પષ્ટ રીતે એઓ કરતા હતા. આ બાબત ડૉ. રામકૃષ્ણ ભાંડારકરે એમને ખાસ ધન્યવાદ આપ્યો હતો.

આમ ચારચાર ફેરી કામચલાઉ પ્રોફેસર તરીકે કામ કરેલું છતાં જ્યારે એલ્ફિનસ્ટન કૉલેજમાં કાયમની પ્રોફેસરની નીમણુંક થવાનો પ્રસંગ આવ્યો ત્યારે તે જગા મિ. શ્રીધર રામકૃષ્ણ ભાંડારકરને મળી, ને ડક્કનમાં એમજ જગા ખાલી પડી ત્યારે મિ. કાશીનાથ બાપુ પાઠક ત્યાં નિમાયા. પ્રોફેસર તરીકે પ્રતિષ્ઠા પામવાની સદ્‌ગતને તીવ્ર ઇચ્છા હતી, એટલે સ્વાભાવિક રીતે આ બે બનાવોથી એમને ભારી નાઉમેદી થઈ હતી. મિ. જાઇલ્સને પણ એમના હક્ક પર તરાપ પડી તે લાગ્યું એટલે એમણે ઇ. સ. ૧૯૦૨માં અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં પ્રિન્સિપાલ તરીકે એમની નિમણુંક કરાવી.

પ્રિન્સિપાલ તરીકે સ્વાભાવિક રીતે ગુજરાતી ભાષા અને તેના શિક્ષણ તરફ એમનું લક્ષ ખેંચાયું, ને 'શાળાપત્ર'ના તંત્રી તરીકે માનસશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર ને વ્યાકરણશાસ્ત્ર પર એમણે અનેક વિદ્વત્તાભર્યા નિબંધો લખ્યા. સંસ્કૃતના અધ્યાપક થયા હોત તો કદાચ આ દિશા તરફ એમનું ધ્યાન ન પણ જાત, એટલે આજે ગુજરાતી દૃષ્ટિબિંદુએ જોઈએ તો જે થયું તે ઠીકજ થયું એમ થાય છે. અને સંસ્કૃત પંડિત તરીકે તો એ ભાષાના અનેક કઠિન ગ્રંથો પ્રકાશિત કરી એમણે કીર્તિ સંપાદન કરી છે. એ મહેચ્છા તૃપ્ત કરવા પ્રોફેસરજ થવાની કાંઈ જરૂર પડતી નથી.

**એમના ગ્રંથો—**

સરકારી સંસ્કૃત પુસ્તકમાળા ( Bombay Sanskrit Series ) નીકળતી હતી તેનો નિયમ એવો હતો કે અગાઉ પ્રસિદ્ધ ન થયાં હોય એવાં પુસ્તકો પ્રતિષ્ઠિત વિદ્વાનો મારફત સંશોધિત કરાવી બહાર પાડવાં. કમળાશંકરભાઈને ડૉ. ભાંડારકરે પહેલું તો ભટ્ટિકાવ્ય અથવા રાવણવધ નામનું પાણિનિના સૂત્રોની સમજ આપતું ઉદાહરણકાવ્ય સોંપ્યું. પંચ-મહાકાવ્ય જેટલું આમાં સૌન્દર્ય નથી, છતાં બાવીસ સર્ગનું આ મહાકાવ્ય વ્યાકરણશાસ્ત્રની દૃષ્ટિથી પ્રમાણભૂત ગ્રંથ ગણાય છે. એ કાવ્ય પર તેર જુદી જુદી ટીકાઓ છે. તેમાં જયમંગલકૃત જયમંગલા સૌથી વધારે જૂની ને જાણીતી છે. પણ મલ્લિનાથની સર્વપથીન નામની ટીકાનો પશ્ચિમ હિંદમાં પ્રચાર નહોતો એટલે તે ટીકા સાથે કમળાશંકરભાઈએ એ કાવ્ય સંશોધિત કરી છપાવ્યું. એના ઉપોદ્ઘાતમાં એ ગ્રંથનો કર્તા ભટ્ટિ નામનો કોઈ સ્વતંત્ર કવિ છે કે ભર્તૃહરિ છે તે પર વિવેચન કીધું છે ને અંગ્રેજીમાં ટિપ્પણ છે. વળી શ્લોકાનુક્રમણિકા ઉપરાંત પરિશિષ્ટો છે, તેમાં ભટ્ટિકાવ્યમાં આવતાં વિશેષ નામો, સર્વપથીનમાં ટાંકેલા ગ્રંથો, તથા અજ્ઞાત લેખકોનાં અવતરણો તથા પાઠાન્તરો વગેરે ગણાવેલાં છે, આવા કાળજીપૂર્વક તૈયાર કરેલા આ ગ્રંથને ડૉ. ભાંડારકરે બહુજ વખાણ્યો હતો.

રેખાગણિત નામનો જગન્નાથ સમ્રાટ્‌વિરચિત ભૂમિતિનો ગ્રંથ મૂળ સ્વ. હરિલાલભાઈને પ્રસિદ્ધ કરવા અપાયલો. એ કાર્ય પૂરૂં કર્યા પહેલાં હરિલાલભાઈનું અવસાન થયું, એટલે એમનાં વિધવા કમળાશંકરભાઈ પાસે આવ્યાં ને અધુરૂં રહેલું કામ પાર પાડવા એમને વિનંતિ કરી. હરિલાલ-ભાઈની પ્રતમાં પાનેપાને અશુદ્ધિઓ હતી. એટલે એમણે અનેક પ્રતો મેળવી અને ખાસ કરી જયપુરના પ્રખ્યાત રાજા સવાઈ જયસિંહે તૈયાર કરાવેલી એક નકલ મેળવી મૂળ ગ્રંથ સંશોધિત કર્યો. વળી અંદર આકૃતિઓ નહોતી તેથી આકૃતિઓ કાઢવા માટે બે જૂનાં પુસ્તકો એમના શિષ્ય રા. ત્ર્યંબકરાવ જાદવરાવ બૅરિસ્ટર-ઍટ-લૉની સહાયથી વિલાયતથી મેળવ્યાં. એક યુક્લિડની ગ્રેગરીની ૧૭૦૩ની આવૃત્તિ ને બીજું ૧૫૭૦માં છપાયલું બિલિંગસ્લેનું યુક્લિડનું અંગ્રેજી ભાષાંતર. આમ ગ્રંથ આખો તૈયાર થયા

પછી એનું મૂળ શોધવામાં પણ અમને ઘણી વિડંબના પડી હતી. અનેક ગણિતશાસ્ત્રીઓ તેમજ બ્રિટિશ મ્યુઝિઅમના પુસ્તકાધિકારી તરફથી કંઈ પત્તો ન મળ્યો ત્યાર પછી આખરે મહામહોપાધ્યાય સુધાકર દ્વિવેદીએ મૂળ ગ્રંથ મોકલાવી આપ્યો. તે પરથી મજિસ્તિ (Almagest)ના લેખક નાસીરૂદ્દીને અરબ્બીમાં ગ્રંથ તૈયાર કરેલો તેનું રેખાગણિત ભાષાંતર છે એમ નક્કી થયું. યુકિલડે કેટલાક સિદ્ધાંતની પરોક્ષસિદ્ધતા આપી છે તેની રેખાગણિતમાં પ્રત્યક્ષ સિદ્ધતા આપી છે. આ અને રેખાગણિતની બીજી ખાસ ખૂબીઓ, ભૂમિતિ પ્રથમ હિંદમાં શોધાઈ કે ગ્રીસમાં, તેમજ નાસીરૂદ્દીન તથા સવાઈ જયસિંહ વગેરે વિષયો પર ઘણી રસભરી ચર્ચા એમણે ઉપોદ્ઘાતમાં કરી છે. આ પુસ્તકોને છેડે અંગ્રેજીમાં ટિપ્પણો આપેલાં છે. તે વાંચતી વખતે કમળાશંકરભાઈ કોઈ ગણિતશાસ્ત્રી હોય એમજ લાગે છે. વિજ્ઞાનકોશના રચનારાઓને ખપ લાગે એવા કેટલાક ઉત્તમ પારિભાષિક શબ્દો પણ અંદર છે, એટલે એ રીતે પણ પુસ્તકની ઉપયોગિતા ઘણી છે.

એકાવલિ નામનો વિદ્યાધરરચિત ગ્રંથ પછી એમને સોંપવામાં આવ્યો. આ ઘણું જાણીતું પુસ્તક હોવાથી રેખાગણિત માફક આની હસ્તલિખિત પ્રતો મેળવતાં મુસ્કેલી નહોતી પડી. મમ્મટના કાવ્યપ્રકાશની ધાટી પર આ કાવ્યશાસ્ત્રનો ગ્રંથ રચાયલો છે. કાવ્યપ્રકાશમાં દશ ઉલ્લાસ છે, તેમ આમાં આઠ ઉન્મેષ છે. આના પર પ્રખ્યાત ટીકાકાર મલ્લિનાથે તરલ નામની ટીકા રચી છે તે પણ એમણે સાથે છપાવી છે. એકાવલિ ક્યારે લખાઈ તે પર ડૉ. ભાંડારકરે પૂર્વે લેખ લખ્યો હતો, તેમાં જે નિર્ણય પર આવેલા તેને કમળાશંકરભાઈની શોધખોળથી કંઈ બાધ આવે છે કે નહીં તે પર ડૉ. ભાંડારકરે પણ આ પુસ્તકમાં વિવેચન કીધું છે. અંગ્રેજીમાં ઘણું વિસ્તારવાળું ટિપ્પણ કમળાશંકરભાઈએ લખ્યું છે ને પાઠભેદ, શ્લોકોની અનુક્રમણિકા, તથા એકાવલિમાં ટાંકેલા લેખકો તથા અવતરણોની ટીપ વગેરે પરિશિષ્ટમાં છે. આ પુસ્તક માટે પણ ડૉ, ભાંડારકરે ઊંચો અભિપ્રાય દર્શાવ્યો હતો. કલકત્તા યુનિવર્સિટિની એમ. એ. માં એ અવરનવર પાઠ્ય પુસ્તક તરીકે આવે છે.

પ્રતાપરુદ્રયશોભૂષણ નામનું વિદ્યાનાથનું રચેલું કાવ્યશાસ્ત્રનું પુસ્તક એમણે પછી પ્રસિદ્ધ કીધું. આ ગ્રંથ શાસ્ત્રિવર્ગમાં ઘણો પ્રચલિત છે. મલ્લિનાથે પણ પોતાની પંચકાવ્યની ટીકામાં એમાંથીજ અલંકારોનાં લક્ષણ મોટે ભાગે લીધાં છે. એને ટૂંકમાં પ્રતાપરુદ્રીય તરીકે સબોધવામાં આવે છે. એમાં નવ પ્રકરણ છે. અન્ય લેખકોએ નાયકને ન્યાય આપ્યો નથી તેથી એ વિષય પર એમાં ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. એના પર મલ્લિનાથના પુત્ર કુમારસ્વામિન્‌ની રત્નાપણ નામની ટીકા છે, તે પણ એમણે સાથે છપાવી છે. ઉપોદ્‌ઘાતમાં ગ્રંથકાર તથા ટીકાકારનો સમય વગેરે પર વિવેચન કીધું છે. પુસ્તકને અંતે અંગ્રેજીમાં ટિપ્પણ છે અને આઠ પરિશિષ્ટો છે. એમાં પહેલાં સાત તો એમના બીજા ગ્રંથોમાં છે તે રીતનાં છે, પણ ખાસ કરીને આઠમું પરિશિષ્ટ છે, તેમાં ભામહ નામનો એક જૂનો આલંકારિક થઈ ગયો છે, તેનું કાવ્યાલંકાર નામનું પુસ્તક બે પ્રત હાથ લાગી તે પરથી, શુદ્ધ કરી એમણે છપાવ્યું છે. ઉપોદ્‌ઘાતમાં પણ ભામહ પર મળી શકી તેટલી હકીકત એમણે લખી છે. Bhandarkar Commemoration Volume છપાયું ત્યારે ભામહ પર એમણે એક અંગ્રેજીમાં ઘણો વિદ્વત્તાભર્યો નિબંધ લખ્યો હતો.

વૈયાકરણભૂષણ નામનો વ્યાકરણની ફિલસુફીનો આકરગ્રંથ કમળાશંકરભાઈએ ઇ. સ. ૧૯૧૫માં બહાર પડયો. આ પ્રમાણભૂત ગ્રંથ, ભટ્ટોજી દીક્ષિતની કારિકાઓ પર ટીકા રૂપે, એના ભત્રીજા કોંડભટ્ટે રચ્યો છે, પાણિનિની અષ્ટાધ્યાયી પર શબ્દકૌસ્તુભ નામનો મહાન્ ગ્રંથ ભટ્ટોજી દીક્ષિતે રચ્યો છે. તેમાંના સિદ્ધાંતોનો સાર કારિકામાં છે. મીમાંસકો અને નૈયાયિકોના મતોનું અંદર ખંડન કીધું છે, આ ગ્રંથ પર કાશિકા નામની પૂર્વે કદી પ્રકાશિત ન થયલી દુર્મિલ ટીકા હરિરામે લખી છે તેની બે પ્રત કમળાશંકરભાઈએ મહા પ્રયાસે મેળવી તે પણ જોડે અંદર છપાવી છે. આ કઠિન ગ્રંથ સુગમ થાય એ હેતુથી વિસ્તૃત ટિપ્પણ પણ અંગ્રેજીમાં એમણે આપ્યું છે ને અંતે પાઠાંતરો, કારિકાના કક્કાવારી, કોંડભટ્ટે ટાંકેલાં પુસ્તકો વગેરેનાં રીત મુજબ પરિશિષ્ટો તો છેજ.

ષડ્ભાષાચંદ્રિકા—પ્રાકૃત ભાષાઓ પ્રત્યે કમળાશંકરભાઈને અગાઉથી પ્રેમ તો હતોજ. વરરુચિના પ્રાકૃતપ્રકાશનું ભાષાંતર એમણે 'શાળાપત્ર'માં કકડે કકડે છપાવ્યું હતું. વૈયાકરણભૂષણ બહાર પડયાને વર્ષ પૂરૂં નહોતું થયું તે પહેલાં તો લક્ષ્મીધરનો રચેલો ષડ્ભાષાચંદ્રિકા નામનો પ્રાકૃત વ્યાકરણનો મોટો ગ્રંથ એમણે પ્રસિદ્ધ કર્યો એમાં મહારાષ્ટ્રી ( કે પ્રાકૃત ) શૌરસેની, માગધી, પૈશાચી, ચૂલિકાપૈશાચી ને અપભ્રંશ, એ છ ભાષાનું નિરૂપણ છે. વરરુચિએ તો ચારજ ભાષાનું નિરૂપણ કીધું છે, પણ લક્ષ્મીધરે અપભ્રંશ પર હેમચંદ્ર કરતાં કંઈ ઓછું લખ્યું નથી. સૂત્રનાં ઉદાહરણો હેમચંદ્ર અપભ્રંશ સાહિત્યમાંથી આપે છે તેમ લક્ષ્મીધરે કીધું નથી, પણ એણે નવી સંજ્ઞાઓ દાખલ કરીને સૂત્રો વધારે ટૂંકાં ને સરસ બનાવ્યાં છે. મૂળ સૂત્રો વાલ્મીકિનાં છે કે ત્રિવિક્રમનાં તે ઉપર એઓએ ઉપોદ્‌ઘાતમાં ચર્ચા કરી છે, તેમ લક્ષ્મીધરને લગતી સઘળી જાણવા જેવી માહીતી પણ અંદર લખી છે. હેમચંદ્ર, વરરુચિ. ત્રિવિક્રમ, માર્કંડેય વગેરે લેખકોના ગ્રંથો તથા પ્રાકૃતમણિદીપ તેમજ ષડ્ભાષાશબ્દમંજરી વગેરે પ્રાકૃત વ્યાકરણના જે જે ગ્રંથો એમને મળ્યા તે સર્વ જોઈ જઈને એમણે બહુ શ્રમપૂર્વક અંગ્રેજી ટિપ્પણ લખ્યું છે.

આ પુસ્તકને અંતે નવ પરિશિષ્ટ છે. તેમાં ગ્રંથમાં આવતા પ્રાકૃત શબ્દનો કોશ વગેરે છે. પણ સૌથી વધારે અગત્યનું તો સાતમું પરિશિષ્ટ છે. એમાં હેમચંદ્રનાં અપભ્રંશ ઉદાહરણો આપ્યાં છે. લક્ષ્મીધરે હેમચંદ્ર માફક એ સાહિત્યમાંથી ઉદાહરણો નથી આપ્યાં તે ઉણપ આ રીતે કમળાશંકરભાઈએ પુરી છે. વળી હેમચંદ્રે શ્લોકો સંસ્કૃતમાં નથી આપ્યા એટલે કમળાશંકરભાઈએ ઉદયસૌભાગ્યમણિએ રચેલી ઢુંઢિકા અથવા વ્યુત્પત્તિદીપિકા નામની ટીકા જોઈને એ શ્લોકોનું સંસ્કૃત પણ અંદર મૂકયું છે. આમ હોવાથી એમ. એ. ના ગુજરાતીના અભ્યાસકોનો આ પરિશિષ્ટ બહુજ ઉપયોગી થઈ પડે એવું છે, એટલે એની પાઠ્ય પુસ્તક તરીકે યુનિવર્સિટીએ ભલામણ કરી છે.

પ્રક્રિયાકૌમુદી—સંસ્કૃતમાં બેજ કૌમુદી પ્રસિદ્ધ છે, પ્રક્રિયાકૌમુદી ને સિદ્ધાંતકૌમુદી. આ બેઉમાં, કાશિકાવૃત્તિમાં અષ્ટાધ્યાયીને અનુસારે સૂત્રો

આપ્યાં છે તેમ નહીં પણ પ્રક્રિયાને અનુસારે સૂત્રો આપ્યાં છે. એ બેમાં રામચંદ્રકૃત પ્રક્રિયાકૌમુદી વધારે પ્રાચીન છે. એમાં સર્વે સૂત્રો સમજાવ્યાં નથી ને સિદ્ધાંતકૌમુદીનાં એકેએકનું સ્પષ્ટીકરણ થયું છે. કાતંત્ર, કે મુગ્ધ-બોધ, કે વ્યાઘ્રપાદ જેવી પાણિનિથી ભિન્ન પદ્ધતિથી સિદ્ધ થતાં રૂપો રામચંદ્ર સ્વીકારે છે, ને ભટ્ટોજી દીક્ષિત તો પાણિનિ, કાત્યાયન અને પતંજલિ એ મુનિત્રયથી ભિન્ન મતને વર્જ્ય ગણે છે, એટલે મનોરમામાં પ્રક્રિયાકૌમુદી વિરુદ્ધ ભટ્ટોજી દીક્ષિતે ટીકા કરવામાં પાનેપાનાં ભર્યાં છે. આ પરથી એમ લાગે છે કે અસલ આ ગ્રંથ બહુ લોકપ્રિય હતો ને એનાજ નમુના પર સિદ્ધાંતકૌમુદી રચાયલી. પ્રક્રિયાકૌમુદી પર છ ટીકા છે તેમાં રામચંદ્રનાજ પૌત્ર વિઠ્ઠલાચાર્યે પ્રસાદ નામની ટીકા લખી છે તે મૂળ ગ્રંથ સાથે કમળાશંકરભાઈએ છપાવી છે, ને મોટો ઉપોદ્ઘાત પણ અંગ્રેજીમાં લખ્યો છે. આ ગ્રંથ બહુજ મોટો થયો છે. **એનો પૂર્વાર્ધ પોતે છેલ્લી મૂર્છામાં પડ્યા તેને આગલેજ દિવસે બંધાઈને આવ્યો તે જોઈ, એ સરસ્વતીના વિરલ ઉપાસકની આંખમાંથી હર્ષાશ્રુ પડ્યાં હતાં, પણ આસપાસ બેઠેલાં સ્વજનોનાં નયનમાંથી તો શોકાશ્રુની ધારા ચાલી હતી.** એનો ઉત્તરાર્ધ પ્રેસમાં છે. કમળાશંકરભાઈએ આખો ગ્રંથ તૈયાર કરી નાખ્યો છે એટલે હવે એ સ્વજનોમાનુંજ કોઈક એ છપાવવાનું કામ માથે લેશે.

શાંકરભાષ્યનો અનુવાદ—શંકરાચાર્યના આ અદ્વિતીય ગ્રંથનું ભાષાંતર સ્વ. મણિલાલ દ્વિવેદીએ 'સુદર્શન'માં આરંભ્યું હતું, પણ થોડાંક સૂત્રો થયા પછી મૂકી દીધું હતું. આજ ગ્રંથનો અનુવાદ કરવાનું કામ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ કમળાશંકરભાઈને ઇ. સ. ૧૮૯૩માં સોંપ્યું હતું. એ કામ અવકાશે ધીરેધીરે એમણે પૂરૂં કીધું ને પહેલો ભાગ ઇ. સ. ૧૯૦૭માં ને બીજો ઇ. સ. ૧૯૦૯માં પ્રસિદ્ધ કીધો. આમાં દરેક પાનામાં નીચે રત્નપ્રભા અને ભામતી પર મુખ્ય આધાર રાખી સમજુતી આપ-વામાં આવી છે. આ ગ્રંથની ભાષા 'વિષયને અનુસરતી' રાખવા જતાં એટલી સંસ્કૃતમય થઈ ગઈ છે, કે મૂળ સંસ્કૃત ભાષ્ય વાંચી શકે એટલા અધિકારવાળા વાચકજ એ અનુવાદ સમજી શકે. એજ ગ્રંથનો બીજો

ગુજરાતી અનુવાદ બહાર પડયો ત્યારે આ ફરિયાદ આ લેખકે સદ્‌ગતને મોંઢમોંઢ કરી હતી ત્યારે એમણે કહ્યું હતું કે બીજી આવૃત્તિમાં હું ભાષા ખરેખરી સરળ કરવા માંગું છું પણ કમનસીબે તે વખત આવ્યોજ નહીં.

## વિદ્યાર્થિવર્ગ માટે પુસ્તકો—

આ ઉપરાંત વિદ્યાર્થિવર્ગ માટે પણ એમણે અનેક પુસ્તકો લખ્યાં છે. ડૉ. ભાંડારકરની સંસ્કૃત સેકન્ડ બૂક, જેની પહેલી આવૃત્તિનું ભાષાંતર દિ. બા. અંબાલાલભાઈએ કીધું હતું, તે સુધારીને તૈયાર કરવાનું કામ ડૉ. ભાંડારકરે એમને ઇ. સ. ૧૮૮૯માં સોંપ્યું. વ્યાકરણની પરિભાષામાં યોગ્ય ફેરફાર કરી એ કામ એમણે ઉત્તમ રીતે પાર પાડયું હતું. ઇ. સ. ૧૮૯૬માં પ્રો. ગજ્જરની સૂચનાથી ‘ સયાજીજ્ઞાનમંજૂષા ’માં સંસ્કૃત પ્રથમ પુસ્તક એમણે પ્રસિદ્ધ કર્યું હતું. એજ માળા માટે સંસ્કૃત દ્વિતીય ને તૃતીય પુસ્તકો પણ એમણે રચ્યાં હતાં, પણ પ્રો. ગજ્જર વડોદરા છોડી મુંબાઈ ગયા એટલે તે છપાયાં નથી. છોકરીઓ સહેલાઇથી સંસ્કૃત શીખી શકે એ હેતુથી ‘સરલા’ નામનું નાનું પુસ્તક લખવાની એમને ઇચ્છા હતી પણ એ કામ એમનાથી સમયને અભાવે થઈ શક્યું નહોતું. ઇ. સ. ૧૯૧૫માં એમણે સંસ્કૃત ગદ્યપદ્ય સંગ્રહાત્મક ‘ સાહિત્યમંજરી ’ નામની ચોપડી પણ પ્રસિદ્ધ કરી હતી. એ પાઠય પુસ્તક તરીકે મંજૂર થઈ હતી.

સંસ્કૃત ટીચર—આ વર્ગના પુસ્તકોમાં સૌથી વધારે પ્રખ્યાતિ પામેલું પુસ્તક તો સંસ્કૃત ટીચર છે. સાહિત્યને પ્રાધાન્ય આપી વ્યાકરણને ગૌણ રાખી નવીન શૈલી પર એમણે પ્રથમ ગુજરાતીમાં સંસ્કૃતશિક્ષિકા રચી, ને તે પરથી સંસ્કૃત ટીચર અંગ્રેજીમાં ઇ. સ. ૧૯૧૧માં બહાર પાડી. મુંબાઈ, અલ્લાહબાદ, ને મધ્ય પ્રાંતોમાં એ પાઠય પુસ્તક તરેકે ચાલે છે, મધ્ય પ્રાંતોમાં તો ડૉ. ભાંડારકરનાં પુસ્તકો હવે શિખવાતાંજ નથી, પૂર્વ તેમજ પશ્ચિમના અનેકાનેક વિદ્વાનોએ એ ગ્રંથની મુક્તકંઠે પ્રશંસા કરી છે. એની છ આવૃત્તિઓ થઈ છે ને મરાઠી, હિંદી ને બંગાળીમાં એના અનુવાદો થઈ ચૂક્યા છે. આ પુસ્તક જોઈ ગુરુવર્ય ભાંડારકર શિષ્યાદ્ ઇચ્છેત્ પરાજયમ્, એ વચન ભૂલી જઈ મત્સરગ્રસ્ત થઈ ગયા હતા ! કમળાશંકરભાઈએ

એ પર અભિપ્રાય દર્શાવવા કાગળો લખ્યા તેના એમણે ઉત્તર સુદ્ધાં આપ્યા નહોતા. આ વર્તનથી સદ્ગતને અતિશય દુઃખ થયું હતું. આમ થાય એમાં કંઈ નવાઈ નથી. કમળાશંકરભાઈને પોતાના આ ગુરુ તરફ એટલો પૂજ્યભાવ હતો કે આ અનુભવ થયા પછી પણ એઓ 'અનુભવવિનોદ'માં પોતાના વિદ્યાર્થિજીવન પર ટીકા કરતાં કહે છે કે 'ફરી એ સમય આવે. ફરી મારા પૂજ્ય ગુરુઓ વર્ડ્સ્વર્થ ને ભાંડારકરના ચરણકમળસમીપ બેસી તેમનાં ઉત્તમ શિક્ષણનો લાભ લેવાનો પ્રસંગ આવે, એવા વિચાર મનમાં હરહમેશ આવ્યાં કરે છે'.

**ગુજરાતના ભાંડારકરઃ—**

સ્વ. કમળાશંકરભાઈ ડૉ. ભાંડારકર માફકજ એલ્ફિનસ્ટન્ કૉલેજમાં અધ્યાપક હતા, વર્ષો સુધી અનેક વિદ્યાપીઠોમાં પરીક્ષક હતા, વિદ્યાર્થિવર્ગના સંસ્કૃત પુસ્તકોના લેખક હતા, તેમજ અનેક ગ્રંથોના સંશોધક પણ હતા, એટલે એમને ગુજરાતના ભાંડારકર કહેવામાં આવે છે તે એક દૃષ્ટિએ ખોટું નથી. યુનિવર્સિટિમાં પાસ થયલા ગુજરાતી પંડિતોમાં કમળાશંકરભાઈનું સ્થાન, દક્ષિણીઓમાં ડૉ. ભાંડારકરના જેવુંજ છે એમ કહીએ તો કોઈને અન્યાય થવાનો સંભવ નથી. ભાંડારકર જેટલું કાર્ય સદ્ગતે બેશક કીધું છે. મુંબઈ સંસ્કૃતશાળામાં તો એમણે કોઈ પણ ગુજરાતી કે દક્ષિણી વિદ્વાન કરતાં વધારે ગ્રંથો પ્રગટ કીધા છે. આ ગ્રંથો એમના સંસ્કૃત પાંડિત્યના સ્મરણસ્તંભો છે ને ગુજરાત કરતાં અન્ય પ્રાંતોમાં એમની પ્રતિષ્ઠા "ઘરકા જોગી જોગટા ઔર બહારસેં આયા વો સિદ્ધ" એ ઉક્તિ અનુસાર, એટલી ભારી છે કે બનારેસ ગયલા સુરતના એક શાસ્ત્રીને મોઢે એ મહામહોપાધ્યાય પંડિતોએ એમ અભિપ્રાય આપેલો કે મુંબઈ પ્રાંતના એ મુખ્ય પંડિતોમાંથી ભાંડારકરમહાશય કરતાં અમે તો ત્રિવેદિમહાશયને વધારે ઉંચું સ્થાન આપીએ છીએ. આમ છતાં સત્યને ખાતર કહેવું જોઈએ કે ડૉ. ભાંડારકર History of Deccan અને Shaivism and Vaishnavism જેવા મૌલિક ગ્રંથો લખ્યા છે તેવા કમળાશંકરભાઈએ લખ્યા નથી. પુરાતત્ત્વવેત્તા તથા તત્ત્વવેત્તા તરીકે ડૉ. ભાંડારકર જેટલી પ્રતિષ્ઠા કમળાશંકરભાઈ મેળવી શકયા નહોતા. કાયમના અધ્યાપક ન થયા તેથી એમના જીવનકાર્યની દિશા બદલાઈ ગઈ હતી.

૧૯૦૨ થી ૧૯૧૪ સુધીનો એમનો મધ્યાવસ્થાનો સમય ગુજરાતી સાહિત્યની સેવામાં ગયો હતો. આથી એ બાર વર્ષમાં એઓ માત્ર એકજ સંસ્કૃત ગ્રંથ પ્રસિદ્ધ કરી શક્યા હતા. ડૉ. ભાંડારકરને આવું થયું નહોતું તેમ એમણે પોતાની માતૃભાષામાં કમળાશંકરભાઈ જેટલું લખ્યું નથી એ હકીકત પણ વિસારવા જેવી નથી. જો કમળાશંકરભાઈ કાયમના અધ્યાપક થયા હોત તો ભાંડારકર જેવું કાર્ય પણ કરત એવી યદિવિચારણાના ક્ષેત્રમાં પડ્યાથી કંઈ ફળ નથી. આ બે મહાપંડિતોના પાંડિત્યની તુલના કરતાં કમળાશંકરભાઈનાં અદ્‌ભુત ઉદ્યોગ તરફ વાચકવર્ગનું ધ્યાન ખેંચવું વધારે ઇષ્ટ છે. કમળાશંકરભાઈએ કદી રજા લીધી નહોતી ને સ્વકર્તવ્ય એ નિષ્ઠાથી બજાવ્યું હતું. રજા દરમ્યાન હજારો ઉત્તરપત્રો તપાસવાનું કંટાળાભર્યું કામ એઓ કરતા, તેમાંથી વખત કાઢીને કઠિન ગ્રંથોની જુદી જુદી હસ્તલિખિત પ્રતો સુધારવી, સરખાવવી, ઉતારવી અને પછી અનેક પુસ્તકો જોઈ ટિપ્પણો લખવાં ને કોશરચના જેવી પ્રવૃત્તિ કરી સંખ્યાબંધ પરિશિષ્ટો બનાવવાં અને વળી આખરે આઠસેહજાર પાનાનાં દળદાર સંસ્કૃત પુસ્તકોનાં બેત્રણ ફેરી પ્રુફો તપાસવાનું કામ જાતોજાત કરવું—આ બધામાં કેટલો વખત જતો હશે ને શ્રમ લેવો પડતો હશે, તેની કલ્પના કરતાંજ આ લેખક તો આશ્ચર્યચકિત થાય છે. ખરેખર! કાર્લાઇલ કહે છે તેમ શ્રમ લેવાની અનંત શક્તિ એટલે પ્રતિભા એ લક્ષણ સ્વીકારીએ તો કમળાશંકરભાઈ પ્રતિભાશાળી પુરુષ હતા એમ કહ્યા વગર છૂટકો નથી.

## એમના મૌલિક ગ્રંથો:—

પ્રતિભા શબ્દ વિવાદજનક છે. મૌલિક ગ્રંથો ન રચ્યા હોય તેને પ્રતિભાશાળી કદાપિ ન કહી શકાય એમ પણ માનવું છે. કચરા જેવા મૌલિક ગ્રંથો લખવા કરતાં તો શારીરિકભાષ્ય કે શ્રીભાષ્યનું ભાષાંતર કરવું એ વધારે સારૂં છે. છતાં કમળાશંકરભાઈએ તો શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વો ને બૃહદ્‌વ્યાકરણ એ બે મૌલિક ગ્રંથો પણ રચ્યા છે. એટલે એમની પ્રતિભાને વિષે શંકાને સ્થાન નથી. પહેલો પાશ્ચાત્ય માનસશાસ્ત્ર ને શિક્ષણશાસ્ત્રના અભ્યાસનું ફળ છે ને બીજો પૌરસ્ત્ય વ્યાકરણશાસ્ત્ર ને ભાષાશાસ્ત્રનું અધ્યયનું પરિણામ છે. કમળાશંકરભાઈનો કાવ્યશાસ્ત્ર તથા વેદાંતશાસ્ત્રનો

અભ્યાસ પણ ઘણો ઊંડો ને વિશાળ હતો ને એ બેઉ વિષય પર બે સ્વતંત્ર ગ્રંથો ગુજરાતીમાં રચવાની એમને ઉમેદ હતી. કાવ્યશાસ્ત્ર પર તો એમણે નીચે જણાવેલા મોટામોટા નિબંધો પણ લખ્યા છે.

| | |
|---|---|
| ૧. કાવ્યલક્ષણ | ૭. નાટ્ય-નૃત્ય-નૃત્ત |
| ૨. કાવ્યત્વપ્રયોજક ગુણો | ૮. પદ્ય-ગદ્ય |
| ૩. કાવ્યના પ્રકાર (ઉત્તમ, મધ્યમ ને અધમ) | ૯. મહાકાવ્ય-ખંડકાવ્ય |
| | ૧૦. કથા-આખ્યાયિકા-ચંપૂ |
| ૪. રૂપક—દશ પ્રકાર | ૧૧. કવિ અને કાવ્ય |
| ૫. વસ્તુ-અધિકારિક, પ્રાસંગિક | ૧૨. કાવ્યશાસ્ત્રના વિનોદો |
| ૬. નેતા-ધીરોદાત્તાદિ | ૧૩. કવિ નર્મદ, વગેરે, વગેરે |

વેદાંત પર ગ્રંથ રચવા વિષે એઓ શાંકરભાષ્યના અનુવાદની પ્રસ્તાવનામાં લખે છે કેઃ—

'શ્રીમચ્છંકરાચાર્યનો સમય તથા ચરિત, તે કાળની ધાર્મિક પરિસ્થિતિ તથા તે પરિસ્થિતિમાંથી એ આચાર્યશ્રીએ કરેલો ઉદ્ધાર ને વેદધર્મનું પુનઃસ્થાપન, તેમની અપૂર્વ દૈવી આધ્યાત્મિક શક્તિ તથા પરમતોનું ખંડન કરવાની ને સ્વમતનું મંડન કરવાની પ્રતિષ્ઠિત પદ્ધતિ, ઉપનિષદ્‌વાક્યોને વેદધર્મ પર શ્રદ્ધાની અપેક્ષાએ એકવાક્યતાની આવશ્યકતા, એ એકવાક્યતા કરવાની તેઓશ્રીની અગાધ શક્તિ, અને એ એકવાક્યતા દ્વારા સ્થૂણાનિખનન ન્યાયે પ્રતિષ્ઠાપિત કરેલો માયાવાદ ને કેવલાદ્વૈત સિદ્ધાંત, એ સિદ્ધાંતનાં મૂલતત્ત્વો ને અન્ય વેદાંતમાર્ગોનું-વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, દ્વૈત ઇત્યાદિનું-વિવરણ ને તારતમ્ય, શ્રીમચ્છંકરપાદના અન્ય ભાષ્યો ને ગ્રંથો, એમના મતનું ઐદંપર્ય-રહસ્ય ને આર્યભૂમિ પર તેમજ અન્ય ભૂમિના પણ વિદ્વાનો પરથી પડેલા અપૂર્વ સંસ્કારો, સમ્યગ્દર્શનના પ્રતિપક્ષભૂત સાંખ્ય, વૈશેષિક (અર્ધવૈનાશિક), બૌદ્ધ (સર્વવૈનાશિક, મુક્તકચ્છ) જૈન (મુક્તવસ્ત્ર, લુંચિતકેશ), માહેશ્વર (જટાધારી શૈવ, પંચપદાર્થવાદી) ભાગવત પંચરાત્ર (ચતુર્વ્યૂહવાદી) આદિ વાદોના મૂળતત્ત્વો ને તેમનું ખંડન, કેવલાદ્વૈતવાદને પાશ્ચાત્ય દેશના તેને મળતા વાદોનું તારતમ્ય ઇત્યાદિ વિષયો પર આ અનુવાદ સમાપ્ત થયો એટલે એની

ભૂમિકામાં લખવાનો વિચાર હતો. પરંતુ એ લેખ ઘણો લાંબો થાય ને તેથી અનુવાદગ્રંથના કદમાં વધારો થાય માટે એ વિચાર માંડી વાળ્યો છે. ઇશ્વરેચ્છા હશે ને સમયાદિની અનુકૂળતા મળશે તો એ બધા વિષયોનો સ્વતન્ત્ર ગ્રંથ રચાશે.'

પણ સમયની અનુકૂળતા એમને પછી મળીજ નહીં. બૃહદ્વ્યાકરણ લખ્યા પછી મિ. કોઠારીના અત્યાગ્રહને વશ થઈ એમને વાચનમાળા રચવાના કાર્યમાં પ્રવૃત્ત થવું પડયું, એટલે આ બે મૌલિક ગ્રંથો ન રચી શકાયા. ફ્રડકેથી માંડી ટેલર સુધીના દરેક લેખકના વ્યાકરણ કરતાં બૃહદ્-વ્યાકરણ એટલું ચઢીઆતું છે કે ગુજરાતી વ્યાકરણના ઇતિહાસમાં કમળા-શંકરભાઈના પુસ્તકે નવો યુગજ પ્રવર્તાવ્યો છે. કાવ્યશાસ્ત્ર ને વેદાંતશાસ્ત્રમાં એમ ન થાત છતાં એઓ વધુ જીવ્યા હોત તો, બે મહામૂલ્યવાન્ ગ્રંથો આપણને પ્રાપ્ત થાત એ નિઃસંશય છે. આ વિચાર આવે છે ત્યારે, કમળાશંકરભાઈનું પુખ્ત ઉમરે અવસાન થયું હતું છતાં, એમ થયા વિના રહેતું નથી કે કોઈ અજાણ્યા ગામડામાં કેટલીક વાર અભણ ડોશીઓને ઇશ્વર એકસોચાળીસ વર્ષની જિંદગી બક્ષે છે તેના કરતાં નર્મદાશંકર કે ગોવર્ધનરામ જેવા કળાકારો અથવા મણિલાલ કે કમળાશંકર જેવા મહા-પંડિતોને ઇશ્વરે ચિરંજીવી કીધા હોત તો કેવું સારૂં ?

વ્યોમેશચંદ્ર પાઠકજી

---

સ્નેહાળ માતુશ્રી ગં. સ્વ. મુ.

નાનીબેનના

પવિત્ર ચરણકમળમાં

આ

લઘુ પુસ્તક

રજુ કરીએ છીએ.

# અનુક્રમણિકા

## ( ૧ )



---

( ૨ )



---

( ૩ )

---

## ( ૪ )

## (૫)

# પરિશિષ્ટ ૧લું

## પરિશિષ્ટ ૨જું



## પરિશિષ્ટ ૩જું

# કાવ્ય—સાહિત્ય—સમીક્ષા

## (૧)

### કાવ્યશાસ્ત્ર

**૧. હાલનાં કાવ્યો:**—હાલમાં ગુજરાતી ભાષામાં કવિતા રચવી સહેલી થઈ પડી છે. સહજ પિંગળનું જ્ઞાન થાય કે આધુનિક નાટકના ગાયનનું જ્ઞાન થાય એટલે કાવ્ય કરવાની શક્તિ આવી એમ સમજી કેટલાક કાવ્યો રચવા મંડી પડે છે અને ગમે તેવું પદ્ય બનાવી તેને કવિતા કહે છે.

**૨. સંસ્કૃતમાં કાવ્યશાસ્ત્રનાં પુસ્તકો:**—સંસ્કૃત ભાષામાં ઘણાં અને ઉત્તમ કાવ્યો રચાયાં છે, અને કાવ્યશાસ્ત્રનાં પુસ્તકો પણ ઘણાં થયાં છે. કાવ્ય એટલે શું, તેના કેટલા પ્રકાર છે, શક્તિ કેટલી છે, શબ્દ અને અર્થ કેટલી જાતના છે, વાક્ય એટલ શું, રસનું સ્વરૂપ, તે વિષે ભિન્ન ભિન્ન વિચાર, તેના પ્રકાર, ભાવ, રસાભાસ, ભાવાભાસ, ભાવોદય, ભાવસંધિ, અને ભાવશબલતા, ગુણ, દોષ, અલંકાર ( શબ્દાલંકાર, અર્થાલંકાર, તથા ઉભયાલંકાર ). સંધિ, રીતિ, વૃત્તિ—આ બધા વિષયો કાવ્યશાસ્ત્રમાં ચર્ચાયા છે.

**૩. કાવ્યશાસ્ત્રનાં પુસ્તકો:**—એ વિષે ઘણાં પુસ્તકો રચાયાં છે, તેમાંનાં થોડાંકનાં નામ નીચે આપ્યાં છેઃ—

| કર્ત્તા | પુસ્તક |
|---|---|
| ભામહ | કાવ્યાલંકાર |
| દંડિન્ | કાવ્યાદર્શ |
| ઉદ્‌ભટ | અલંકારસારસંગ્રહ |
| ભરત | નાટ્યશાસ્ત્ર |
| વામન | કાવ્યાલંકારસૂત્ર |
| રુદ્રટ | કાવ્યાલંકાર |
| આનન્દવર્ધન | ધ્વન્યાલોક |

| | |
|---|---|
| રાજાનકરૂય્યક | અલંકારસર્વસ્વ |
| ભોજ | સરસ્વતીકંઠાભરણ |
| મમ્મટ | કાવ્યપ્રકાશ |
| વિદ્યાધર | એકાવલી |
| વિદ્યાનાથ | પ્રતાપરૂદ્રયશોવિભૂષણ |
| ધનિક | દશરૂપક |
| પીયૂષવર્ષ | ચન્દ્રાલોક |
| અપ્પય્યદીક્ષિત | ચિત્રમીમાંસા, કુવલયાનન્દ |
| વિશ્વનાથ | સાહિત્યદર્પણ |
| જગન્નાથ | રસગંગાધર |

આ તો ઘણાજ થોડા આલંકારિકોનાં નામ આપ્યાં છે, પણ એ ઉપરથી તેમજ ઉપર વિષયો ગણાવ્યા તે ઉપરથી કાવ્યશાસ્ત્ર સંસ્કૃતમાં કેટલું ખેડાયું હશે તેનો સહજ ખ્યાલ આવશે. આમાં મમ્મટનો કાવ્યપ્રકાશ પ્રૌઢ ગ્રંથ ગણાય છે. થોડુંક કાવ્યસ્વરૂપ, ગુણ, દોષ, અલંકાર, વગેરેનું જ્ઞાન થવાથી પણ કવિતા વાંચવામાં વધારે રસ પડશે. જેમ ઉપનિષદ્‌ના જ્ઞાન વગર વેદાન્તશાસ્ત્ર સારી રીતે સમજાય નહિ, તેમ કાવ્યશાસ્ત્રના જ્ઞાન વગર કાવ્ય કે નાટકની ખુબી સમજી શકાય નહિ.

**૪. કાવ્ય એટલે શું?**—હવે કાવ્ય કોને કહેવું તેનો વિચાર કરીએ. કાવ્યનું લક્ષણ આલંકારિકોએ જુદું જુદું આપ્યું છે.

**૪. અ: દન્ડિન્:**—પ્રાચીન આલંકારિક દંડિન્ કહે છે કે '**शरीरं तावदिष्टार्थव्यवच्छिन्ना पदावली**' ચમત્કારજનક અર્થવિશિષ્ટ પદસમૂહ તે કાવ્ય. ચમત્કાર એટલે અલૌકિક આનન્દ.

**૪. આ: મમ્મટ:**—મમ્મટનું લક્ષણ **तददोषौ शब्दार्थौ सगुणा-नलंकृती पुनः क्वापि** છે; એટલે મોટા દોષવિનાના, ગુણયુક્ત, અને ક્વચિત્ સ્પષ્ટ અલંકારરહિત શબ્દ અને અર્થ તે કાવ્ય.

**अदोषौ** એ પદનો અર્થ બિલકુલ દોષવિનાના એવો કરીએ તો ઉત્તમ રસયુક્ત પદ્યમાં પણ ક્વચિત્ અલ્પદોષ હોય તો તેવું પદ્ય કાવ્ય કહેવાય નહિ, અને કાવ્યનો વિષય ઘણો વિરલ થઈ જાય. **अदोषौ** એ પદમાં

પૂર્વગ *અનો અર્થ અલ્પ કરવો. **अ** કે **अन्**ના ૭ અર્થ થાય છે ને જાણવા લાયક છે.

**तत्सादृश्यमभावश्च तदन्यत्वं तदल्पता ।**
**अप्राशस्त्यं विरोधश्च नञर्थाः षट् प्रकीर्त्तिताः ॥**

સાદૃશ્ય (સરખાપણું), અભાવ, અન્યત્વ, અલ્પતા, અપ્રશસ્તત્વ, (વખાણવા લાયક નહિ એવું તે **अप्रशस्त** તેનો ભાવ તે **अप्रशस्तत्व** કે **अप्राशस्त्य**), અને વિરોધ (ઉલટાપણું), એ **नञ्** (**अ** કે **अन्**)ના ૭ અર્થ છે. **अब्राह्मणः** એમાં **अ** સાદૃશ્યવાચક છે. **अब्राह्मणः** એટલે બ્રાહ્મણ એ એક વર્ણ છે તેમ બ્રાહ્મણના જેવી કોઈ બીજી વર્ણનો; અર્થાત્ બ્રાહ્મણભિન્ન, બ્રાહ્મણસદૃશ કોઈ બીજી વર્ણનો. **अपापम्** એમાં **अ** અભાવવાચક છે. **अपापम्** એટલે પાપનો અભાવ, પાપ નહિ તે. અજ્ઞાન, અક્રોધ, અનંગ, વગેરે શબ્દોમાં એજ અર્થ છે. **अनश्वः** એટલે અશ્વથી ભિન્ન, અર્થાત્ ઘોડાથી જુદું: ગાય વગેરે ઘોડાને મળતું, કે પશુ પણ નહિ એવું ઘોડાને નહિ મળતું. **अब्राह्मणः** એટલે બ્રાહ્મણભિન્ન, બ્રાહ્મણસદૃશ, ક્ષત્રિય વગેરે; અને **अनश्वः** એટલે અશ્વથી અન્ય, અશ્વની સદૃશ કે અસદૃશ. આ પ્રમાણે બે ઠેકાણે અર્થભેદ સ્પષ્ટ છે. **अनुदरा कन्या** એમાં **अन्** અલ્પતાવાચક છે. જેને ઉદર છેજ નહિ એવો અર્થ અસંભવિત છે, માટે જેને અલ્પ ઉદર છે એવો અર્થ કરવાનો છે. **अकालः** એમાં **अ**નો અર્થ અપ્રશસ્ત છે. પ્રશસ્ત કે યોગ્ય કાળ નહિ તે **अकाल**. **अकार्यम्** એમાં પણ **अ**નો એવોજ અર્થ છે. **अधर्मः** એમાં **अ** વિરોધવાચક છે. **अधर्मः** એટલે ધર્મથી વિરુદ્ધ; **अविवेकः** એટલે વિવેકથી વિરુદ્ધ; **असितम्** એટલે સિત (શ્વેત) થી વિરુદ્ધ, શ્યામ; અસિતપક્ષ એટલે કૃષ્ણપક્ષ.

**नञ्** (પૂર્વગ **अ** કે **अन्**) ના આ પ્રમાણે ૭ અર્થ વિદ્વાનોએ કહ્યા છે. એમાંનો 'અલ્પ' એવો અર્થ **अदोषौ** પદમાં લઈ અલ્પદોષયુક્ત અર્થ કરવાનો છે. કેટલાક ટીકાકારને આ અર્થ માન્ય નથી. તેઓ **अदोषौ**નો અર્થ

---

* જેને કેટલાક ગુજરાતી વ્યાકરણમાં આદ્યય કહે છે તે. **आद्यय** એ અશુદ્ધ શબ્દ છે, માટે અમે એને બદલે **પૂર્વગ** શબ્દ વાપર્યો છે.

નિર્દોષજ કરે છે અને કહે છે કે અલ્પ પણ દોષયુક્ત પદ્ય કાવ્ય કહેવાયજ નહિ. તેમ કરવાથી ભલે કાવ્યનો વિષય વિરલ થાય, થોડાં પદ્ય કાવ્ય કહેવાય: પણ જેમાં અલ્પ પણ દોષ હોય તે કાવ્યપદને યોગ્ય નથી. દંડિનનો પણ એજ મત છે. તે કહે છે કે

**तदल्पमपि नोपेक्ष्यं काव्ये दुष्टं कथंचन ।**
**स्याद्वपुः सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम् ॥**

ગમે તેવું સુંદર શરીર હોય પણ એક શ્વિત્ર એટલે ધોળા કોડના ચાઠાથી વરવું દેખાય છે, તેમજ ગમે તેવું ચમત્કારિક પદ્ય પણ એક પણ દોષથી દુષ્ટ થાય છે, માટે નાના દોષ માટે પણ ઉપેક્ષા એટલે બેદરકારી રાખવી નહિ. ભામહ પણ કાવ્યાલંકારમાં કહે છે કે

**सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् ।**
**विलक्ष्मणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते ॥**

એક પણ દુષ્ટ પદ વાપરવું નહિ; કેમકે દુષ્ટ કાવ્ય દુષ્ટ સુતના જેવું નિન્દ્ય છે.

ખરું જોઈએ તો જે પદ્યમાં અર્થચમત્કૃતિ અને રસ હોય તેમાં અલ્પદોષ હોય તો તેને કાવ્યસંજ્ઞા આપવીજ નહિ એ ઠીક નથી. કહે છે કે

**कीटानुविद्धरत्नादिसाधारण्येन काव्यता ।**
**दुष्टेष्वपि मता यत्र रसाद्यनुगमः स्फुटः ॥**

જેમ રત્ન હોય ને તેને કીડાએ કોચેલું હોય તો તેમાંથી રત્નત્વ જતું નથી, તેમ પદ્યમાં સહજ દોષ હોય તોપણ રસ, ગુણ, અલંકાર, વગેરે હોય તો કાવ્યત્વ જતું રહેતું નથી. કાલિદાસ કહે છે તેમ **एको हि दोषो गुणसंनिपाते निमज्जतीन्दोः किरणेष्विवा**[illegible]**ः** ગુણસમૂહમાં એકાદ દોષ ચંદ્રકિરણમાં કલંકની પેઠે ડૂબી જાય છે.

**सगुणौ** પદથી રસની પ્રાપ્તિ થાય છે. રસ એ કાવ્યનો આત્મા છે. જેમ શૌર્યાદિ ગુણો આત્માના ધર્મ છે તેમ ગુણ રસના ધર્મ છે. આ પ્રમાણે ગુણ રસના ધર્મ છે અને રસનિષ્ઠ છે એટલે રસમાં રહે છે, પણ

શબ્દ અને અર્થ રસના અભિવ્યંજક છે, માટે ગુણ પણ પરંપરાથી શબ્દાર્થનિષ્ઠ કહેવાય.

अनलंकृती પદમાં अनू અલ્પતાવાચક છે. અલ્પ એટલે આ સ્થળે અસ્ફુટ, અસ્પષ્ટ; એટલે ક્વચિત્ સ્પષ્ટ અલંકાર ન હોય તોપણ કાવ્યત્વની હાનિ થતી નથી. **अनलंकृती क्वापि** એટલે **सर्वत्र सालंकारौ क्वचित्त्वस्फुटालंकारौ**, સામાન્ય રીતે અલંકારયુક્ત અને ક્વચિત્ સ્પષ્ટ અલંકારરહિત.

૪. ઈઃ **અગ્નિપુરાણઃ**—મમ્મટનું કાવ્યલક્ષણ અગ્નિપુરાણના લક્ષણને મળતું છે. અગ્નિપુરાણમાં નીચે પ્રમાણે લક્ષણ આપેલું છેઃ—

**अदोषं गुणवत् काव्यमलंकारैरलंकृतम् ।**
**रसान्वितं कविः कुर्वन् कीर्तिं प्रीतिं च विन्दति ॥**

અદોષ, ગુણ, અલંકાર, અને રસયુક્ત કાવ્ય કરનાર કવિ કીર્તિ અને પ્રીતિ મેળવે છે; અર્થાત્ અદોષ, ગુણયુક્ત, અલંકારથી શોભિત, અને રસયુક્ત પદ્ય તે કાવ્ય.

૪. ઉઃ **વિશ્વનાથઃ**—વિશ્વનાથાદિ નવીન આલંકારિકો રસયુક્ત વાક્યને કાવ્ય કહે છે. **वाक्यं रसात्मकं काव्यम्.** દુષ્ટ વાક્ય હોય તોપણ રસયુક્ત હોય તો તે કાવ્ય છે. અર્થાત્ કાવ્યમાં અલંકાર માત્ર ઉત્કર્ષવિધાયક, એટલે શોભામાં વધારો કરનાર છે; અર્થાત્ કાવ્યલક્ષણમાં **सालंकारौ** પદની જરૂર નથી, એ પદ લક્ષણનો ઘટક અવયવ નથી. રસરહિત અલંકારયુક્ત પદ્યને ચિત્ર કાવ્ય કહે છે તેમાં કાવ્યપદનો વ્યવહાર મુખ્ય નથી, ગૌણ છે.

૪. એઃ **વામનઃ**—વામન રીતિને કાવ્યનો આત્મા કહે છે. **रीतिरात्मा काव्यस्य** એ વામનનું સૂત્ર છે. સૂત્ર શબ્દનો અર્થ નીચેના શ્લોકમાં જણાવ્યો છેઃ-

**अल्पाक्षरमसंदिग्धं सारवद्विश्वतोमुखम् ।**
**अस्तोभमनवद्यं च सूत्रं सूत्रविदो विदुः ॥**

જેમાં થોડા અક્ષર હોય, જે કંઈ સંશયયુક્ત ન હોય, જેમાં સાર રહેલો હોય, જે સર્વત્ર લાગુ પડે, અને જેમાં નિરર્થક શબ્દ ન હોય તેને સૂત્રનું તત્ત્વ જાણનારા સૂત્ર કહે છે, અર્થાત્ જેમાં ટૂંકામાં ઘણો અર્થ સમાગો હોય તે સૂત્ર.

રીતિનું લક્ષણ વામન ગુણવિશિષ્ટ પદરચના આપે છે. '**विशिष्टा पदरचना रीतिः**' ! **विशेषो गुणात्मा**' વૈદર્ભી, ગૌડી, અને પાંચાલી એવા ત્રણ રીતિના પ્રકાર છે. વિદર્ભ, ગૌડ, અને પાંચાલ દેશના કવિઓને પ્રિય હોવાથી અનુક્રમે રીતિનાં નામ વૈદર્ભી, ગૌડી, અને પાંચાલી પડયાં છે.

૪. **ઐ: આનન્દવર્ધનઃ**—આનન્દવર્ધન ( ધ્વનિકાર )ના અભિપ્રાય પ્રમાણે ધ્વનિ એ કાવ્યનો આત્મા છે.

૪. **ઓ: રસગંગાધરઃ**—રસગંગાધરકાર જગન્નાથ ચમત્કારિક અર્થ પ્રતિપાદન કરનાર શબ્દને કાવ્ય કહે છે.**रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम्.**

કાવ્યનાં ઉપરનાં લક્ષણો સરખાવતાં માલમ પડશે કે જગન્નાથ શબ્દને કાવ્ય કહે છે. મમ્મટ શબ્દ અને અર્થ ઉભયને કાવ્ય કહે છે. મમ્મટનું લક્ષણ વધારે સારૂં છે. શબ્દ અને અર્થ બંને ચમત્કૃતિ ઉત્પન્ન કરે છે, મશ્કરી ન થાય એવું કાવ્ય બનાવવામાં ચમત્કારિક શબ્દ અને અર્થ બંનેની જરૂર છે, અને 'કાવ્ય સાંભળ્યું,' 'કાવ્ય બોલાયું,' અને 'કાવ્ય સમજાયું' એમ કાવ્યપદને લગતો વ્યવહાર શબ્દ અને અર્થ બંનેને લગતો છે, માટે લક્ષણમાં શબ્દ અને અર્થ બંને પદ મૂકવાં જોઈએ. એકલું શબ્દ પદ મૂકવું યોગ્ય નથી. ભામહ પણ બંનેને કાવ્ય કહે છે.

**शब्दार्थौ सहितौ काव्यं गद्यं पद्यं च तद् द्विधा ।**

'**रसात्मकं वाक्यं काव्यम्**' એ વિશ્વનાથનું લક્ષણ જેમાં રસ ન હોય પણ રસાભાસ હોય એવાં કાવ્યને લાગુ ન પડે. મમ્મટનું લક્ષણ વિસ્તીર્ણ અને ઉત્તમ છે. પ્રબલદોષરહિત, ગુણયુક્ત, સામાન્ય રીતે અલંકારયુક્ત અને ક્વચિત્ સ્ફુટ અલંકારરહિત શબ્દાર્થ તે કાવ્ય. ગુણયુક્ત પદથી રસનો સંગ્રહ થાય છે. કેમકે રસ કાવ્યનો આત્મા છે. ગુણ આત્માના ધર્મ છે, અને ધર્મ ધર્મી વગર રહી શકે નહિ.

અંગ્રેજીમાં કાવ્યનું એક લક્ષણ નીચે પ્રમાણે છે:—

Poetry is the overflow of powerful feelings.

એટલે જેમાં પ્રબળ મનોભાવ ઊભરાઈ જાય તે કાવ્ય.

આ ઉપરથી જણાશે કે કાવ્ય રચવું સહેલું નથી, તેમજ તેની ખૂબી સમજવી એ પણ સહૃદયનું કામ છે, રસિકનું છે, નીરસનું નથી.

**૫. કાવ્યની મહત્તાઃ**—કાવ્ય રચવું કઠણ છે એ જેમ સંસ્કૃત વિદ્વાનોએ પ્રતિપાદન કર્યું છે તેમજ તેમણે કાવ્યની મહત્તા પણ તેવીજ દર્શાવી છે. મમ્મટ કહે છે કે:—

**काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।**
**सद्यः परनिर्वृतये कान्तासंमिततयोपदेशयुजे ॥**

કાવ્ય રચવાથી કવિને યશ પ્રાપ્ત થાય છે, દ્રવ્ય મળે છે, કાવ્ય પઠનાર સહૃદયને વ્યવહારનું જ્ઞાન થાય છે, કવિના અકલ્યાણનો નાશ થાય છે, એકદમ કવિને તેમજ પઠનાર સહૃદયને પરમ આનંદ થાય છે, અને સહૃદયને કાન્તા તરફથી મધુરતાથી ઉપદેશ મળે તેમ કાવ્યથી ઉપદેશ મળે છે.

**૬. શાસ્ત્રના પ્રકારઃ પ્રભુસંમિત, મિત્રસંમિત, કાન્તાસંમિતઃ**— શાસ્ત્ર તેમજ શબ્દને વિદ્વાનોએ ત્રણ પ્રકારનાં કહ્યાં છે, પ્રભુસંમિત, મિત્રસંમિત, અને કાન્તાસંમિત. વેદવાક્ય પ્રભુસંમિત એટલે પ્રભુતુલ્ય કહેવાય છે. જેમ પ્રભુ વાણીમાત્રથી પુરુષને અમુક કાર્યમાં પ્રવર્ત્તાવે છે, અમુક કાર્યથી પાછો ફેરવે છે, અને તેમ ન કરે તો દંડે છે, તેમજ વેદવાક્ય પણ પુરુષને અમુક વિધિ કરવા પ્રવર્ત્તાવે છે, કે તેમ કરતાં પાછો ફેરવે છે. વેદના મંત્રો ભણવામાં ભૂલ કરવાથી પણ વિઘ્ન આવે તો વેદવિધિ અનુસરવામાં ભૂલ થવાથી અનિષ્ટ થાય એમાં શી નવાઈ!

**शब्दप्रधानं वेदाख्यं प्रभुसंमितमुच्यते ।**
**ईषत्पाठान्यथापाठे प्रत्यवायस्य दर्शनात् ॥**

વેદશાસ્ત્રમાં શબ્દ પ્રધાન છે; કેમકે એમાં લગાર પણ ફેરફાર થઈ શકતો નથી. એ પ્રભુસંમિત છે; કેમકે પ્રભુની આજ્ઞાની પેઠે એની આજ્ઞા લોપાતી નથી.

ઇતિહાસાદિ શાસ્ત્ર મિત્રસંમિત કહેવાય છે. તેઓ મિત્રની પેઠે સન્માર્ગ દર્શાવે છે. એમાં સત્પુરુષની સ્તુતિ અને અસત્પુરુષની નિંદા હોય છે તેથી એમાં અર્થ પ્રધાન છે.

**इतिहासादिकं शास्त्रं मित्रसंमितमुच्यते ।**
**अस्यार्थवादरूपत्वात् कथ्यतेऽर्थप्रधानता ॥**

કાવ્યશાસ્ત્ર આ બેથી જુદી રીતેજ ઉપદેશ કરે છે. જેમ કાન્તા કટાક્ષથી, મંદ હાસ્યથી, અને એવા બીજા હાવભાવથી કે મધુર ભાષણથી પુરુષનું રંજન કરી તેની પાસે પોતાનું ધાર્યું દૂરની સૂચનાથીજ કરાવે છે, તેમ કાવ્યશાસ્ત્ર પણ શબ્દ અને અર્થ બંનેમાં રહેલી વ્યંજનાવૃત્તિથી સહૃદયના હૃદયને આહ્‌લાદ પમાડી ચમત્કાર ઉત્પન્ન કરી રામાદિની પેઠે વર્ત્તવું, રાવણાદિની પેઠે નહિ એમ સૂચવી પુરુષને કર્ત્તવ્યમાં પ્રવર્ત્તાવે છે અને અકર્ત્તવ્યથી તેને પાછો ફેરવે છે, માટે કાવ્ય કાન્તાસંમિત કહેવાય છે. એમાં શબ્દ અને અર્થ બંને ગૌણ છે અને વ્યંજનાવૃત્તિ કે ધ્વનિ પ્રધાન છે.

ध्वनिप्रधानं काव्यं तु कान्तासंमितमीरितम् ।
शब्दार्थौ गुणतां नीत्वा व्यञ्जनप्रवणं यतः ॥

ઉપદેશ પણ મધુરતાથી આપ્યો હોય તોજ રુચે છે, માટે સર્વ શાસ્ત્રોમાં કાવ્યશાસ્ત્ર શ્રેષ્ઠ છે એમ આલંકારિકો કહે છે.

स्वादुकाव्यरसान्मिश्रं वाक्यार्थमुपभुञ्जते ।
प्रथमालीढमधवः पिबन्ति कटुभेषजम् ॥

જેમ પ્રથમ મધ ચટાડયું હોય તો છોકરૂં કડવું ઔષધ પી શકે છે, તેમ મધુર કાવ્યરસથી ભરેલા વાક્યાર્થમાં કડવો ઉપદેશ હોય તોપણ પુરુષ ગ્રહણ કરી શકે છે.

આ પ્રમાણે મમ્મટ કાવ્યનું મહત્ત્વ વર્ણવે છે. પ્રાચીન આલંકારિક ભામહ પણ કહે છે કે

धर्मार्थकाममोक्षेषु वैचक्षण्यं कलासु च ।
करोति कीर्त्तिं प्रीतिं च साधुकाव्यनिषेवणम् ॥

૭. **સત્કાવ્યથી લાભ**:—સત્કાવ્ય રચવાથી કે શ્રવણ કરવાથી ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ ચાર પુરુષાર્થ પ્રાપ્ત થાય છે, કળામાં પ્રવીણ થવાય છે, પ્રેમ ઉત્પન્ન થાય છે, અને કીર્તિ મળે છે.

વિદ્યાધર વગેરે બીજા કવિ પણ એવાજ લાભ વર્ણવે છે.

૮. **કુકાવ્યથી હાનિ**:—હવે કાવ્યના સ્વરૂપ તથા મહત્ત્વનો અને તેને રચવા અને શ્રવણ કરવાથી થતા લાભનો કંઈક ખ્યાલ વાંચનારના મનમાં

આવ્યો હશે. કાવ્ય કરવું એ હાલ કેટલાક સમજે છે તેમ સહેલું નથી. સારૂં કાવ્ય રચાય તોજ રચવું, નહિકર કાવ્ય કરવુંજ નહિ. ભામહ કહે છે કે

नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥

કાવ્ય ન બનાવવાથી અધર્મ, વ્યાધિ, કે દંડ થતો નથી, પણ કુકવિ થવાથી, અર્થાત્ કુકાવ્ય રચવાથી, સાક્ષાત્ મૃત્યુ થાય છે એમ વિદ્વાનો કહે છે.

**૯. કવિ અને વ્યવહારકુશળતા**:—કવિતાના અભ્યાસથી સર્વ શાસ્ત્ર અને કળાનું જ્ઞાન થાય છે. ભામહ કહે છે કે

अधनस्येव दातृत्वं क्लीबस्येवास्त्रकौशलम् ।
अज्ञस्येव प्रगल्भत्वमकवेः शास्त्रवेदनम् ॥

જેમ ગરીબ દાતાર થઈ શકે નહિ, નપુંસક પુરુષમાં હથિયાર વાપરવાની હોશિયારી હોય નહિ, અજ્ઞાનમાં બોલવાની બહાદુરી હોય નહિ, તેમ કવિ ન હોય તે શાસ્ત્ર જાણી શકે નહિ. વિદ્યાધર પણ કહે છે કે

तद् किंचिन्न विलोक्यते न किल यत् काव्यात् समुन्मीलति ।

એટલે કાવ્યમાંથી જેનું જ્ઞાન થતું નથી એવું છેજ નહિ.

આ ઉપરથી કવિ લોકવ્યવહારમાં કુશળ હોવો જોઈએ એ તો સ્પષ્ટ છે.

**૧૦. કર્ણકોલાહલ એ કાવ્ય નથી**:—વળી માત્ર વાણીના આડંબરને કવિતા કહેવાય નહિ. નીચેના શ્લોકમાં પણ બહુ સારી રીતે કાવ્ય સ્વરૂપ વર્ણવ્યું છે:—

शाणोत्कीर्णमिवोज्वलद्युति पदं बन्धोऽर्धनारीश्वर-
श्लाघालङ्घनजाङ्घिको दिवि लतोद्भिन्नेव चार्थोद्गतिः ।
किंचित्पीडितचन्द्रमण्डलगलत्पीयूषहृद्यो रसः
तद् किंचित् कविकर्म मर्म न पुनर्वाग्डिण्डिमाडम्बरः ॥

શરાણે ચઢાવેલું રત્ન ઊજળું પ્રકાશે છે તેમ જેમાં શબ્દ દીપે છે અને ચમત્કૃતિજનક છે, અર્ધું અંગ શિવ અને અર્ધું પાર્વતી એવી અર્ધનારીશ્વરની

રચના કરતાં પણ જેમાં શબ્દરચના વિશેષ સ્તુતિપાત્ર છે, જેમાં અર્થ દિવ્યલતા જે વીજળી તેથી પણ વિશેષ સ્ફુરે છે, લગારેક ચૂર્ણ કરેલા ચન્દ્રમંડળમાંથી નીકળતા અમૃતના રસ જેવો જેમાં રસ અહ્‌લાદજનક છે, એવું જે અવર્ણનીય કવિકર્મ, અર્થાત્ કાવ્ય, એ અતિગૂઢ છે, એક માર્મિક વિષય છે, રહસ્ય છે; માત્ર વાણીરૂપી પડઘમનો આડંબર એ કંઈ કાવ્ય નથી. એ તો માત્ર કર્ણકોલાહલ છે.

**૧૧. કવિને આવશ્યક ગુણો: શક્તિ, વ્યુત્પત્તિ, અભ્યાસ:—** કાવ્ય કોનું નામ અને કાવ્યની મહત્તા કેટલી છે તે વિષે આપણે સંસ્કૃત કવિઓનું વિવેચન જોયું. હવે કાવ્ય બનાવવામાં કયા ગુણોની આવશ્યકતા છે તે વિષે સંસ્કૃત આલંકારિકો શું કહે છે તે તપાસીએ—

**'शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।**
**काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥'**

**काव्यप्रकाश, १ उल्लास, ३ श्लो.**

શક્તિ એટલે કવિત્વનો બીજભૂત, દેવતાના પ્રસાદ વગેરેથી ઉત્પન્ન થયેલો સંસ્કારવિશેષ એને **પ્રતિભા** પણ કહે છે. પ્રતિભા, જેને અંગ્રેજીમાં Poetic Genius કહે છે, તે વગર સારૂં કાવ્ય થઈ શકે નહિ. નિપુણતા વગેરે બીજાં કારણો હોય તોપણ શક્તિ કે પ્રતિભા ન હોય તો સારૂં કાવ્ય, જેને લોકો હસી ન કાઢે, એવું કાવ્ય ( અનુપહસનીય કાવ્ય ) થઈ શકે નહિ; માટે શક્તિને બધાં કારણોમાં પ્રથમ મૂકી છે. લોકવ્યવહાર, છન્દઃશાસ્ત્ર (પિંગળ) વગેરે શાસ્ત્ર, અને મહાકવિપ્રણીત કાવ્ય વગેરેના પરિશીલન ( અભ્યાસ, વારંવાર શ્રવણ કરવું કે વાંચવું)થી જે **વ્યુત્પત્તિ**–નિપુણતા (ગુણ, દોષ, અલંકાર, રસ, અર્થ વગેરેનો સંસ્કાર–જ્ઞાન ) પ્રાપ્ત થાય છે તે નિપુણતા એ બીજું કારણ વર્ણવ્યું છે. કાવ્ય જાણનારાના ઉપદેશથી જે અભ્યાસ થાય તે **અભ્યાસ.** એ ત્રીજું કારણ છે. એ ત્રણે એકઠાં કારણો કાવ્ય રચવાના હેતુ છે. અર્થાત્, પ્રતિભા, વ્યવહાર, શાસ્ત્ર, કાવ્ય વગેરેના જ્ઞાનથી ઉત્પન્ન થતી નિપુણતા, અને કાવ્ય જાણનારના ઉપદેશથી જે અભ્યાસ થાય એ ત્રણ એકઠાં થાય ત્યારે કાવ્ય રચવાની શક્તિ આવે. ત્રણમાંથી એક પણ ન હોય તો કવિત્વશક્તિ ઉત્પન્ન થાય નહિ.

મમ્મટ સિવાય બીજા આલંકારિકો પણ બહુધા એવોજ મત આપે છે. વિદ્યાધર 'એકાવલી' માં મમ્મટને અનુસરી કહે છે.

'प्रतिभा बहुशास्त्रदर्शिता
बहुधा काव्यविदां च शिक्षया ।
मुहुरभ्यसनं मनीषिभिः
कथितं कारणमस्य संभवे ॥'

શબ્દ, અર્થ. ગુણ, અને અલંકારનું જે વડે પ્રતિભાન થાય તે પ્રતિભા, એટલે શક્તિ, જે વિના કાવ્યજ ન કરી શકાય અથવા તો જો કાવ્ય રચે તો તે હાસ્યજનક થાય. '**प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता**' મતા નવા ઉન્મેષ–અંકુર–આવિર્ભાવથી પ્રકાશતી જે પ્રજ્ઞા તે પ્રતિભા, '**अपूर्ववस्तुनिर्माणक्षमा प्रज्ञा**' ( ધ્વન્યાલોક.૨૮ પૃ૦ ) અપૂર્વ વસ્તુ નિર્માણ કરવાને યોગ્ય જે પ્રજ્ઞા તે પ્રતિભા. પ્રતિભા વગર કાવ્ય રચી શકાયજ નહિ અને નઠારૂં કાવ્ય રચવા કરતાં ન રચવું વધારે સારૂં છે. પ્રાચીન આલંકારિક ભામહ 'કાવ્યાલંકાર' નામના પોતાના ગ્રંથમાં કહે છે—

'सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् ।
विलक्ष्मणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते ॥
नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥

( સર્વથા એક પણ દોષયુક્ત પદ પ્રયોજવું નહિ; કેમકે દુષ્ટ પુત્રથી પિતા નિન્દાય છે તેમ અયોગ્યચિહ્નયુક્ત. અર્થાત્ દુષ્ટ, કાવ્યથી ગ્રંથ નિન્દાય છે. અકવિત્વથી, અર્થાત્ કવિતા ન રચી કવિ ન કહેવાવાથી, અધર્મ, કે વ્યાધિ કે દંડ થતો નથી; પણ કુકવિત્વને, અર્થાત્, કુકાવ્ય રચી કુકવિ સંજ્ઞા મેળવવી તેને, વિદ્વાન્ સાક્ષાત્ મૃત્યુ કહે છે; એટલે નઠારી કવિતા રચવી એ સાક્ષાત્ મૃત્યુતુલ્ય છે. ) આ પ્રમાણે કવિતા રચવામાં પ્રતિભાની પ્રથમ આવશ્યકતા છે. બીજું કારણ બહુ પ્રકારે બહુશાસ્ત્રદર્શિપણું, એટલે ઘણાં શાસ્ત્રોનું પરિશીલન કરવાથી જે વ્યુત્પત્તિ–શક્તિ આવે તે છે.

કવિઓએ ઘણાં શાસ્ત્રો જોવાં જોઈએ; કેમકે તેઓ સર્વપથીન છે, તેમને સર્વ પ્રકારની કવિતા રચાવાની છે. વ્યુત્પત્તિ કરતાં પ્રતિભા પ્રધાન છે; વ્યુત્પત્તિમાં મન્દતા હોય તો તેની ખામી પણ પ્રતિભા દૂર કરી શકે છે; માટે પ્રતિભા સર્વથી પ્રથમ વર્ણવી છે. કાવ્ય જાણનારાઓના ઉપદેશથી વારંવાર અભ્યાસ કરવો; પરિશીલન કરવું એ ત્રીજું કારણ છે. વારંવાર અભ્યાસ કરવાથીજ કવિની વાણી પાક પ્રાપ્ત કરે છે. પાક એટલે રસને યોગ્ય એવા શબ્દ રચવા તે. શ્રવણમાં અમૃત પ્રસ્રવણ કરે એવી પદરચના. કેટલાકના મત પ્રમાણે પદ પ્રયોજવામાં એવી ચાતુરી દર્શાવવી કે પદોના પર્યાયપદ વપરાયજ નહિ; પર્યાયપદ વાપરવાથી અર્થચમત્કૃતિ અને પદલાલિત્યને હાનિ પહોંચે.

पाकस्तु रसोचितशब्दार्थनिबन्धनम् । श्रवणसुधास्यन्दिनी पदव्युत्पत्तिः पाक इत्यन्ये। पदानां परिवृत्तिवैमुख्यं पाक इत्यपरे ।

અમે સંશોધન કીધેલી વિદ્યાનાથની 'એકાવલી.' 'ઉન્મેષ' ૧લો, પૃ૦ ૨૨. વિદ્યાનાથ 'પ્રતાપરૂદ્ર'માં પાકનું લક્ષણ નીચે પ્રમાણે આપે છે—

'रसास्वादप्रभेदाः स्युः पाकाः पाक इव स्थिताः ।

એક પ્રકારનો રસાસ્વાદ, પાકના જેવી પરિપકવ વાણી અને અર્થ તે પાક. દંડચક્રન્યાયથી (જેમ લાકડી અને પૈંડાને પરસ્પર અપેક્ષા છે, દંડ વડે ચક્ર ફરે છે અને ચક્ર ફેરવવામાં દંડની અપેક્ષા છે તેમ) પરસ્પર અપેક્ષ રાખનાર ત્રણ, પ્રતિભા, વ્યુત્પત્તિ, અને અભ્યાસ, કાવ્યનિર્માણ કરવામાં હેતુ છે.

રૂદ્રટ અને દણ્ડી એ પ્રાચીન આલંકારિકો પણ એજ ત્રણ કારણ આપે છે. રુદ્રટ 'કાવ્યાલંકાર'માં કહે છે:—

'तस्यासारानिरासात् सारग्रहणाच्च चारुणः करणे
त्रितयमिदं व्याप्रियते शक्तिर्व्युत्पत्तिरभ्यासः ॥'

કાવ્યાલં૦, ૧ અધ્યાય, ૧૪ શ્લો૦

(અસારનું અર્થાત્ દોષનું નિરસન કરવાથી અને સારનું-ગુણ અને અલંકારનું-ગ્રહણ કરવાથી ચારુ કાવ્ય થાય છે અને તેવું કાવ્ય કરવામાં ત્રણ કામ લાગે છે; શક્તિ, વ્યુત્પત્તિ, અને અભ્યાસ.)

દણ્ડી પણ 'કાવ્યાદર્શ' માં કહે છે—

'नैसर्गिकी च प्रतिभा श्रुतं च बहुनिर्मलम्।
अमन्दश्चाभियोगोऽस्याः कारणं काव्यसंपदः ॥'

કાવ્યાદ૦, ૧ પરિચ્છેદ, ૧૦૩ શ્લોક

સ્વાભાવિક પ્રતિભા, બહુનિર્મળ–દોષરહિત જ્ઞાન, અને અમન્દ–ઘણોજ ઉદ્યોગ એ કાવ્યસંપત્તિનું કારણ છે. )

કેટલાકના મત પ્રમાણે પ્રતિભા કે શક્તિજ કાવ્ય રચવામાં કારણ છે, અને બીજાં બે કારણો—વ્યુત્પત્તિ અને અભ્યાસ ઘણાં આવશ્યક નથી; કેમકે કેટલીક વખતે આપણે બાળકને પણ કવિતા બનાવતાં સાંભળીએ છીએ. પોપ નામના અંગ્રેજી કવિને માટે એવુંજ કહેવાય છે—

'I lisped in numbers; for the numbers came.'

(હું કાલું કાલું બોલતો તે કવિતામાંજ બોલતો; કેમકે કવિતા સ્વાભાવિક રીતેજ મારે મોંએ આવતી હતી.)

આ પ્રમાણે પ્રતિભાજ આવશ્યક છે અને વ્યુત્પત્તિ અને અભ્યાસથી વધારે સારૂં કાવ્ય રચી શકાય છે એમ કેટલાકનું મત છે.

'त्रिकं समुदितमेव हेतुरित्येके। डिम्भेनापि काव्यात्पा- ना-च्छक्तिरेव केवलेत्यपरे।' વિદ્યાભૂષણની 'સાહિત્યકૌમુદી' પૃ. ૪.

અલંકારશેખરમાં અને વાગ્ભટાલંકારમાં પણ એવુંજ મત દર્શાવ્યું છે.

'कवित्वं जायते शक्तेर्वर्धतेऽभ्यासयोगतः।
तस्य चारुत्वनिष्पत्तौ व्युत्पत्तिस्तु गरीयसी ॥'

કેશવમિશ્રના 'અલંકારશેખર' માં બીજા ગ્રંથમાંથી ઉતારો કર્યો છે.

'प्रतिभा कारणं तस्य व्युत्पत्तिस्तु विभूषणम्।
भृशोत्पत्तिकृदभ्यास इत्याद्यकविसंकथा ॥'

વાગ્ભ૦, ૧ પરિચ્છેદ, ૩ શ્લો૦

(શક્તિથી કવિત્વ ઉત્પન્ન થાય છે, અભ્યાસથી વધે છે, તેમાં ચારુત્વ આણવામાં વ્યુત્પત્તિ બળવાન્ છે. પ્રતિભા તેનું કારણ છે, વ્યુત્પત્તિ તો વિભૂ-

પણ છે, વારંવાર સેવન અભ્યાસ કરવાથી વારંવાર કાવ્ય રચી શકાય છે. એમ પુરાણ કવિઓનો ઉપદેશ છે.)

શ્રીપાદ કહે છે કે—

'परिशीलितकाव्यवर्त्मनां कविसंसर्गविशुद्ध चेतसाम् ।
पारिभावयतामनुक्षणं कविता पाणितले निषीदति ॥'

(જેણે ઘણા કાવ્યમાર્ગનું પરિશીલન કર્યું છે, કવિના સંસર્ગથી જેનું ચિત્ત વિશુદ્ધ થયું છે, અને જે ક્ષણે ક્ષણે કાવ્યશાસ્ત્ર અને કાવ્ય વિષે મનન કરે છે તેને કવિતા હસ્તગત થાય છે—હથેલીમાં બેસે છે—વશ થાય છે.)

દંડીએ પણ એવું મત કંઈક દર્શાવ્યું છે—

'न विद्यते यद्यपि पूर्ववासना-
गुणानुबन्धि प्रतिभानमद्भुतम् ।
श्रुतेन यत्नेन च वागुपासिता
ध्रुवं करोत्येव कमप्यनुग्रहम् ॥'

કાવ્યા૦, ૧ પરિ૦, ૧૦૪ શ્લો૦

(પૂર્વ જન્મના સંસ્કારના ગુણ જેમાં જોવામાં આવે એવી અદ્‌ભુત પ્રતિભા જો કે ન હોય, તોપણ પૂર્વ કવિનાં કાવ્યનું વારંવાર શ્રવણ કરવાથી અને કાવ્ય રચવામાં વારંવાર યત્ન કરવાથી સરસ્વતી કંઈ પણ પ્રસાદ દર્શાવે છેજ.)

ઉપલા પદ્યનો હેતુ એવો છે કે પ્રતિભા તો ઉત્તમ ગુણ છે અને ઉત્તમ કાવ્ય રચવાને માટે આવસ્યક છે; પરંતુ તે ન હોય તો મનુષ્યે નાઉમેદ થવું નહિ. વારંવાર પરિશીલન કરવાથી, ઉત્તમ કવિનાં કાવ્યો તથા આલંકારિકોના સાહિત્યગ્રન્થો વાંચવાથી પણ કંઈક શક્તિ આવે છેજ.

સાર એ કે ઉત્તમ કાવ્ય બનાવવામાં પ્રતિભા, વ્યુત્પત્તિ, અને અભ્યાસ ત્રણેની જરૂર છે, અને પ્રતિભા ન હોય ને બીજા બે ગુણ હોય તો કાવ્ય હાસ્યજનક થાય છે. પણ પ્રતિભા ન હોય તોપણ મનુષ્ય વારંવાર કાવ્ય અને કાવ્યશાસ્ત્રનું પરિશીલન કરે તો કંઈક પણ કરી શકે છે; માટે નિરાશ ન થતાં પ્રયત્ન જારી રાખવો. એવાજ ઉદ્દેશથી દંડી પ્રથમ પરિચ્છેદને અન્તે કહે છે—

**तदस्ततन्द्रैरनिशं सरस्वती श्रमादुपास्या खलुकीर्त्तिमीप्सुभिः ।**
**कृशे कवित्वेऽपि जनाः कृतश्रमा विदग्ध गोष्ठीषु विहर्त्तमीशते ॥**

(તેટલા માટે કીર્તિ પ્રાપ્ત કરનારાઓએ આળસ તજી હમેશ સરસ્વતીનું ઉપાસન કરવું; કેમકે કવિત્વશક્તિ થોડી હોય તોપણ શ્રમ કરવાથી વિદગ્ધ પુરુષોની ગોષ્ઠીમાં વિહાર કરવાને સમર્થ થાય છે.)

કાવ્યનું સ્વરૂપ તથા મહત્તા અને તે બનાવવામાં કયા ગુણોની આવશ્યકતા છે તે વિષે અમે સંસ્કૃત અલંકારિકોના વિચારો દર્શાવ્યા છે. હવે કાવ્યના કેટલા પ્રકાર છે તે વિષે વિચારો દર્શાવીએ છીએ.

**૧૨. કાવ્યના પ્રકાર: ધ્વનિ, ગુણીભૂતવ્યંગ્ય, ચિત્ર:—** કાવ્યના પ્રકાર શબ્દ અને વાક્યના અર્થને આધારે થયલા છે. શબ્દના ત્રણ અર્થ છે, વાચ્ય, લક્ષ્ય અને વ્યંગ્ય; અને એ ત્રણ અર્થ ઉપજાવવા માટે શબ્દમાં અનુક્રમે અભિધા, લક્ષણા, અને વ્યંજના એવી ત્રણ શક્તિ છે. શબ્દમાંથી જે સાંકેતિક અર્થ નીકળે છે તે તેનો વાચ્યાર્થ મુખ્યાર્થ કે શક્યાર્થ કહેવાય છે; વાચ્યાર્થનો અન્વય કે તાત્પર્યનો બાધ આવે ને તેની સાથે સંબંધ ધરાવતો બીજો અર્થ રૂઢિથી કે કોઈ પ્રયોજનને લીધે લેવો પડે તો તે લક્ષ્યાર્થ કહેવાય છે, અને એ પ્રયોજનનો અર્થ તે વ્યંગ્યાર્થ કહેવાય છે. 'ગંગામાં સ્નાન કરે છે'–એમાં 'ગંગા' મુખ્યાર્થમાં છે, અને 'ગંગા ઉપર ભરવાડનું ઝુંપડું છે'–એમાં ગંગા' લક્ષ્યાર્થમાં છે, તેમજ એ વાક્યમાંથી 'ઝુંપડું થંડું અને પવિત્ર છે' એવો જે થંડક અને પવિત્રતાના અર્થનો ભાસ થાય છે તે વ્યંગ્યાર્થ છે. ટૂંકામાં કહીએ તો શબ્દમાંથી સંકેત–અનાદિ કાળની મનુષ્યેચ્છા–થી નીકળતો અર્થ તે મુખ્યાર્થ, એ અર્થ બંધ ન બેસે ને એની સાથે સંબંધ રાખતો બીજો જે અર્થ લેવો પડે તે લક્ષ્યાર્થ અને જે અર્થ ઊંડો હોય, દૂરથી સૂચિત હોય તે વ્યંગ્યાર્થ વ્યંજના વ્યાપારને ધ્વનિ પણ કહે છે. એ અર્થોના વિભાગો વિષે કંઈક કંઈક એના નિરૂપણસ્થળે લખ્યું છે. તેમજ વાક્યમાંથી અર્થ કેવી રીતે નીકળે છે તે વિષે પણ અભિહિતાન્વયવાદી અને અન્વિતાભિધાનવાદીઓના મત પ્રદર્શાવ્યા છે. કાવ્યના વિભાગ સમજવા માટે આ બધું જ્ઞાન આવશ્યક છે.

કાવ્યના સામાન્ય રીતે ત્રણ પ્રકાર કરવામાં આવે છે, ઉત્તમ કે ધ્વનિ, મધ્યમ કે ગુણીભૂતવ્યંગ્ય અને અધમ કે ચિત્ર. જે કાવ્યમાં વાચ્ય અર્થ કરતાં વ્યંગ્ય અર્થ વધારે ઉત્કૃષ્ટ હોય તેને વિદ્વાનો ધ્વનિ કે ઉત્તમ કાવ્ય કહે છે. એનું લક્ષણ કાવ્યપ્રકાશકાર મમ્મટ આ પ્રમાણે આપે છે— ‘**इदमुत्तममतिशयिनि व्यङ्ग्ये वाच्याद् ध्वनिर्बुधैः कथितः**’. અર્થાત્, જેમાં વાચ્ય અર્થના કરતાં વ્યંગ્ય અર્થ અતિશયી–ચઢીઆતો— ઉત્કૃષ્ટ હોય તેને બુધ પુરુષો—વિદ્વાનો ધ્વનિ કે ઉત્તમ કાવ્ય કહે છે. જો વ્યંગ્ય અર્થ વાચ્યના કરતાં ઉત્કૃષ્ટ ન હોય તો કાવ્યને મધ્યમ કે ગુણીભૂતવ્યંગ્ય કહે છે. એનું લક્ષણ મમ્મટ આવું આપે છે—‘**अतादृशि गुणीभूतव्यंङ्ग्यं व्यङ्ग्ये तु मध्यमम्**’ એટલે વ્યંગ્ય અર્થ જો અતાદૃશ—ધ્વનિકાવ્યમાં વાચ્યથી ઉત્તમ છે તેવો નહિ—હોય તો તે કાવ્ય બીજા પ્રકારનું એટલે મધ્યમ છે. એમાં વ્યંગ્ય અર્થ ધ્વનિકાવ્યમાં છે તેવો પ્રધાન–મુખ્ય નથી, પણ ગુણીભૂત–પેટા પડતો છે માટે એને ગુણીભૂતવ્યંગ્ય (જેમાં વ્યંગ્ય અર્થ પ્રધાન નથી, પણ ગુણીભૂત, ગૌણ, પેટા પડતો છે એવું) પણ કહે છે. ત્રીજા અને છેલ્લા પ્રકારનું કાવ્ય તે ચિત્ર કે અધમ-કાવ્ય કહેવાય છે. એનું મમ્મટે આપેલું લક્ષણ આવું છે—‘**शब्दचित्रं वाच्यचित्रमव्यङ्ग्यं त्ववरं स्मृतम्**’. અવ્યંગ્યને તો વિદ્વાનો અધમ કાવ્ય કહે છે અને તેના શબ્દચિત્ર અને વાચ્યચિત્ર કે અર્થચિત્ર એવા બે વિભાગ છે. અવ્યંગ્ય એટલે જેમાં વ્યંગ્ય અર્થ છેજ નહિ એવું કાવ્ય કે વ્યંગ્ય અર્થ હોય તો સ્ફુટતર—બહુ સ્પષ્ટ ન હોય એવું કાવ્ય. પ્રદીપકાર (કાવ્યપ્રકાશનો પ્રસિદ્ધ ટીકાકાર) **अव्यङ्ग्यम्**નો આ પ્રમાણે અર્થ કરે છે— ‘**अव्यङ्ग्यमस्फुटतरातिरिक्तव्यङ्ग्यरहितम्। तादृशं चास्फुटतर-व्यङ्ग्यसद्भावे व्यङ्ग्यमात्राभावे वा।**’ આનો અર્થ આવો છે. **स्फुट** એટલે ખુલ્લું, સ્પષ્ટ. **स्फुटतर** એટલે વિશેષ ખુલ્લું કે બહુ ખુલ્લું. એવું નહિ તે **अस्फुटतर**. અવ્યંગ્ય એટલે અસ્ફુટતરથી અતિરિક્ત (ભિન્ન) વ્યંગ્યરહિત. તેવું વ્યંગ્ય બે રીતે હોઈ શકે, અસ્ફુટતર વ્યંગ્ય હોય ત્યારે કે વ્યંગ્યમાત્રનો અભાવ હોય ત્યારે. અર્થાત્, **नञ्** (નિષેધવાચક પૂર્વગ **अ** કે **अन्**)ના છ અર્થ છે. તેમાંથી અભાવ અને અલ્પતાના અર્થ લેવા. અ

પ્રમાણે જે કાવ્યમાં વ્યંગ્ય અર્થ હોયજ નહિ ને હોય તો બહુ સ્પષ્ટ ન હોય તે કાવ્ય તે અધમ કે ચિત્ર; ને ચિત્રતા શબ્દમાં હોય તો શબ્દચિત્ર ને અર્થમાં હોય તો અર્થચિત્ર.

કાવ્યના આમ મમ્મટ ત્રણ પ્રકાર પાડે છે. તેનો દોષ કાઢી 'રસ-ગંગાધર'નો પ્રણેતા કવિ જગન્નાથ ચાર પ્રકાર પાડે છે—

૧ ઉત્તમોત્તમ કે ધ્વનિ, ૨ ઉત્તમ કે ગુણીભૂતવ્યંગ્ય, ૩ મધ્યમ કે અર્થચિત્ર અને ૪ અધમ કે શબ્દચિત્ર. એ કહે છે કે અર્થચિત્ર ને શબ્દચિત્ર બેને એક વિભાગમાં મુકાય નહિ; કેમકે બેની વચ્ચે તારતમ્ય સ્પષ્ટ છે. અર્થાલંકારથી યુક્ત કાવ્યોને શબ્દાલંકારથી યુક્ત કાવ્યો કરતાં કોણ સહૃદય થઈને જુદાં પાડે નહિ ? માટે ચિત્રકાવ્યના બે પ્રકારને એક વર્ગમાં મૂકવા નહિ.

આ રીતે વ્યંગ્ય કે ગર્ભિત અર્થ જે કાવ્યમાં ન હોય કે હોય તો નહિ જેવો હોય તે કાવ્યને આલંકારિકોએ અધમ કાવ્ય ગણ્યું છે ને તેમાં પણ જેમાં અનુપ્રાસાદિ શબ્દાલંકારજ હોય તેને ઉપમાદિ અર્થાલંકારથી યુક્ત કાવ્ય કરતાં હલકું ગણ્યું છે.

**૧૩. ધ્વનિ કાવ્યના બે પ્રકાર:—ધ્વનિ,** ઉત્તમ કાવ્ય કે પંડિત જગન્નાથના કહ્યા પ્રમાણે ઉત્તમોત્તમ કાવ્યના બે પ્રકાર છે–૧ **અવિવક્ષિતવાચ્ય** અને ૨ **વિવક્ષિતાન્યપરવાચ્ય.** પ્રથમ પ્રકાર લક્ષણામૂલધ્વનિ ને દ્વિતીય પ્રકાર અભિધામૂલધ્વનિ છે. લક્ષણામૂલધ્વનિ બે પ્રકારનો હોય છે વાચ્ય અર્થનો અન્વય ઘટતો ન હોય ને તે ઘટવાનું કારણ એમ હોય કે વાચ્ય અર્થ બંધ બેસતો હોય તોપણ ઉપયોગી ન હોય ને તેથી તેને વ્યંજનવ્યાપાર બીજા અર્થમાં લઈ જાય. આ પ્રકાર **અર્થાન્તરસંક્રમિતવાચ્ય** કહેવાય છે. અર્થાન્તર એટલે અન્ય અર્થ, તેમાં સંક્રમિત એટલે દાખલ કરેલો (અર્થાત્, વ્યંજનાવ્યાપારે) છે વાચ્ય અર્થ જે કાવ્યમાં, તે અર્થાન્તરસંક્રમિતવાચ્ય. વાચ્ય અર્થ બંધ બેસતો હોય તોપણ ઉપયોગી ન હોવાથી ઘટતો ન હોય ને તે કારણને લીધે કંઈક પ્રયોજન, જે વ્યંજનાવ્યાપારથી ગમ્ય છે, તે વાચ્ય અર્થ બીજા અર્થમાં સંક્રમિત કરે—દાખલ કરે તો કાવ્ય **અર્થાન્તરસંક્રમિત અવિવક્ષિતવાચ્ય ધ્વનિકાવ્ય** થાય છે. જેમકે

'श्रीरमणः श्रीरमणः सुधांशुमौलिः सुधांशुमौलिरसौ ।
नरसिंहो नरसिंहः प्रभवति जगतामपि त्रितये ॥'

શ્રીરમણ ( વિષ્ણુ ) તે શ્રીરમણ છે, ચંદ્રશેખર (શિવ) તે ચન્દ્રશેખર છે, નરસિંહ ( રાજાનું નામ છે ) તે નરસિંહ છે અને તે ત્રણ જગતમાં પ્રભાવ પામે છે. આ કાવ્યમાં 'શ્રીરમણ', 'સુધાંશુમૌલિ' અને 'નરસિંહ' પદના વાચ્ય અર્થનો અન્વય તો બેસે છે, પણ પ્રથમ પદોથી જે અર્થ કહેવાયો તેજ અર્થ, જે વાચ્યાર્થ, તે ઉપયોગી નથી એટલે અન્વય ઘટતો નથી. આ કારણથી એ દ્વિતીય 'શ્રીરમણ' આદિ પદોને લક્ષણા કરી લક્ષ્ય અર્થમાં લેવાં પડે છે. વિષ્ણુ શ્રીરમણ, એટલે લક્ષ્મીને રમણ પમાડનારજ છે, શિવ અમૃતકિરણ ચન્દ્રને મસ્તક પર ધારણ કરનારજ છે, અર્થાત્, એ બેમાં એટલાજ ગુણ છે, પણ નરસિંહ રાજા તો નરોમાં સિંહસમાન છે, તેથી ત્રણે જગત્ પર તેનો પ્રભાવ છે. પ્રયોજન ગુણસાકલ્ય—સર્વ ગુણોનો ભાવ-વ્યંગ્ય કરવાનું છે. આ પ્રમાણે વાચ્ય અર્થ અનુપયોગી હોવાથી બંધ બેસતો ન હોય ને વ્યંજનાવ્યાપાર તેને દ્વિતીય અર્થમાં—લક્ષ્યાર્થમાં-પરિણામ પમાડે તો અર્થાન્તરસંક્રમિત અવિવક્ષિતવાચ્ય ધ્વનિકાવ્ય કહેવાય. 'શ્રીરમણ' વગેરે **પદો** હોવાથી આ ધ્વનિ **પદપ્રકાશ્ય અર્થાન્તરસંક્રમિતવાચ્ય** છે. કવચિત્ **વાક્યપ્રકાશ્ય** પણ **અર્થાન્તરસંક્રમિતવાચ્ય** હોય છે.

'त्वामस्मि वच्मि विदुषां समवायोऽत्र तिष्ठति ।
आत्मीयां मतिमास्थाय स्थितिमत्र विधेहि तत् ॥'

હું તને કહું છું કે અહિં વિદ્વાનોનો સમૂહ છે, તેથી તારી પોતાની મતિ પર આસ્થા રાખીને અહિં રહે—આ પણ અર્થાન્તરસંક્રમિતવાચ્ય ધ્વનિ છે એમાં **त्वाम्** ( તને ), **अस्मि** ( અવ્યય છે, એનો અર્થ 'હું' છે ), અને **वच्मि** ( કહું છું ) એ શબ્દોનો વાચ્યાર્થ બંધ બેસતો નથી. જેને સંબોધીને કહેવાનું છે તે સમીપજ છે તો પછી એ શબ્દોનો વાચ્યાર્થમાં ઉપયોગ નથી. તેમજ પોતાનીજ મતિને અવલંબન કરાય માટે **आत्मीयाम्** એ પદ પણ એવુંજ છે. માટે મુખ્યાર્થ અનુપયુક્ત હોવાથી બાધિત છે ને લક્ષણા કરી લક્ષ્યાર્થ લેવો પડે છે. **त्वाम्** એટલે તને,

અર્થાત્, જે ઉપદેશને યોગ્ય છે તેને, अस्मि એટલે હું, અર્થાત્, જે તારો આપ્ત પુરુષ છું, ઉપદેશ કરવા યોગ્ય છું, તે, वच्मि એટલે ઉપદેશ કરૂં છું. आत्मीयाम्=પોતાની, અર્થાત્, પ્રમાણભૂત. આમ કહેવાનું પ્રયોજન એવું છે કે ઉપદેશ ઘણોજ માન્ય છે. આમ વાચ્યાર્થનો ઉપયોગી ન હોવાને લીધે બાધ થવાથી વ્યંજના તેને લક્ષ્યાર્થમાં સંક્રમણ કરાવે છે; માટે **અર્થાન્તરસંક્રમિતવાચ્ય** છે. વળી वच्मि એ ક્રિયાપદ છે એટલે **વાક્યપ્રકાશ્ય અર્થાન્તરસંક્રમિતવાચ્ય ધ્વનિ** છે. પ્રથમ ઉદાહરણમાં (**श्रीरमणः श्रीरमणः** એમાં) પુનરુક્તિને લીધે વાચ્યાર્થ અનુપયુક્ત છે. આ ઉદાહરણમાં (**त्वामस्मि वच्मि**માં) કંઈ વિશેષ અર્થ ઉપજાવવાને લીધે વાચ્યાર્થ અનુપયોગી છે. આમ ભેદ સમજવાનો છે.

અવિવક્ષિતવાચ્ય ધ્વનિનો બીજો પ્રકાર **અત્યન્તતિરસ્કૃતવાચ્ય** છે. એમાં વાચ્યાર્થ કોઈ પણ રીતે ઘટતો નથી ને અત્યન્ત તિરસ્કાર પામેલો થાય છે. એ પણ પદપ્રકાશ્ય અને **વાક્યપ્રકાશ્ય** હોય છે.

**'उपकृतं बहु नाम किमुच्यते सुजनता प्रथिता भवता परम् ।
विदधदीदृशमेव सदा सखे सुखितमास्स्व ततःशरदां शतम् ॥'**

પોતે અપકાર કર્યો છે એવું જાણનાર પુરુષને જેના પર અપકાર કીધો છે તે કહે છે—ખરેખર તમે બહુ ઉપકાર કર્યો છે, શું કહું? તમે સૌજન્ય અત્યન્ત પ્રગટ કર્યું છે; હે મિત્ર, એવુંજ હમેશ કરતાં શત વર્ષ સુખે રહો. આ કાવ્યમાં વાચ્યાર્થ બીલકુલ ઘટતો નથી, તેથી વિપરીત લક્ષણાથી તમે અપકાર કીધો છે, દૌર્જન્ય પ્રકટાવ્યું છે, માટે દુઃખે શત વર્ષ રહો એમ કહેવાનું તાત્પર્ય છે. તમે આવો અપકાર કર્યો છે તોપણ હું પ્રિયજ કહું છું એમ પોતાનું સાધુત્વ વ્યંગ્ય છે. અથવા તો તને ઉપકાર કે અપકારનો ભેદ સમજાતો નથી એમ વ્યંગ્ય લેવાય.

આમાં **उपकृतं** ક્રિયાવાચક હોવાથી **વાક્યપ્રકાશ્ય અત્યન્તતિરસ્કૃતવાચ્ય ધ્વનિ** છે. '**जायेत त्वां नृसिंह क्षितिप कवयितुं को न कण्डूलजिह्वः**'—હે નૃસિંહ નૃપ, તારૂં કવન કરવાને કોણ કણ્ડૂલજિહ્વ ન થાય? અહિં **कण्डूलजिह्व**નો મુખ્યાર્થ 'ખજવાળવાળી છે જીભ જેની'

એવો થાય છે તો તે કોઈ પણ રીતે ન ઘટવાથી અત્યન્તતિરસ્કૃત છે. લક્ષણાથી એનો અર્થ 'સ્તવન કરવાને અભિલાષવાળી જીભવાળો' એવો લેવો. રાજાને માટે કવિનો અતિપ્રેમ-પરવશતા એ લક્ષણાનું પ્રયોજન વ્યંગ્ય છે. અહિં કણ્ડૂલજિહ્વ પદ હોવાથી ધ્વનિ **પદપ્રકાશ્ય અત્યન્તતિરસ્કૃત** છે.

**૧૪. કાવ્ય વિભાગનું વૃક્ષઃ**—આ પ્રમાણે અત્યાર સુધી કાવ્ય-વિભાગ કર્યા તેનું ઝાડ નીચે પ્રમાણે છેઃ—



## (૨)
# સૈરન્ધ્રીચંપૂ અને કાવ્યશાસ્ત્ર

અમને શાસ્ત્રીજી વલ્લભજી હરિદત્ત આચાર્ય તરફથી 'સૈરન્ધ્રીચંપૂ' નામનું 'ચંપૂકાવ્ય' મળ્યું, તેની ઉપકાર સાથે પહોંચ સ્વીકારતાં વાચકવર્ગનું તે તરફ લક્ષ ખેંચીએ છીએ. ઘણું કરીને ગુજરાતી ભાષામાં ચંપૂકાવ્ય આ પહેલુંજ છે.

**૧. કાવ્યના પ્રકારઃ—**

કાવ્યના ધ્વનિ, ગુણીભૂતવ્યઙ્ગ્ય અને ચિત્ર એમ ત્રણ પ્રકાર ગયા લેખમાં દર્શાવ્યા છે. દૃશ્ય અને શ્રવ્ય તરીકે પુનઃ કાવ્યના બે પ્રકાર છે. દૃશ્ય કાવ્ય અભિનેય છે અને તેમાં રામાદિ સ્વરૂપનો આરોપ થવાથી તે રૂપક પણ કહેવાય છે.

'दृश्यश्रव्यत्वभेदेन पुनः काव्यं द्विधा मतम् ।
दृश्यं तत्राभिनेयं तद्रूपारोपात्तु रूपकम् ॥'

સાહિત્યદર્પણ ૬ પરિચ્છેદ ૧ શ્લોક

**૨. અભિનયનાં અંગઃ—**

અભિનય એટલે નટ રંગભૂમિ પર રામાદિની અવસ્થાનું અનુકરણ કરે છે તે. તે ચાર પ્રકારનો છે—આઙ્ગિક, વાચિક, આહાર્ય અને સાત્ત્વિક. અંગથી કરેલો અભિનય આઙ્ગિક, વાણીથી કરેલો વાચિક, વેષરચના આદિથી કરેલો આહાર્ય અને સ્તંભ, સ્વેદ, આદિ આઠ *સાત્ત્વિક ભાવથી કરેલો તે સાત્ત્વિક. આઙ્ગિક અભિનયને શાખા પણ કહે છે. તેના શારીર, મુખજ અને ચેષ્ટાકૃત, એવા ત્રણ વિભાગ છે. શિર, હસ્ત, ઉરસ્ (છાતી), પાર્શ્વ, કટિ અને પાદ, એ છ અંગ અને નેત્ર, ભ્રૂ (ભવાં), નાસા, અધર, કપોલ (ગાલ) અને ચિબુક (હડપચી) એ છ ઉપાંગ કહેવાય છે.

---

*स्तम्भः स्वेदोऽथ रोमाञ्चः स्वरभङ्गोऽथ वेपथुः ।
वैवर्ण्यमश्रु प्रलय इत्यष्टौ सात्त्विकाः स्मृताः ॥

સ્તંભ—ચેષ્ટાનો પ્રતિબન્ધ, અંગની નિશ્ચલતા, સ્વેદ—પરસેવો, રોમાંચ—રૂવાટાં ઊભાં થવાં, સ્વરભંગ—બોલવામાં ફેરફાર, વેપથુ—કંપારી, વૈવર્ણ્ય—

**૩. રૂપકના પ્રકાર:—**

રૂપકના દસ પ્રકાર છે—નાટક, પ્રકરણ, ભાણ, વ્યાયોગ, સમવકાર, ડિમ, ઇહામૃગ, અંક, વીથિ અને પ્રહસન. નાટિકા, ત્રોટક, નાટ્ય, રાસક, ભાણિકા વગેરે અરાઢ ઉપરૂપક કહેવાય છે.

**૪. વસ્તુના પ્રકાર:—**

પ્રબન્ધનું †વસ્તુ કે ઇતિવૃત્ત (વર્ણ્ય વિષય) બે પ્રકારનું હોય છે. આધિકારિક અને પ્રાસંગિક. પ્રબન્ધનું જે મુખ્ય વસ્તુ તે §આધિકારિક અને પ્રસંગે વર્ણવેલું તે પ્રાસંગિક. રામાયણમાં રામસીતાવૃત્તાન્ત આધિકારિક અને સુગ્રીવાદિવૃત્તાન્ત પ્રાસંગિક વસ્તુ છે. અર્થાત્, આધિકારિક એ પ્રધાન વસ્તુ અને પ્રાસંગિક એ અંગભૂત વસ્તુ છે. પ્રાસંગિક વસ્તુ બે પ્રકારનું છે—પતાકા અને પ્રકરી. દૂરાનવર્તી-મોટી કથા તે પતાકા અને અલ્પાનુવર્તી-નાની કથા તે પ્રકરી. સુગ્રીવાદિવૃત્તાન્ત તે પતાકા અને જટાયુ, આદિવૃત્તાન્ત તે પ્રકરી. આ પ્રમાણે આધિકારિક એ એક પ્રકાર અને પ્રાસંગિક બે પ્રકાર મળીને વસ્તુ ત્રણ પ્રકારનું થાય છે. એ ત્રણના દરેકના પાછા ત્રણ પ્રકાર છે—પ્રખ્યાત, ઉત્પાદ્ય અને મિશ્ર. ઇતિહાસમાં પ્રસિદ્ધ વસ્તુ તે પ્રખ્યાત, કવિકલ્પિત વસ્તુ તે ઉત્પાદ્ય વસ્તુ અને બંનેનું મિશ્રણ હોય તે મિશ્ર વસ્તુ. મહાવીરચરિતાદિમાં પ્રખ્યાત ઇતિવૃત્ત છે, માલતીમાધવાદિમાં ઉત્પાદ્ય છે અને ઉત્તરરામચરિતાદિમાં મિશ્ર છે.

---

ચહેરાની ફીકાશ, અશ્રુ—આંસુ અને પ્રલય—મૂર્છા, રાગ, દુઃખ આદિથી ઇન્દ્રિયોનું અસ્ત થવું-આ આઠ સત્ત્વથી નિષ્પન્ન થવાથી, સાત્ત્વિક ભાવ કહેવાય છે. સત્ત્વ એટલે રસાદિનો પ્રકાશ કરનાર કંઈક આન્તર ધર્મ; રામાદિની સાથે નટની તન્મયતા, તેને સુખે સુખી અને તેને દુઃખે દુઃખી એવું ચિત્ત તે સત્ત્વ.

† वस्तु यत् स्यात् प्रबन्धस्य शरीरं कविकल्पितम् ।
इतिवृत्तं तदेवाहुर्नाट्याभिनयकोविदाः ॥

ભાવપ્રકાશ.

§ અધિકાર એટલે ફલસ્વામ્ય, ફલપ્રાધાન્ય, તે જેને હોય તે અધિકારી. અધિકાર કે અધિકારીથી નિર્વૃત્ત તે આધિકારિક, અર્થાત્ પ્રધાન.

**૫. નાયકના ગુણો:—**

રૂપકોમાં જે મુખ્ય પુરુષ વર્ણવ્યો હોય તે નેતા કે નાયક કહેવાય છે. તે ત્યાગી—દાતા, વીર, કુલીન, શ્રીમાન્, રૂપ, યૌવન અને ઉત્સાહયુક્ત, દક્ષ—સત્વત્સર કાર્ય કરનાર, લોકનું મન સંપાદાન કરનાર, તેજસ્વી, વિદગ્ધ—ગૂઢ અભિપ્રાય જાણનાર અને શીલવાન હોવો જોઈએ. આ નાયકના સામાન્ય ગુણ કહ્યા.[1]

**૬. નાયકના પ્રકાર:—**

એ નાયકના પ્રથમ ચાર પ્રકાર છે—ધીરોદાત્ત, ધીરોદ્ધત, ધીરલલિત અને ધીરપ્રશાન્ત. તેમાં આત્મશ્લાઘારહિત, ક્ષમાવાળો, અતિગંભીર, હર્ષશોકાદિથી જેનાં ચિત્તમાં વિકાર થતો નથી એવો મહાસત્ત્વ, કર્મને વિષે અતિશય સ્થિર, વિનયથી જેનું સ્વાભિમાન ઢંકાયલું છે એવો, અને અંગીકૃતનો નિર્વાહ કરનાર—દૃઢવ્રત—એવો જે નાયક તે ધીરોદાત્ત કહેવાય છે.[2] રામ, યુધિષ્ઠિર આદિ ધીરોદાત્ત નાયક છે. માયાવી પ્રચણ્ડ, ચપળ, ઘણો અહંકારી, શૌર્ય, વિદ્યા આદિ અતિશય હોવાથી દર્પયુક્ત, અને આત્મશ્લાઘા કરનાર નાયક ધીરોદ્ધત[3] કહેવાય છે. ભીમસેનાદિ ધીરોદ્ધત નાયક છે.

નિશ્ચિન્ત, કોમલ સ્વભાવવાળો અને કલાયુક્ત નાયક ધીરલલિત[4] કહેવાય છે. રત્નાવલીમાં વત્સરાજ ધીરલલિત નાયક છે. નાયકના સામાન્ય ગુણવાળો, ત્રણ નાયકોથી અન્ય દ્વિજાદિક ધીરપ્રશાન્ત[5] નાયક કહેવાય છે. માલતીમાધવને વિષે માધવ એ એવો નાયક છે.

---

૧ त्यागी कृती कुलीनः सुश्रीको रूपयौवनोत्साही।
दक्षोऽनुरक्तलोकस्तेजोवैदग्ध्यशीलवान् नेता॥

૨ अविकत्थनः क्षमावानतिगम्भीरो महासत्त्वः।
स्थेयान्निगूढमानो धीरोदात्तो दृढव्रतः कथितः॥

૩ मायापरः प्रचण्डश्चपलोऽहंकारदर्पभूयिष्ठः।
आत्मश्लाघानिरतो धीरैर्धीरोद्धतः कथितः॥

૪ निश्चिन्तो मृदुरनिशं कलापरो धीरललितः स्यात्।

૫ सामान्यगुणैर्भूयान् द्विजादिको धीरशान्तः स्यात्॥

ઉપરની પંક્તિઓ અનુક્રમે 'સાહિત્યદર્પણ'ના તૃતીય પરિચ્છેદના ૩૦, ૩૨, ૩૩ ને ૩૪મા શ્લોકો છે.

**૭. નાયકના ઉપપ્રકારઃ—**

એ ચાર પ્રકારના દરેકના ચાર પ્રકાર છે—દક્ષિણ, ધૃષ્ટ, અનુકૂળ અને શઠ. અનેક નાયિકાને વિષે તુલ્ય અનુરાગ દર્શાવનાર દક્ષિણ નાયક કહેવાય છે. અપરાધ કર્યા છતાં પણ શંકારહિત, તરછોડ્યા છતાં પણ જે લજ્જા પામતો નથી, દોષ ખુલ્લો થાય છે તોપણ મિથ્યા ભાષણ કરનાર, એવો નિર્લજ્જ નાયક ધૃષ્ટ નાયક કહેવાય છે. એકજ નાયિકાને વિષે આસક્ત તે અનુકૂલ નાયક કહેવાય છે. જે એક નાયિકાને વિષે આસક્ત થઈ, અન્યને વિષે બહારથી અનુરાગ દર્શાવે ને છૂપી રીતે વિપ્રિય આચરે તે શઠ નાયક કહેવાય છે. વળી એ દરેક પ્રકારના ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકાર થઈ નાયકના એકંદર ૪૮ પ્રકાર છે.

**૮. રૂપકના પ્રકારોના ભેદઃ—**

ઉપર જે દસ રૂપકો ગણાવ્યાં તેમાં વસ્તુના ભેદથી અને નાયકના ભેદથી પરસ્પર ભેદ થાય છે. જેમકે નાટકમાં પ્રખ્યાત ઇતિવૃત્ત હોય છે, પાંચ સંધિ* હોય છે, ધીરોદાત્ત નાયક હોય છે, ઓછામાં ઓછા પાંચ અને વધારેમાં વધારે દસ અંક હોય છે, શૃંગાર કે વીર રસ એમાંથી એક પ્રધાન હોય છે અને અન્ય રસો અંગભૂત હોય છે. પ્રકરણમાં ઇતિવૃત્ત ઉત્પાદ્ય હોય છે, વિપ્ર, અમાત્ય કે વણિક્ ધીરશાન્ત નાયક હોય છે અને શૃંગારજ પ્રધાન રસ હોય છે. ભાણમાં ધૂર્તવિટ નાયક હોય છે, વસ્તુ ઉત્પાદ્ય હોય છે, એક અંક હોય છે, આકાશભાષિતથી ઉક્તિપ્રત્યુક્તિ હોય છે, અને શૃંગાર ને વીરની સૂચનાજ હોય છે. પ્રહસનમાં વસ્તુ કલ્પ્ય હોય છે, પાખંડ આદિ નાયકો હોય છે અને હાસ્યરસ પ્રધાન હોય છે. ડિમમાં વસ્તુ પ્રખ્યાત હોય છે, દેવ, ગંધર્વ, રાક્ષસ, પિશાચ

---

*એક પ્રયોજનથી યુક્ત કથાઓનો અવાન્તર પ્રયોજન સાથે સંબંધ તે નાટકમાં સંધિ કહેવાય છે. મુખ, પ્રતિમુખ, ગર્ભ, વિમર્શ, અને નિર્વહણ એ પાંચ સંધિ છે. નાટકના શરીરના એ પાંચ ભાગ છે. નાટકની પ્રયોજનસિદ્ધિના હેતુ તે અર્થપ્રકૃતિ કહેવાય છે. બીજ, બિન્દુ, પતાકા, પ્રકરી અને કાર્ય એ પાંચ અર્થપ્રકૃતિ છે. આરંભ, યત્ન, પ્રાપ્ત્યાશા, નિયતાપ્તિ અને ફલાગમ એ પાંચ કાર્યની અવસ્થા છે. પાંચ અર્થપ્રકૃતિ અનુક્રમે પાંચ અવસ્થા સાથે જોડાઈ મુખાદિ પાંચ સંધિ થાય છે.

આદિ સોળ ધીરોદ્ધત નાયક હોય છે, ને રૌદ્રરસ પ્રધાન તથા હાસ્ય અને શૃંગારને ગૌણત્વે અનુપ્રવેશ હોય છે અને ચાર અંક હોય છે. વ્યાયોગમાં ઇતિવૃત્ત પ્રખ્યાત હોય છે, ધીરોદ્ધત નાયક હોય છે, વીરરસ પ્રધાન હોય છે, સ્વલ્પ સ્ત્રીપાત્ર હોય છે અને એક અંક હોય છે. સમવકાર કે સમવાકારમાં દેવાસુરાદિ બાર નાયક હોય છે, વીરરસ પ્રધાન હોય છે, ત્રણ અંક હોય છે ને ઇતિવૃત્ત કલ્પિત કે પ્રસિદ્ધ હોય છે. વીથિમાં ઇતિવૃત્ત કલ્પિત હોય છે, ધીરોદ્ધત નાયક હોય છે અને શૃંગારરસની સૂચનામાત્ર હોય છે. અંકમાં ઇતિવૃત્ત પ્રખ્યાત હોય છે, પ્રાકૃતજન નાયક હોય છે, એક અંક હોય છે અને કરુણરસ પ્રધાન હોય છે, ઇહામૃગમાં ઇતિવૃત્ત મિશ્ર હોય છે, નાયક ધીરોદ્ધત હોય છે. ચાર અંક હોય છે અને શૃંગારરસનો આભાસ હોય છે.

**૯. નાટ્ય, નૃત્ય અને નૃત્ત**:—ચાર પ્રકારના અભિનયથી ધીરોદાત્ત આદિ નાયકની અવસ્થાનું રસાશ્રય અનુકરણ તે નાટ્ય. તેજ નાટ્ય દૃશ્ય હોવાથી રૂપ કહેવાય છે અને નટને વિષે રામાદિની અવસ્થાનો આરોપ હોવાથી રૂપક પણ કહેવાય છે. રસાશ્રય હોવાથી તે વાક્યાર્થના અભિનયથી યુક્ત છે. એમાં સાત્ત્વિક અભિનય પુષ્કળ હોય છે. નૃત્ય એ ભાવાશ્રય છે અને એમાં પદાર્થનો અભિનય છે. એમાં આંગિક અભિનય પુષ્કળ છે; કેમકે **नृत्** એટલે 'ગાત્રનો વિક્ષેપ કરવો' એ ધાતુ ઉપરથી એ વ્યુત્પન્ન છે. નૃત્યને લોકો પ્રેક્ષણીયક પણ કહે છે અને એ કરનારા નર્તક કહેવાય છે. નાટ્યના કરનારા નટ કહેવાય છે અને એ શબ્દ **नट्** એટલે 'કંઇક ચલન કરવું' એ ધાતુ ઉપરથી નિષ્પન્ન થયો છે તેથી તેમાં સાત્ત્વિકભાવ પુષ્કળ હોય છે. નૃત્યને માર્ગ પણ કહે છે. તાલ અને લયથી યુક્ત તે નૃત્ત કહેવાય છે અને દૃસ્ય આનો પર્યાય શબ્દ છે.

**૧૦. શ્રવ્ય કાવ્યઃ—**

શ્રવ્ય કાવ્યના બે પ્રકાર છે, પદ્ય અને ગદ્ય જેમાં છન્દોબદ્ધ પદસન્તાન હોય છે તે પદ્ય કહેવાય છે. એકજ શ્લોકનું કાવ્ય મુક્તક, બે શ્લોકનું યુગ્મક, ત્રણનું સંદાનતિક, ચારનું કલાપક અને પાંચનું કુલક કહેવાય છે. અન્ય આલંકારિકો જુદાં નામ પણ આપે છે: એક શ્લોકનું કાવ્ય મુક્તક, બેનું યુગલક, ત્રણનું ગુણવતી, ચારનું પ્રભદ્રક, પાંચનું બાણાવલી અને છનું

કરહાટક કહેવાય છે. કેટલાક બે શ્લોકના કાવ્યને સંદાનતિક, ત્રણને વિશેષક, ચારને કલાપક અને પંચને કુલક કહે છે.

**૧૧. મહાકાવ્યઃ—**

મોટા કાવ્યને મહાકાવ્ય અને નાનાને ખંડકાવ્ય કહે છે. મહાકાવ્યનું લક્ષણ દંડીએ આપેલું સુપ્રસિદ્ધ છે—મહાકાવ્ય સર્ગબન્ધ હોય છે, અર્થાત્, તેમાં સર્ગો હોય છે. આરંભમાં આશીર્વાદ, નમસ્કાર કે વસ્તુનિર્દેશ (વર્ણ્ય વિષયની સૂચના) હોય છે. તેમાં ઐતિહાસિક કથા હોય છે કે અન્ય કથા સન્નાયકને આશ્રયે કલ્પેલી હોય છે. તેમાંથી ધર્મ અર્થ, કામ અને મોક્ષ ચારે પુરુષાર્થ સધાય છે. તેમાં ચતુર અને ઉદાત્ત નાયક હોય છે, તેમાં નગર, અર્ણવ, શૈલ, ઋતુ, ચન્દ્રોદય અને સૂર્યોદયનું વર્ણન હોય છે. ઉદ્યાન, જલક્રીડા, મધુપાન, રતોત્સવ, વિપ્રલંભ, વિવાહ, અને કુમારના ઉદયનું પણ તેમાં વર્ણન હોય છે. મન્ત્ર, દૂત, પ્રયાણ, આજિ-યુદ્ધ, અને નાયકનો અભ્યુદય તેમાં વર્ણવેલાં હોય છે. તે અલંકારયુક્ત, રસભાવથી સંપૂર્ણ હોય છે અને અસંક્ષિપ્ત, અર્થાત્, વિસ્તારવાળું હોય છે. તેમાં બહુ વિસ્તારવાળા નહિ એવા સર્ગો હોય છે, વૃત્તો-છન્દો, શ્રવ્ય-કર્ણને મધુર અને યતિભંગરહિત હોય છે. વળી સર્ગને અન્તે ભિન્ન છન્દો હોય છે. આવા લક્ષણવાળું કાવ્ય મહાકાવ્ય કહેવાય છે. આટલાં અંગમાંથી કોઈ અંગ ન્યૂન હોય તોપણ અન્ય અંગ સંપૂર્ણ હોય ને સહૃદય પુરુષો પ્રસન્ન થાય તો તે પણ મહાકાવ્ય કહેવાય છે.

કાલિદાસરચિત રઘુવંશ અને કુમારસંભવ, માઘરચિત શિશુપાલવધ, ભારવિકૃત કિરાતાર્જુનીય, અને હર્ષરચિત નૈષધીયચરિત, એ પંચમહાકાવ્ય છે. એ મહાકાવ્યમાં ઋષિપ્રણીત હોય તો સર્ગને સ્થાને આખ્યાન સંજ્ઞા હોય છે, જેમકે મહાભારતમાં. પ્રાકૃત કાવ્યોમાં સર્ગને સ્થળે આશ્વાસ અને અપભ્રંશનિબદ્ધ કાવ્યમાં કુડવક કહે છે. નાના કાવ્યને ખંડકાવ્ય કહે છે. મેઘદૂત ખંડકાવ્ય છે.

**૧૨. ગદ્યઃ—**

છન્દોબદ્ધરચનારહિત કાવ્ય ગદ્ય કહેવાય છે. તેના ચાર પ્રકાર છે. મુક્તક, વૃત્તગન્ધિ, ઉત્કલિકાપ્રાય અને ચૂર્ણક. આદ્ય પ્રકાર સમાસરહિત હોય

છે; દ્વિતીયમાં છન્દના ભાગ હોય છે, દીર્ઘસમાસથી યુક્ત ગદ્ય ઉત્કલિકાપ્રાય અને અલ્પસમાસયુક્ત ચૂર્ણક કહેવાય છે.

**૧૩. કથા અને આખ્યાયિકા:**—કથામાં રસયુક્ત વસ્તુ ગદ્યથીજ વિનિર્મિત હોય છે. ક્વચિત્ આર્યા અને ક્વચિત્ વક્ત્ર, અપવક્ત્ર છન્દો હોય છે, આરંભમાં પદ્યથી નમસ્કાર હોય છે અને પદ્યથી ખલાદિના વૃત્તનું કીર્ત્તન હોય છે. કાદમ્બરી આદિ કથા છે.

આખ્યાયિકામાં કથાની પેઠે નમસ્કાર, ખલવૃત્તનું કીર્ત્તન અને સરસ વસ્તુનું વર્ણન હોય છે. પરંતુ વિશેષ એ છે કે એમાં કવિના વંશનું અનુકીર્ત્તન હોય છે. અન્ય કવિઓનાં ચરિત્ર અને પદ્ય ક્વચિત્ ક્વચિત્ હોય છે. હર્ષચરિતાદિ આખ્યાયિકા છે.

કથાના ભાગ આશ્વાસ કહેવાય છે, અને આશ્વાસના આરંભમાં આર્યા, વક્ત્ર કે અપવક્ત્રમાંના કોઈક છન્દથી ભાવી અર્થનું સૂચન હોય છે.

**૧૪. ભામહનો મત:—**

ભામહના મત પ્રમાણે આખ્યાયિકામાં રમણીય શબ્દાર્થ અને પદવૃત્તિવાળું ગદ્ય, ઉદાત્ત અર્થ અને ઉચ્છ્વાસ હોય છે. તેમાં નાયક પોતાનું ચરિત પોતે કહે છે. વક્ત્ર અને અપરવક્ત્ર છન્દ હોય છે અને ભાવી અર્થનું સૂચન હોય છે. જેમાં કવિના અભિપ્રાયવાળાં કેટલાંક કથન હોય છે, કન્યાહરણ, સંગ્રામ, વિપ્રલંભ અને ઉદયનું વર્ણન હોય છે; વક્ત્ર કે અપરવક્ત્ર છન્દ હોતા નથી, ઉચ્છ્વાસ પણ હોતા નથી; તેમાં નાયક પોતાનું ચરિત્ર કહેતો નથી, પણ અન્ય કહે છે; કેમકે કુલીન પુરુષ સ્વગુણનું આવિષ્કરણ શી રીતે કરે?

**૧૫. દંડીનો મત:—**

દંડી આવા મત પર ટીકા કરી કહે છે કે આખ્યાયિકા નાયકેજ કહેવી જોઈએ અને કથા નાયક કહે અને બીજો પણ કહે. સત્ય બાબત કહેવી છે, માટે એમાં સ્વગુણનું કીર્ત્તન એ દોષ નથી. એમ કેટલાક આલંકારિકો ભેદ કહે છે. પણ આખ્યાયિકા નાયકજ કહે એવો નિયમ નથી, કેમકે અનિયમ જોવામાં આવે છે, કેમકે તેમાં પણ અન્ય વકતા હોય છે. અન્ય વકતા હોય કે પોતે હોય એ તે કેવું ભેદલક્ષણ? વળી વક્ત્ર અને અપરવક્ત્ર

છન્દ અને ઉચ્છ્વાસ હોવાપણું એ જો આખ્યાયિકાનું ભેદક ચિહ્ન હોય, તો પ્રસંગે કથામાં પણ આર્યા આદિની પેઠે વક્ત્ર અને અપરવક્ત્રનો પ્રવેશ શું નથી થતો ? વળી લંભાદિ કથાના ભાગની સંજ્ઞા અને ઉચ્છ્વાસ આખ્યાયિકાનાં ભાગની સંજ્ઞા એવો ભેદ જોવામાં આવે છે તોપણ શું ? તેટલા માટે કથા અને આખ્યાયિકા એકજ જાતિ છે ને તેની બે સંજ્ઞા છે; અને શેષ આખ્યાનજાતિઓનો એમાંજ સમાવેશ થાય છે. આવો દંડીનો મત છે.

**૧૬. અગ્નિપુરાણ:—**

અગ્નિપુરાણમાં આખ્યાયિકા અને કથા વચ્ચે નીચે પ્રમાણે ભેદ આપ્યો છે. આખ્યાયિકામાં ગદ્યમાં વિસ્તારે કર્ત્તાના વંશની પ્રશંસા થાય છે, કન્યા-હરણ, સંગ્રામ, વિપ્રલંભ અને વિપત્તિ વર્ણવેલી હોય છે, [1]રીતિ અને [2]વૃત્તિની પ્રવૃત્તિઓ દીપ્ત-તેજસ્વી હોય છે, ઉચ્છ્વાસથી પરિચ્છેદ

---

૧ ગુણને આશ્રયે રહેલી પદસંઘટના તે રીતિ. વૈદર્ભી, ગૌડી અને પાંચાલી એ ત્રણ રીતિ છે. જેમાં બન્ધ પરુષ નથી, શબ્દકાઠિન્ય નથી અને અતિદીર્ઘ સમાસ નથી તે વૈદર્ભી રીતિ. જેમાં દીર્ઘ સમાસ ને ઉદ્ભટ પદ હોય તે ગૌડી રીતિ. વૈદર્ભી અને ગૌડી એ ઉભય રીતિના મિશ્રણવાળી રીતિ તે પાંચાલી છે.

૨ વૃત્તિ=નાટકરચનાવિશેષ; રસ ઝમાવવામાં અનુકૂળ વર્ણરચના. કેટલાક એનો અનુપ્રાસમાં અન્તર્ભાવ કરે છે. જેને વિષે અનુપ્રાસના ભેદો વર્ત્તમાન છે તે વૃત્તિઓ સામાન્ય રીતે ચાર પ્રકારની ગણાય છે—ભારતી, સાત્ત્વતી, કૈશિકી અને આરભટી. જ્યાં શૃંગાર અને કરુણરસ અતિકોમળ સંદર્ભથી વર્ણવાય ત્યાં કૈશિકી વૃત્તિ. જ્યાં રૌદ્ર અને બીભત્સ અતિપ્રૌઢ સંદર્ભથી પ્રતિ-પાદન કરાય ત્યાં આરભટી વૃત્તિ. જ્યાં અતિસુકુમાર નહિ એવા હાસ્ય, શાન્ત અને અદ્ભુત રસ અતિસુકુમાર નહિ એવા સંદર્ભથી ગુંથાય ત્યાં ભારતી વૃત્તિ અને જ્યાં અતિપ્રૌઢ નહિ એવા વીર અને ભયાનક રસ અતિપ્રૌઢ નહિ એવા સંદર્ભથી ગુંથાય ત્યાં સાત્વતી વૃત્તિ છે. વૃત્તિ અર્થને આશ્રયે ને રીતિ શબ્દને આશ્રયે છે. વૃત્તિ રસને ઝમાવે છે, રીતિ અર્થનિરપેક્ષ શબ્દમાં રહેવાથી, રચનામાં સૌકુમાર્ય કે પ્રૌઢત્વ આણે છે. ભિન્ન ભિન્ન પદરચનાથી કાવ્યગુણો થાય છે તેને આશ્રયે રીતિ રહેલી છે.

છે, તેમાં ઉત્તર ભાગમાં ચૂર્ણક હોય છે, વક્ત્ર અને અપરવક્ત્ર છન્દ હોય હોય છે. કથામાં કવિ શ્લોકો વડે સ્વવંશની સંક્ષેપે પ્રશંસા કરે છે. તેમાં મુખ્ય અર્થ ઉતારવા માટે કથાન્તર હોય છે. તેમાં પરિચ્છેદ હોતા નથી ને હોય તો લંભકોથી ક્વચિત્ હોય છે અને તેની વચમાં ચતુષ્પદિ હોય છે.

આખ્યાયિકામાં શૃંગારમાં પણ ઉદ્ધત રચના હોય છે; કથામાં નાટકાદિમાં રૌદ્ર રસમાં પણ અધિક ઉદ્ધત રચના હોતી નથી; અન્ય પ્રબંધોમાં રચના યથાયોગ્ય થાય છે.

**૧૭. ચમ્પૂ વગેરે:**—ગદ્યપદ્યમય કાવ્ય તે ચમ્પૂ કહેવાય છે. એમાં એકનો એક વિષય ગદ્ય અને પદ્યમાં હોય છે. ભોજકૃત ભોજચમ્પૂ અનન્તકવિરચિત ભારતચમ્પૂ, ત્રિવિક્રમભટ્ટરચિત દમયન્તીચમ્પૂ આદિ ચમ્પૂઓ સંસ્કૃતમાં છે.

ગદ્યપદ્યમય રાજસ્તુતિ **બિરુદ** કહેવાય છે.

**જયતિ**થી શરૂ થતું, ગદ્યપદ્યયુક્ત, માલિનિ આદિ છંદવાળું અનુપ્રાસથી વિચિત્ર, વિભક્તિવાળાં (સંબોધનસહિત) વાક્યોથી યુક્ત, અષ્ટ તાલસમેત અને અન્તે કવિની કૃતિના વર્ણનવાળું સ્તુતિકાવ્ય **ઉદાહરણ** કહેવાય છે.

વળી ચક્રવાલક, ભોગાવલી, બિરુદાવલી, તારાવલી, વિશ્વાવલી, રત્નાવલી, પંચાનનાવલી એવાં પણ કાવ્યો છે.

નાયકાદિની રસને અનુકૂળ ચેષ્ટા પણ વૃત્તિ કહેવાય છે. આરંભમાં નાટકમાં પાત્રની રસાનુકૂળ અંગચેષ્ટા, તે પછી એવી ચેષ્ટાને અનુસરતી વર્ણરચના તે વૃત્તિ ગણાઈ. વૃત્તિઓ રચનાને આશ્રિત છે અને રસાવસ્થાનની સૂચક છે. રસાદિને અનુકૂળ હોઈ, ઔચિત્યવાળો અર્થવ્યાપાર તે વૃત્તિ.

**૧૮. પ્રસ્તુત ગ્રંથ:**—

ઉપરની હકીકત ઉપરથી સમજાશે કે ચમ્પૂ એ ગદ્યપદ્યમય કાવ્ય છે. ચમ્પૂનું ગદ્ય અલંકૃત હોય છે. સંસ્કૃતમાં એવાં કાવ્યો છે, પણ ગુજરાતીમાં હોય એમ જાણવામાં નથી. સૈરન્ધ્રીચમ્પૂ એ પાંચ સ્તબકવાળું ચમ્પૂકાવ્ય પ્રથમજ ગુજરાતીમાં રચાયલું છે. આચાર્ય વલ્લભજીએ એ ચમ્પૂ રચી ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે. પાંડવો વિરાટને ત્યાં ગુપ્ત વેશે રહ્યા ત્યારે દ્રૌપદી સૈરન્ધ્રીના નામથી સુદેષ્ણાની દાસી હતી. તે સમયનો ઇતિહાસ એ ચમ્પૂનો વિષય છે. અમે વાચકવર્ગને એ પુસ્તક વાંચવાની ભલામણ કરીએ છીએ.

---

( ૩ )

# કવિ અને કાવ્ય

**૧. આમુખઃ**—આ વિષય પર કેટલાક વિચારો 'કાવ્યશાસ્ત્ર'ના મથાળા નીચે છપાયલા નિબંધમાં દર્શાવ્યા છે, પરંતુ કાવ્ય વિષે પાશ્ચાત્ય કેળવણી પામેલા ગુર્જર વિદ્વાનોમાં ભિન્ન ભિન્ન વિચારો જોવામાં આવે છે, તેમજ હાલમાં કેટલાંક પદ્યો તરેહવાર રચેલાં જોવામાં આવે છે અને સામાન્ય વર્ગને તે ઇષ્ટ થતાં નથી, ત્યારે કેટલાક પુરુષોને તે બહુ પ્રિય લાગે છે. આવી સ્થિતિમાં પ્રાચીન આલંકારિકોના વિચારોને પુનઃ સ્પષ્ટ રીતે દર્શાવવા તથા કાવ્યનું સ્વરૂપ સમજાવવું એ અભ્યાસીને લાભકારક થશે એમ ધારી અહિં એ વિષે વિવેચન કર્યું છે.

**૨. કાવ્યશાસ્ત્ર-વિષયનિર્દેશઃ**—

ગુજરાતી ભાષામાં 'કાવ્યશાસ્ત્ર' સંપૂર્ણ રચાયું નથી. સંસ્કૃતમાં તો ઘણા ગ્રન્થો એ વિષયને લગતા રચાયા છે. કાવ્યનું સ્વરૂપ તથા તેના પ્રકારો, શબ્દ તથા અર્થના વિભાગ, ગુણ, દોષ, અલંકાર-આ બધા વિષયો કાવ્યશાસ્ત્રમાં નિરૂપાય છે. ધ્વનિ, ગુણીભૂતવ્યંગ્ય, ચિત્ર (શબ્દચિત્ર અને અર્થચિત્ર) એ કાવ્યના પ્રકાર છે. તેમાં વાચ્ય અર્થ કરતાં વ્યંગ્ય અર્થ વધારે ચમત્કારી હોય તે ઉત્તમ કાવ્ય કે ધ્વનિ કહેવાય છે. જ્યાં વધારે ચમત્કારી ન હોય તે મધ્યમ કે ગુણીભૂતવ્યંગ્ય કાવ્ય કહેવાય છે. અને જેમાં વ્યંગ્ય અર્થ ન હોય કે હોય તો સ્ફુટ ન હોય તે અધમ કે ચિત્ર-કાવ્ય કહેવાય છે. ચિત્ર કાવ્યમાં અલંકાર પ્રધાન છે. શબ્દાલંકારવાળું કાવ્ય તે શબ્દચિત્ર અને અર્થાલંકારવાળું કાવ્ય તે અર્થચિત્ર કે વાચ્યચિત્ર. ધ્વનિના લક્ષણામૂલ ધ્વનિ અને અભિધામૂલ ધ્વનિ એવા બે પ્રકાર છે. અભિધામૂલ ધ્વનિના પણ બે પ્રકાર છે.—અસંલક્ષ્ય ક્રમવ્યંગ્ય અને સંલક્ષ્યક્રમવ્યંગ્ય. અસંલક્ષ્યક્રમવ્યંગ્યના આઠ પ્રકારમાં રસ, ભાવ, રસાભાસ, ભાવાભાસ, ભાવ-શાન્તિ, ભાવોદય, ભાવસંધિ અને ભાવશબલતા આવે છે. આ પ્રમાણે રસ અને ભાવનું નિરૂપણ કાવ્યના પ્રકારમાં આવે છે. દૃશ્ય કાવ્ય અને શ્રવ્ય કાવ્ય એવા પણ કાવ્યના દૃશ્ય કાવ્યમાં નાટક અને ત્રોટક, ચમ્પૂ વગેરે

રૂપકોનો સમાવેશ થાય છે. નાયક અને નાયિકાનું સ્વરૂપ તથા વિભાગ, નાટકની સંધિ તથા ઉપસંધિ વગેરેનું વિવેચન થાય છે. આ અતિસંક્ષિપ્ત નિર્દેશ કાવ્યશાસ્ત્રમાં કયા કયા વિષયો આવે છે તે દર્શાવવાજ કર્યો છે. આ વિષયનું ગુજરાતી ભાષામાં સંપૂર્ણ પુસ્તક નથી તે હવે સ્પષ્ટ સમજાશે.

**૩. કાવ્ય એટલે શું?**—એનાં લક્ષણ પ્રાચીન સંસ્કૃત આલંકારિકોએ જુદાં જુદાં આપ્યાં છે. કોઈએ રસને પ્રાધાન્ય આપી રસાત્મક વાક્યને કાવ્ય કહ્યું છે, કોઈએ ધ્વનિને તો કોઈએ રીતિને કાવ્યનો આત્મા માન્યો છે. કોઈએ વક્રોક્તિને–ચમત્કારોક્તિને તેનું જીવિત ગણ્યું છે, કોઈએ રમણીય અર્થ પ્રતિપાદન કરનાર શબ્દને કાવ્ય કહ્યો છે અને કોઈએ શબ્દ અને અર્થ બંનેને કાવ્ય ગણ્યા છે. એટલું તો સ્પષ્ટજ છે કે એકલો શબ્દ કે અર્થ કંઈ કાવ્ય નથી; શબ્દ અને અર્થ પરસ્પર જોડાયલા છે, માટે શબ્દ અને અર્થ એ બે મળીને કાવ્ય છે. શબ્દ અને અર્થ એ કાવ્યનું શરીર છે; રસ, ધ્વનિ કે વક્રોક્તિ તેનો આત્મા છે.

**૪. કાવ્યનો આત્મા:—**

કાવ્ય કંઈ પદ્યમયજ હોવું આવશ્યક નથી, ગદ્યમય પણ હોઈ શકે. સંસ્કૃતમાં બાણભટ્ટની કાદમ્બરી ગદ્યમય છે, તોપણ તે કાવ્યજ ગણાય છે. જે ગદ્યમય કે પદ્યમય પ્રબન્ધમાં શબ્દચમત્કૃતિ તેમજ અર્થચમત્કૃતિ હોય તે કાવ્ય શબ્દ-ચમત્કૃતિ એટલે પદલાલિત્ય. જુદા જુદા રસના જગાવટને માટે કે જુદા જુદા પ્રકારના વર્ણનને માટે યોગ્ય શબ્દ તે પદલાલિત્ય. આ જુદા જુદા રસમાં કેવા વર્ણવાળા શબ્દો વાપરવા, વાક્યરચના પણ સમાસવાળી કે સમાસ વગરની, શિથિલ કે ગાઢ કરવી એના આલંકારિકોએ નિયમો આપ્યા છે.* અર્થાત્, રસને બંધબેસતા શબ્દો અને રચના હોવાજ

---

* **मूर्ध्नि वर्गान्त्यगाः स्पर्शा अटवर्गा रणौ लघू ।**
**अवृत्तिर्मध्यवृत्तिर्वा माधुर्ये घटना तथा ॥**
**योग आद्यतृतीयाभ्यामन्त्ययो रेण तुल्ययोः ।**
**टादिः शषौ वृत्तिदैर्घ्यं गुम्फ उद्धत ओजसि ॥**

ટ વર્ગ સિવાયના સ્પર્શવ્યંજન, પોતપોતાના વર્ગના છેલ્લા વ્યંજન સાથે

જોઈએ. એજ શબ્દચમત્કૃતિ. અર્થ પણ ચમત્કારી હોવો જોઈએ. અમુક વસ્તુ સામાન્ય પુરુષ જુએ છે તેમાં ને કવિ જુએ છે તેમાં ઘણો ફેર હોય છે. કવિ પોતાની પ્રતિભા કે કલ્પનાશક્તિથી સામાન્ય વસ્તુનું પણ વર્ણન એવું ખુબીદાર કરે છે કે તે વાંચવાથી આપણને અતિશય આનન્દ ઉત્પન્ન થાય છે. કરુણ રસવાળાં કાવ્યો કે જેમાં શોક સ્થાયીભાવનું નિરૂપણ કર્યું હોય છે તે કાવ્યો પણ વાંચવાં ગમે છે. આંખમાં આંસુ આવતાં પણ એ વર્ણનો વાચકવર્ગ વારંવાર વાંચે છે, તેનું શું કારણ છે? અર્થચમત્કૃતિ અને શબ્દચમત્કૃતિ. જેમ ચિત્રકાર રંગથી ચિત્ર સુશોભિત કરે છે, તેમ કવિ ચમત્કારી શબ્દ અને અર્થથી અતિસુંદર ચિત્ર ખડું કરી વાચકના મનને ઘણો આનન્દ પમાડે છે.

**૫. મેકૉલેનો મતઃ—**

લૉર્ડ મેકૉલેએ–'મિલ્ટન' વિષે પોતાના પ્રબન્ધમાં કાવ્યનું લક્ષણ આપ્યું છે. તે કહે છે કે પદ્યમાત્ર કાવ્ય નથી. પદ્ય રચવામાં ખુબી હોય, શબ્દો સુંદર હોય, પ્રાસ બરોબર મેળવ્યો હોય તોપણ તેથી કંઈ તે પદ્યો કાવ્યપદને યોગ્ય થતાં નથી. શબ્દરચના એવી સુંદર હોવી જોઈએ કે કલ્પનાશક્તિ પર મોહ ઉત્પન્ન કરે. જે કળાથી ચિત્રકાર રંગ પૂરી ચિત્ર સુંદર બનાવે છે તેવીજ કળાથી કવિ રમણીય શબ્દથી કલ્પનાશક્તિને મોહ ઉત્પન્ન કરે એવું વર્ણન રચે છે. જેવી અસર 'મૅજિક લૅન્ટર્ન'

---

જોડાયલા, જેમાં તે છેલ્લો વ્યંજન સંયુક્ત વ્યંજનનો પહેલો અક્ષર થાય છે (ङ्क, ञ्च, न्द, म्ब વગેરે), ર્ ને ણ, લઘુસ્વર સાથે જોડાયલા, સમાસનો અભાવ કે મધ્યમ સમાસ એ માધુર્ય ગુણમાં રચના છે. દરેક વર્ગના પહેલા અને ત્રીજા વ્યંજન તેની પાસેના એટલે બીજા અને ચોથા સાથે જોડાયલા (દ્ધ, ક્ખ, વગેરે), ર્ કોઈ પણ વ્યંજન સાથે જોડાયલો, આદિમાં, અન્તે કે બન્ને સ્થળે (અર્ક, વક્ત્ર, નિર્હાર્દ), તુલ્ય વ્યંજનનો જોડાક્ષર (દ્દ, ગ્ગ), ટ વર્ગ (ણ્ સિવાય, ણ્ માધુર્યવ્યંજક છે), શ્, ષ્, લાંબા સમાસ અને વિકટ રચના એ ઓજોગુણના વ્યંજક છે.

સંભોગશૃંગાર, વિપ્રલંભશૃંગાર, કરુણ, અને શાન્ત રસનો માધુર્ય ગુણ છે; અને વીર, બીભત્સ અને રૌદ્ર રસનો ગુણ ઓજ છે.

શારીરિક નેત્ર પર કરે છે તેવીજ અસર કાવ્ય માનસિક નેત્ર પર કરે છે.*

**૬. શેક્સપીયરનું વચન :—**

મહાન્ કવિ શેક્સપીયરે પણ એજ મતલબનું કહ્યું છે. જેમ કલ્પનાશક્તિ પ્રત્યક્ષ જ્ઞાનથી મન પર પડેલા સંસ્કારો એકઠા કરી અપૂર્વ ચિત્ર ઊભું કરે છે, તેમ કવિની કલમ તે માનસિક ચિત્રનું ભાષામાં નિરૂપણ કરે છે અને આકાશવત્ ભાસને નામ અને રૂપ અર્પે છે.†

**૭. કૂપરની પંક્તિ :—**

કૂપર નામના પ્રસિદ્ધ અંગ્રેજી કવિએ કહ્યું છે કે કાવ્ય રચવાના શ્રમમાં જે આનન્દ રહેલો છે તે કવિઓજ જાણે છે. યોગ્ય શબ્દો શોધવા માટે તેને મનમાં અનેક માર્ગો અને ઉપાયો, આંટીઘૂંટીઓ અને ફેરફારો, અસંખ્ય યુક્તિઓ અને પ્રયુક્તિઓ કરવાં પડે છે. એ શબ્દો મુગ્ધ નાયિકા જેવા શરમાળ છેઃ સમીપ આવતા લાગે છે, પણ દૂર જાય છે અને તેમને પ્રાપ્ત કરવાનું કામ ઘણું કઠણ થાય છે. મનમાં વિચારોની જે મૂર્ત્તિઓ ખડી થાય છે તે ચિરસ્થાયી નથી. તેનું યથાસ્થિત પ્રતિરૂપ જ્યાંસુધી કવિએ ઉચિત શબ્દોમાં ચીતર્યું નથી ત્યાંસુધી કવિને તે મૂર્ત્તિઓ મનમાં સજ્જડ પકડી રાખવી પડે છે. પછી તેને એ વિચારોની શોભીતી રચના કરવી પડે છે અને તે એવી સુંદર કરવી પડે છે કે વિચારો અને શબ્દોની પાછળ

---

* By poetry we mean not all writing in verse. Our definition excludes many metrical compositions which, on other grounds, deserve the highest praise. By poetry we mean the art of employing words in such a manner as to produce an illusion on the imagination, the art of doing by means of words what the painter does by means of colours.........Poetry produces an illusion on the eye of the mind, as a magic lantern produces an illusion on the eye of the body.

† As imagination bodies forth,
The forms of things unknown, the poet's pen,
Turns them to shapes, and gives to airy nothing,
A local habitation and a name.

ચયલા અતિશ્રમથી તે જેટલી દીપી નીકળે છે તેના કરતાં તે પોતાનાજ રૂપથી ઓછી દીપે નહિ. કવિનો આ અલૌકિક આનન્દ છે. જ્યારે તે એમાં મગ્ન થાય છે ત્યારે તેનું ચિત્ત કોઈ પણ બીજી બાબતમાં જતું નથી; સંસારની ઉપાધિઓ પણ તેને હમેશની માફક વ્યગ્ર કરી શકતી નથી. તે સર્વ તે સમયે જતી રહે છે અને તેનો આત્મા કેવલ કાવ્યરસમાંજ લીન થાય છે.*

કવિનું આ વર્ણન ખાસ લક્ષમાં લેવા લાયક છે. કલ્પના અને શબ્દ તેમજ રચના માટે કવિને જે અતિશ્રમ લેવો પડે છે, તેનો એણે પોતાના અનુભવથી અતિસુંદર ચિતાર આપ્યો છે અને કાવ્યનાં અંગભૂત, શબ્દ, કલ્પના અને રચના કેવાં ચમત્કારી હોવાં જોઈએ, તે ઉત્તમ રીતે દર્શાવ્યું છે. એથી એટલું સિદ્ધ થાય છે અને ઉત્તમ કવિના સ્વાનુભવથી સિદ્ધ થાય

---

* There is a pleasure in poetic pains
Which only poets know. The shifts and turns,
The expedients and inventions multiform
To which the mind resorts, in chase of terms
Though apt, yet coy, and difficult to win,
To arrest the fleeting images that fill
The mirror of the mind, and hold them fast,
And force them sit, till he has pencilled off
A faithful likeness of the forms he views;
Then to dispose copies with such art
That each may find its most propitious light,
And shine by situation, hardly less
Than by the labour and the skill it cost,
Are occupations of the poet's mind
So pleasing and that steal away the thought
With such address from themes of sad import,
That lost in his own musings, happy man!
He feels the anxieties of life denied
Their wonted entertainments,—all retire.

છે તેથી બલિષ્ઠ પ્રમાણુમાં થાય છે કે કાવ્યમાં શબ્દ તેમજ અર્થ બંને ચમત્કારી હોવાં જોઈએ. આ પ્રમાણે જેમાં શબ્દચમત્કૃતિ અને અર્થચમત્કૃતિ બંને હોય તે કાવ્ય.

**૮. મમ્મટનું લક્ષણ :—**

મમ્મટનો 'કાવ્યપ્રકાશ' એ પ્રૌઢ ગ્રન્થ છે અને એણે આપેલું કાવ્યલક્ષણ અમને ઇષ્ટ છે. '**तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनः क्वापि**' એ એમણે આપેલું લક્ષણ છે. એનો અર્થ એવો છે કે દોષરહિત, ગુણયુક્ત, બહુધા સાલંકાર અને ક્વચિત્ સ્ફુટ અલંકારરહિત, એવા શબ્દ અને અર્થ એ કાવ્ય છે. અર્થાત્, શબ્દ અને અર્થ બને દોષ વિનાના, ગુણવાળા અને બહુધા અલંકારયુક્ત હોવા જોઈએ, તો કાવ્ય થાય.

**૯. જગન્નાથ પણ્ડિતનું લક્ષણ:—**

શાહજહાન બાદશાહના વખતમાં થયલા પંડિત જગન્નાથનું વચન પણ 'રસગંગાધર'માં એવાજ પ્રકારનું છે. તે કહે છે કે '**रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम्.**' '**रमणीय**' એટલે અલૌકિક આહ્લાદ ઉત્પન્ન કરનાર. અલૌકિક આહ્લાદ તેજ ચમત્કાર.

**૧૦. સામાન્ય ચર્ચા :—**

આ પ્રમાણે ચમત્કારજનક જ્ઞાન જેથી પ્રાપ્ત થાય તે કાવ્ય. અર્થાત્, કાવ્યમાં શબ્દચમત્કૃતિ અને અર્થચમત્કૃતિ બંને હોવાં જોઈએ. ગુણ એ રસના ધર્મ છે રસ એ કાવ્યમાં અંગી એટલે આત્મા છે, શબ્દ અને અર્થ એ શરીર છે, અને ગુણ એ રસના ધર્મ છે. આ પ્રમાણે ગુણ રસનિષ્ઠ છે—રસમાં રહેલા છે, તોપણ રસના વ્યંજક શબ્દ અને અર્થ હોવાથી પરંપરા સંબન્ધથી શબ્દ અને અર્થમાં પણ ગુણ રહેલા છે અત્ર પ્રશ્ન એ ઊઠે છે કે મમ્મટે **सगुणौ** એ પદ પ્રયોજી શબ્દ અને અર્થ ગુણવાળા હોવા જોઈએ એમ પ્રતિપાદન કરી કાવ્યના લક્ષણમાં રસ પરોક્ષ રીતે દાખલ કીધો છે તો પ્રત્યક્ષ દાખલ કેમ નથી કર્યો? વિશ્વનાથે જેમ **वाक्यं रसात्मकं काव्यम्** એમ સાહિત્યદર્પણમાં રસાત્મક વાક્યને કાવ્ય કહ્યું છે, તેમ મમ્મટે 'રસ'ને કાવ્યલક્ષણમાં કેમ પ્રત્યક્ષ અવકાશ આપ્યો નથી? એનો ઉત્તર એટલેજ છે કે રસ ન હોય એવું પણ, જેમાં અર્થ

અને શબ્દ બંને ચમત્કારી હોય તે પણ કાવ્ય છે એમ દર્શાવવું એ મમ્મટનો હેતુ જણાય છે. જગન્નાથ પંડિતે પણ વિશ્વનાથના કાવ્યલક્ષણનું ખંડન કર્યું છે. તે કહે છે કે 'રસાત્મક વાક્ય' તે કાવ્ય એ લક્ષણ યુક્ત નથી; કેમકે એ લક્ષણ માન્ય કરવાથી જે કાવ્યોમાં વસ્તુ અને અલંકાર વ્યંગ્ય છે ને રસ વ્યંગ્ય નથી તે કાવ્યો અકાવ્યો થવાનો પ્રસંગ આવે; અને એ પ્રસંગ ઇષ્ટ છે એમ કહેવાશે નહિ; કેમકે મહાકવિનો સંપ્રદાય આકુળ થવાનો પ્રસંગ આવે; જળનાં પ્રવાહ, વેગ, નિપતન, ઉત્પતન, ભ્રમણ, કપિની, અને બાળની તથા અન્યની ક્રીડાઓ કવિએ વર્ણવી છે તે બધાં કાવ્યો અકાવ્યો થવાનો પ્રસંગ આવે.

**૧૧. ચિત્રકાવ્યનાં ઉદાહરણો:—**

જેમાં યથાવદ્ વસ્તુ વર્ણન હોય તેને સ્વભાવોક્તિ કે જાતિ અલંકાર કહે છે. એવા અલંકારવાળું વર્ણન અશ્વનું નીચે આપ્યું છે:—

**पश्चादङ्घ्री प्रसार्य त्रिकनतिविततं द्राघयित्वाङ्गमुच्चै-**
**रासज्याऽऽनकण्ठा मुखमुरसि सटां धूलिधूम्रां विधूय ।**
**घासग्रासाभिलाषादनवरतचलत्प्रोथतुण्डस्तुरङ्गो**
**मन्दं शब्दायमानो विलिखति शयनादुत्थितः क्ष्मां खुरेण ॥**

શયનથી ઊઠેલો ઘોડો પાછલા બે પગનું પ્રસારણ કરી, ત્રણ હાડકાની બનેલી પીઠ નમાવી વિસ્તારેલું શરીર અતિશય લંબાવી, ગરદન વાંકી કરી, મોં છાતી પર લગાડી, ધૂળથી ધૂસર થયલી ખભા પરની કેશાવલિ પુષ્કળ હલાવી, ઘાસનો કોળીઓ કરવાની ઇચ્છાથી, નિરન્તર નાસિકા અને મુખને હલાવી, ધીમે ધીમે શબ્દ કરી–ખોંખારી, ખરી વડે જમીનને ઊખેડે છે. વળી 'ઉત્તરરામચરિત'માં બીજું અશ્વનું સુંદર વર્ણન છે:

**पश्चात् पुच्छं वहति विपुलं तच्च धूनोत्यजस्रं**
**दीर्घग्रीवः स भवति खुरास्तस्य चत्वार एव ।**
**शष्पाण्यत्ति प्रकिरति शकृत्पिण्डकानाम्रमात्रान्**
**किं वा ख्यातैर्व्रजति स पुनर्दू[illegible]हि यामः ॥**

ઋષિકુમારોએ ચન્દ્રકેતુના અશ્વનું આ વર્ણન લવને કર્યું છે.

પાછળ મોટી પૂંછડી છે, તે વારંવાર હલાવે છે, તેની ગરદન લાંબી છે, તેને ચાર ખરીઓ છે, તે ઘાસ ખાય છે. કેરી જેવી ગોળ લાદ કાઢે છે; અથવા બહુ વર્ણન કરવાનું શું પ્રયોજન છે? તે દૂર જાય છે, ચાલો, ચાલો, આપણે જઈએ.

આમાં અશ્વનું ઘણું ચમત્કારી વર્ણન છે. રસ નથી કે કલ્પનાશક્તિનો પ્રકાશ નથી, તેમ છતાં પણ એ કાવ્ય છેજ. એ ચિત્રકાવ્ય—અધમ પંક્તિનું કાવ્ય છે; પણ એને અકાવ્ય કહેવાશે નહિ.

**૧૨. કુકાવ્ય પર ભામહ:—**

એક સ્થળે ભામહ એવા સ્વભાવોક્તિવાળા કાવ્યને કિંકાવ્યને—કુત્સિત કાવ્ય કહે છે.

**गतोऽस्तमर्को भातीन्दुर्यान्ति वासाय पक्षिणः ।**
**इत्येवमादि किंकाव्यं वार्तामेनां प्रचक्षते ॥**

સૂર્ય અસ્ત પામ્યો, ચન્દ્ર પ્રકાશે છે, પક્ષીઓ માળામાં જાય છે—આવા સાયંકાળના વર્ણનવાળું કાવ્ય કુત્સિત કાવ્ય છે, એને વાર્તા અલંકાર કહે છે.

પરંતુ એજ કાવ્યમાં વક્તા અને બોદ્ધવ્ય—જેને બોધ કરવાનો છે તે–ભિન્ન લેવાથી વ્યંગ્ય અર્થ કેવો ભિન્ન નીકળે છે, તે મમ્મટે 'કાવ્ય પ્રકાશ'માં પમા ઉલ્લાસમાં દર્શાવ્યું છે. વક્તા ગોદ્ધા હોય તો એવું વ્યંગ્ય થાય કે 'સાંજ પડી છે, માટે શત્રુ પ્રતિ હુમલો કરો'; કર્મકર વક્તા હોય તો 'કામ કરવાથી આપણે બંધ થઈએ' એવું વ્યંગ્ય થાય; વક્તા સેવક હોય ને બ્રાહ્મણને કહેતો હોય તો 'સાંજ પડી છે, માટે સંધ્યાવિધિનો ઉપક્રમ કરો' એવું વ્યંગ્ય થાય—એ પ્રમાણે જેવો વક્તા અને જેવો બોદ્ધવ્ય પુરુષ તે પ્રમાણે વ્યંગ્ય અર્થમાં ફેર પડે.

આમ જેમાં શબ્દચમત્કૃતિ અને અર્થચમત્કૃતિ બંને હોય તે કાવ્ય.

**૧૩. કવિના આવશ્યક ગુણો:—**

વળી આલંકારિકોએ કેવા ગુણો કાવ્ય રચનામાં આવશ્યક માન્યા છે તેનો વિચાર કરવાથી પણ કાવ્યના લક્ષણ પર પ્રકાશ પડશે. મમ્મટ કહે છે કે—

**शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।**
**काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥**

કાવ્ય કરનારમાં (૧) શક્તિ એટલે પ્રતિભા હેવી જોઈએ; (૨) સૃષ્ટિ ને વ્યવહાર, શાસ્ત્ર, કાવ્ય વગેરેનું પુનઃ પુનઃ પરિશીલન કરવાથી પ્રાપ્ત થતી નિપુણતા હોવી જોઈએ; અને (૩) કાવ્ય કરી કે સમજી જાણે એવા કવિ કે સહૃદયના ઉપદેશથી કાવ્યનું તેણે અધ્યયન કરવું જોઈએ. આમાં સહુથી અગત્યનો ગુણ પ્રતિભા છે. પ્રતિભાનું લક્ષણ એવું છે કે '**प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता**'. નવા નવા ઉન્મેષથી સ્ફુરણથી હમેશ શોભે એવી પ્રજ્ઞા તે પ્રતિભા. અર્થાત્ કવિમાં વિષયને નવા નવા સ્વરૂપમાં મૂકવાની કલ્પનાશક્તિ જોઈએ. તેણે સૃષ્ટિનું અને વ્યવહારનું સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરવું જોઈએ; તે શાસ્ત્ર કાવ્ય આદિથી પરિચિત હોવો જોઈએ એટલે બહુશ્રુત હોવો જોઈએ; અને સહૃદય ને કવિનો તેને નિરન્તર સમાગમ જોઈએ. આ બધા ગુણો તેનામાં હોવા જોઈએ એવું મમ્મટનું મત છે **हेतवः** કહેવાને બદલે **हेतु** એમ એકવચનમાં વાપર્યું છે તે એમ બતાવવાને કે ત્રણ ગુણો એકઠા થાય ત્યારે કાવ્ય ઉત્પન્ન કરવાનું એક કારણ થાય છે. ત્રણે ગુણોનો સમુદાય હેતુ છે, છૂટા છૂટા હેતુઓ નથી. અર્થાત્, ત્રણમાંથી કોઈ પણ ગુણનો અભાવ હોય તો કવિ થઈ શકે નહિ.

**૧૪. પ્રતિભાઃ—**

કેટલાક આલંકારિકો પ્રતિભા જ આવશ્યક છે એમ કહે છે. ભામહ અને જગન્નાથ એ મતના છે; તોપણ ભામહના મત પ્રમાણે કાવ્યનું મહત્ત્વ કેવું છે તે નીચેના શ્લોક પરથી જણાશેઃ—

**गुरूपदेशादध्येतुं शास्त्रं जडधियोऽप्यलम् ।**
**काव्य तु जायते जातु कस्यचित् प्रतिभावतः ॥**

ગુરુના ઉપદેશથી જડબુદ્ધિવાળા પણ શાસ્ત્રનું અધ્યયન કરવા સમર્થ થાય છે; પણ કાવ્ય તો કોઈક પ્રતિભાશાલી પુરુષ ક્વચિત્ બનાવી શકે છે.

પંડિત જગન્નાથ કહે છે કે કેવલ પ્રતિભા જ કાવ્યનું કારણ છે. એ પ્રતિભા કેટલીક વખત દેવતા કે મહાપુરુષના પ્રસાદ આદિથી ઉત્પન્ન થયેલ

અદૃષ્ટ હોય કે કવચિત્ કાવ્ય રચવાનો અભ્યાસ અને વિલક્ષણ વ્યુત્પત્તિ હોય. ત્રણેની જરૂર નથી; કેમકે બાલ વગેરેમાં કવચિત્ અભ્યાસ વિના પણ કેવળ મહાપુરુષના પ્રસાદથી પણ પ્રતિભા ઉત્પન્ન થાય છે.

આ ઉપરથી આટલું તો સ્પષ્ટજ છે કે પ્રતિભા વિના કાવ્ય થઇ શકે નહિ. સર્વના મત પ્રમાણે પ્રતિભા તો આવશ્યકજ છે. કવિની કલ્પનાશક્તિ ઘણા ઉંચા પ્રકારની હોવી જોઈએ. આ શક્તિ થોડાકજ પ્રાપ્ત કરી શકે છે. હાલ તો દરેક માસિકમાં કવિતા જ્યાંત્યાં જોવામાં આવે છે. પરંતુ નઠારૂં કાવ્ય કરવા કરતાં ન કરવું એ ઘણું સારૂં છે. ભામહ કહે છે કેઃ—

**नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।**
**कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥**

એટલે કાવ્ય ન રચવાથી કંઈ અધર્મ થતો નથી કે વ્યાધિ ઉત્પન્ન થતો નથી કે દણ્ડ થતો નથી; પરંતુ કુકાવ્ય કરવાથી સાક્ષાત્ મૃત્યુ થાય છે એમ વિદ્વાનો કહે છે. નઠારૂં કાવ્ય કરવાથી કીર્તિરૂપી શરીર નાશ પામે છે એવો ભાવ છે.

**૧૫. કાવ્યનાં પ્રયોજનોઃ—**

હવે કાવ્ય રચવાનાં આલંકારિકોએ પ્રયોજનો શાં વર્ણવ્યાં છે તેનો વિચાર કરીએ મમ્મટ કહે છે કેઃ—

**काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।**
**सद्यः परनिर्वृतये कान्तासम्मिततयोपदेशयुजे ॥**

કાવ્યથી કાલિદાસાદિને થયો છે. તેમ યશ પ્રાપ્ત થાય છે. ધન પ્રાપ્ત થાય છે, જેમ ધાવકાદિને શ્રીહર્ષાદિથી પ્રાપ્ત થયું હતું તેમ. વ્યવહારનું-રાજાદિગત આચારનું-જ્ઞાન થાય છે. અનર્થનું નિવારણ થાય છે, જેમ સૂર્યશતક રચવાથી મયૂર કવિના કોઢનો નાશ થયો. અને સર્વથી મોટું પ્રયોજન એ છે કે એકદમ રસના આસ્વાદથી પરમ આનન્દ પ્રાપ્ત થાય છે. એ આસ્વાદ એવો છે કે એના અનુભવને વખતે મન માત્ર તેમાંજ લીન છે, અન્ય જ્ઞેય વસ્તુ રહેતીજ નથી.

**૧૬. કાન્તા પેઠે ઉપદેશઃ—**

વળી કાવ્ય કાન્તાની પેઠે ઉપદેશ આ એ પણ એક પ્રયોજન

છે. વેદાદિશાસ્ત્ર પ્રભુસંમિત છે. જેમ રાજા વાણીમાત્રથી પુરુષને અમુક કાર્યમાં પ્રવૃત્ત કરે છે, કે અમુક કાર્યમાંથી નિવૃત્ત કરે છે, તેમ શબ્દપ્રધાન વેદાદિશાસ્ત્ર વિધિશબ્દ વડેજ પુરુષને અમુક કર્મમાં પ્રવૃત્ત કરે છે અને અમુક કર્મમાંથી નિવૃત્ત કરે છે; અને તેમ ન કરે તો જેમ રાજા દંડે છે તેમ શાસ્ત્ર, પ્રત્યવાય થાય છે એમ પ્રતિપાદન કરે છે. વેદના પાઠમાં લગાર પણ ફેરફાર થાય તો પ્રત્યવાય થાય છે ઇતિહાસાદિશાસ્ત્ર અર્થપ્રધાન છે અને મિત્રસંમિત છે. પૂર્વ પુરુષનાં ચરિત વર્ણવી મિત્રની પેઠે યુક્તિથી ઇતિહાસ પુરુષને પ્રવર્તાવે છે. એ બેથી ઉલટું કાવ્ય કાન્તાસંમિત છે. જેમ કાન્તા મન્દ હાસ, મધુર ભાષણ, કટાક્ષ ઇત્યાદિથી પુરુષનું મન રંજન કરી ઉપદેશ કરે છે, તેમ કાવ્યકલા પણ શબ્દશક્તિમૂલ વ્યંજના અને અર્થશક્તિમૂલ વ્યંજનાથી સહૃદયના હૃદયને આહ્લાદ પમાડતી, રામાદિની પેઠે પુરુષે વર્તવું રાવણાદિ પેઠે નહિ, એમ સૂચવી પુરુષને કર્તવ્યમાં પ્રવર્તાવે છે અને અકર્તવ્યથી નિવૃત્ત કરે છે.

**૧૭. કાવ્યનાં ફળો:—**

આ ફળો યથાયોગ્ય કવિને અને વાચકને થાય છે—કવિને યશ, દ્રવ્ય અને અનર્થની નિવૃત્તિ એટલાં ફળ થાય છે; વ્યવહારનું જ્ઞાન અને ઉપદેશ વાચકને મળે છે. અને પરમ આનન્દ બંનેને-કવિને ને વાચકને થાય છે.

ભામહ પણ એવાંજ ફળ વર્ણવે છે:—

**धर्मार्थकाममोक्षेषु वैचक्षण्यं कलासु च ।**
**प्रीतिं करोति कीर्तिं च साधुकाव्यनिबन्धनम् ॥**

સાધુ કાવ્યનું નિર્માણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થમાં તેમજ કળામાં વાચકને પ્રવીણ કરે છે. વાચકને પ્રીતિ ઉત્પન્ન કરે છે અને કવિની કીર્તિ ફેલાવે છે.

**૧૮. કવિ કીર્તિની અમરતા:—**

વળી કવિની કીર્તિ અમર છે, એ વિષે ભામહે નીચે પ્રમાણે કહ્યું છે:—

**उपेयुषामपि दिवं सन्निबन्धविधायिनाम् ।**
**आस्त एव निरातङ्कं कान्तं काव्यमयं वपुः ॥**

रुणद्धि रोदसी चास्य यावत् कीर्तिरनश्वरी ।
तावत् किलायमध्यास्ते सुकृती वैबुधं पदम् ॥
अतोऽभिवाञ्छता कीर्तिं स्थेयसीमा भुवः स्थितेः ।
यत्नो विदितवेद्येन विधेयः काव्यलक्षणः ।

ઉત્તમ ગ્રન્થ બનાવનારા કવિઓ સ્વર્ગે ગયા પછી પણ તેમનું રમણીય કાવ્યમય શરીર બાધારહિત રહેલું હોય છે. જ્યાંસુધી એની અમર કીર્તિ સ્વર્ગલોક અને મૃત્યુલોકમાં વ્યાપે છે ત્યાંસુધી એ સુકૃતી દેવના સ્થાનમાં રહે છે. આથી પૃથ્વીની સ્થિતિ છે ત્યાંસુધી અતિસ્થિર કીર્તિ ઇચ્છનાર, જેણે જ્ઞેય વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેણે કાવ્ય રચવાને માટે યત્ન કરવો જોઈએ.

**૧૯. કાવ્યનું મહત્ત્વ:—**

વળી કાવ્યનું મહત્ત્વ દર્શાવવા કહ્યું છે કે:—

अधनस्येव दातृत्वं क्लीबस्येवास्त्रकौशलम् ।
अज्ञस्येव प्रगल्भत्वमकवेः शास्त्रवेदनम् ॥
विनयेन विना का श्रीः का निशा शशिना विना ।
रहिता सत्कवित्वेन कीदृशी वाग्विदग्धता ॥

દરિદ્રનું જેવું સખીપણું, નપુંસક પુરુષનું જેવું અસ્ત્રને વિષે કૌશલ, અજ્ઞાનની જેવી બોલવામાં બહાદુરી, તેવું અકવિનું શાસ્ત્રજ્ઞાન સમજવું અર્થાત્, દરિદ્ર પુરુષનો જીવ ઉદાર હોય તોપણ જેમ તે ઉદારતાનો ઉપયોગ કરી શકતો નથી, અસ્ત્રકુશળતા ગમે તેવી હોય તોપણ નપુંસકને તે નકામી છે, પ્રગલ્ભતા ગમે તેવી હોય તોપણ અજ્ઞાન તેનો ઉપયોગ કરી શકશે નહિ, તેમ શાસ્ત્રજ્ઞાન ગમે તેવું હોય તોપણ જે કવિ નથી તેને તે ઉપયોગનું નથી. કવિજ તે જ્ઞાનનો ઉપદેશ કાન્તાની પેઠે વાચકને આપે છે.

વિનય વિનાની સંપત્તિ શી? ચન્દ્ર વિનાની રાત્રી શી? તેમજ સત્કવિત્વ વિનાની વાણીને વિષે ચતુરાઈ શી? અર્થાત્, જેમ વિનય વિના સંપત્તિ શોભતી નથી, ચંદ્ર વિના રાત્રી શોભતી નથી, તેમ સત્કવિત્વ વિના વક્તૃત્વ શોભતું નથી.

અન્ય સ્થળે પણ ભામહ કાવ્યનું મહત્ત્વ એવીજ રીતે દર્શાવે છે :

स्वादुकाव्यरसोन्मिश्रं शास्त्रमप्युपभुञ्जते ।
प्रथमालीढमधवः पिबन्ति कटु भेषजम् ॥
न स शब्दो न तद्वाच्यं न स न्यायो न सा कला ।
जायते यन्न काव्याङ्गमहो भारो महान् कवेः ॥

સ્વાદિષ્ટ કાવ્યરસ જેમાં મિશ્ર થયો હોય તેવા શાસ્ત્રનો પણ પુરુષો ઉપભોગ કરે છે; પ્રથમ મધ ચાટયું હોય તે કડવી દવા પણ પીએ છે. એવો કોઈ શબ્દ નથી કે અર્થ નથી, ન્યાય નથી કે કળા નથી, કે જે કાવ્યનું અંગ થાય નહિ. અહો ! કવિનું કામ ઘણું ભારે છે.

**૨૦. ઉત્તમ કાવ્ય કેવું હોય ?**

કાવ્યના સંબન્ધમાં હાલમાં બે મત પ્રચલિત છે. એક મતવાળાને આધુનિક પદ્યકારોની કવિતા બીલકુલ ગમતી નથી; ત્યારે બીજા મતવાળાને તેમાં ઘણો ચમત્કાર માલમ પડે છે. એટલું તો સ્પષ્ટજ છે કે જેનો અર્થ સહજ પ્રયત્નથી પણ ન સમજાય એવો ક્લિષ્ટ હોય તે કાવ્યપદને યુક્ત નથીજ. જેમાં પ્રસાદ અને માધુર્ય હોય તેજ ઉત્તમ કાવ્યો છે. ભામહ કહે છે કે:

आविद्वदङ्गनाबालप्रतीतार्थं प्रसादवत्

એટલે જે કાવ્યનો અર્થ વિદ્વાનથી આરંભી સ્ત્રી અને બાલપર્યન્ત સમજાય તે કાવ્ય પ્રસાદગુણયુક્ત છે.

श्रव्यं नातिसमस्तार्थं काव्यं मधुरमिष्यते

એમ માધુર્યનું લક્ષણ ભામહે આપ્યું છે. જે કાવ્ય શ્રવ્ય છે–કર્ણને પ્રિય લાગે એવું છે અને જેમાં બહુ લાંબા સમાસ નથી, અર્થાત્, જેમાં બન્ધ ગાઢ નથી, તે મધુર કાવ્ય છે. આ પ્રમાણે જે કાવ્યમાંથી બાળક અને સ્ત્રીઓ પોતાની શક્તિ પ્રમાણે અર્થ કાઢે અને વિદ્વાન્ જ્યારે વાંચે ત્યારે તેમાં નવીન ચમત્કાર જુએ તેજ ઉત્તમ કાવ્ય. કાલિદાસનાં કાવ્ય તથા નાટકો, ભવભૂતિનું ' ઉત્તરરામચરિત ' ' નૈષધ ' અને ' માઘ ' કરતાં આજ કારણથી વિશેષ લોકપ્રિય થયાં છે. કાવ્ય કંઈ શાસ્ત્ર નથી કે તેના પર

સમજવા માટે ટીકા જોઈએજ. પ્રહેલિકા જેવાં કાવ્યો જે ટીકા વિના સમજાતાં નથી તેને ભામહ એટલાજ માટે નિન્દે છે કે:

**काव्यान्यपि यदीमानि व्याख्यागम्यानि शास्त्रवत् ।**
**उत्सवः सुधियामेष हन्त दुर्मेधसो हताः ॥**

શાસ્ત્રની પેઠે કાવ્ય સમજવાને પણ જો વ્યાખ્યા–વિવરણ જોઈએ તો બુદ્ધિમાન્ પુરુષોને તો એ ઉત્સવ છે, પણ બિચારા બુદ્ધિહીન લોકોની તો કમબખ્તીજ સમજવી.

**૨૧. સારાંશ**:—

સારાંશ એ કે જેમાં શબ્દચમત્કૃતિ અને અર્થચમત્કૃતિ બંને હોય તે કાવ્ય. કાવ્ય કંઈ દરેક પુરુષ રચી શકતો નથી. એને માટે પ્રતિભાની જરૂર છે. કવિની પદવી ઘણી ઉંચી છે. પરમ આનન્દમાં શ્રોતા કે વાચકના મનને એવી રીતે લીન કરવું કે તેના મનમાં તે સમયે અન્ય કોઇ પણ વિચાર રહેજ નહિ અને કાન્તાની પેઠે તેને ઉપદેશ કરવો, એ કાવ્યનાં મુખ્ય પ્રયોજન છે. વળી ધ્વનિકાવ્યમાં વ્યંગ્ય અર્થ વાચ્ય અર્થ કરતાં વધારે સુંદર હોવો જોઈએ એમ જે પ્રાચીન આલંકારિકોએ કહ્યું છે તેનો અર્થ એવો નથી કે વ્યંગ્ય અર્થ કોઈ કાઢીજ ન શકે એવો જોઈએ. પ્રસાદ, માધુર્ય કે ઓજસ્ વિનાનાં–જે જે રસને જે જે ગુણ યોગ્ય છે તેમ યથાયોગ્ય તે તે ગુણ વિનાનાં–પદ્યો એ કાવ્ય નથી. અર્થાત્, હાલ જે કેટલાંક એવાં પદ્યો રચાય છે કે જેની રચના ક્લિષ્ટ છે, જેનો અર્થ સમજવો મુશ્કેલ છે, એ પદ્યો ( બહુધા અંગ્રેજી કાવ્યોનાં ભાષાન્તર, પણ અંગ્રેજીમાં જેવાં સરળ છે તેવાં સરળ નહિ ) કાવ્યસંજ્ઞાને યુક્ત નથી અને અમુક મંડળમાં ગમે તેટલાં પ્રિય થાઓ પણ લોકપ્રિય થવાનો સંભવ અમને તો લાગતો નથીજ.

---

# (૪)
# કાવ્યસંપત્તિનું દિગ્દર્શન

**૧. આમુખ:—**

સંસારનાં ક્ષણિક વૈષયિક સુખ અને અનેક ઉપાધિમાં સાહિત્યસેવન મનુષ્યમનને અનિર્વચનીય આનન્દ આપે છે, વિપત્તિમાં પ્રતિબંધનાશક અને માર્ગદર્શક થઈ પડે છે, અને ગમે તેવા શોકમાં મનને શાન્તિ આપી તેની સહનશીલતામાં વૃદ્ધિ કરે છે. પ્રાકૃત પુરુષોનો કાળ આળસમાં, કલહમાં, કે અન્ય નીચ વાસના તૃપ્ત કરવામાં અને ઉદ્યોગમાં પણ માત્ર દ્રવ્યપ્રાપ્તિમાંજ વ્યતીત થાય છે; પરંતુ સંસ્કારી પુરુષો ગમે તેવા વ્યવહારમાં મચ્યાપચ્યા હોય છે, તોપણ તેમાંથી સ્વલ્પ પણ વિશ્રાન્તિસમયની જોગવાઈ કરી કાવ્ય ને શાસ્ત્રના વિનોદમાં વિલસે છે ત્યારેજ તેમને જંપ વળે છે. સાહિત્ય અને સંગીતકલા જે પુરુષમાં ન હોય તેને હરિએ પશુતુલ્ય કહ્યો છે તે યુક્તજ છે.

સાહિત્યનું મુખ્ય અંગ કાવ્ય છે. માથું જેમ શરીરનું મુખ્ય અંગ છે અને એથીજ ઉત્તમાંગ કહેવાય છે, તેમ કાવ્ય એ સાહિત્યનું ઉત્તમ અંગ છે. ઇતિહાસ, ગણિત, ખગોળવિદ્યા, પ્રાકૃતિક વિદ્યાની ભિન્ન ભિન્ન શાખાઓ આદિ સાહિત્યનાં અનેક અંગો છે, તે વ્યવહારમાં બહુ રીતે ઉપયોગી છે, આપણાં સુખસંપત્તિનાં સાધનોમાં ઘણી વૃદ્ધિ કરે છે, અને મનને આનંદ પણ આપે છે; પરંતુ કાવ્યથી મળતો આનંદ નિઃસીમ અને અદ્વિતીયજ છે. જે ભાષામાં ઉત્તમ કાવ્ય નથી તે ભાષા દરિદ્રજ સમજવી.

કાવ્યનું સ્વરૂપ, તેના પ્રકારોનું સ્વરૂપ, કવિ થવા માટે કયા ગુણો આવશ્યક છે, રસ, ભાવ, ગુણ, દોષ, ને અલંકારનો કાવ્ય સાથે કેવો સંબંધ છે, વૃત્તિ, રીતિ, ઇત્યાદિ વિષે સંસ્કૃત આલંકારિકોએ ઘણું કહ્યું છે. ગુજરાતી ભાષામાં એ વિષે બહુ લખાયું નથી. આ લઘુ લેખમાં આ વિષયનું દિગ્દર્શન કરાવવાનો આશય છે.

પુરુષકૃત વાક્યો પૌરુષ, પૌરુષેય કહેવાય છે ને તે નાશવન્ત હોવાથી અનિત્ય છે. એથી ઉલટાં હોવાથી જે ઇશ્વરપ્રણીત મનાય છે તે અપૌરુષેય ને નિત્ય કહેવાય છે. જે નિત્ય કે અનિત્ય દિવ્ય કે પૌરુષ વાક્યોથી પુરુષને

સત્કાર્યમાં પ્રવૃત્તિ ને અસત્કાર્યમાં નિવૃત્તિ ઉપદેશ કરવામાં આવે તેને શાસ્ત્ર કહ્યું છે.[૧] આ પ્રમાણે આપણું કર્તવ્ય શું છે ને શેમાં આપણે પ્રયત્ન કરવો તેનો, તેમજ આપણું અકર્તવ્ય શું છે ને શાથી આપણે દૂર રહેવું તેનો આપણને શાસ્ત્ર બોધ કરે છે.

## ૨. શબ્દપ્રધાન, અર્થપ્રધાન, ધ્વનિપ્રધાન શાસ્ત્રો:—

શાસ્ત્રના ત્રણ પ્રકાર છે: શબ્દપ્રધાન, અર્થપ્રધાન, ને ધ્વનિપ્રધાન. વેદાદિ શ્રુતિવાક્યો શબ્દપ્રધાન છે. પુરાણ, ઇતિહાસાદિ અર્થપ્રધાન છે. અને કાવ્ય ધ્વનિ-પ્રધાન છે. શ્રુતિવાક્યો પ્રભુસંમિત એટલે રાજ્યતુલ્ય, ઇતિહાસાદિ મિત્રસંમિત, ને કાવ્ય કાન્તાસંમિત કહેવાય છે. વેદવાક્યો રાજાની આજ્ઞા જેવાં છે. રાજા જેમ શબ્દ વડે પુરુષને જે કરાવવું હોય છે તેની આજ્ઞા કરે છે ને જે ન કરાવવું હોય તેની મના કરે છે, ને આજ્ઞાભંગ કરનારને દંડ છે, તેમ વેદ પણ વિધિ-વાક્યોથી પુરુષને તેના કલ્યાણમાર્ગ તરફ દોરે છે ને નિષેધવાક્યોથી અકલ્યાણ-માર્ગથી દૂર રાખે છે. વેદ પઠવામાં સહજ પણ અન્યથા ઉચ્ચાર કરવાથી પ્રત્યવાય કે પાપ થાય છે. એજ કારણથી તે શબ્દપ્રધાન કહેવાય છે. એમાં અર્થનો અભાવ તો નથીજ; કેમકે એમ હોય તો તે ગાંડા માણસને બકબકાટ જેવું ગણાય. પરંતુ એમાં અર્થ ગૌણ છે. પુરાણાદિ વાક્યો વેદવાક્યોની પેઠે આમ કરવું એવી આજ્ઞા કરી વિધિના કર્તવ્ય તરફ વાળતાં નથી; કે આમ ન કરવું એવી મના કરી નિષેધના બળથી અકર્ત્તવ્યથી પાછા હઠાવતાં નથી. પરંતુ પૂર્વ પુરુષનાં ચરિત્રોનું વર્ણન કરી તેમને વિષે યથાયોગ્ય રાગદ્વેષ ઉત્પન્ન કરી મિત્રની પેઠે શેમાં પ્રવૃત્ત થવું ને શેમાંથી નિવૃત્ત થવું તેનો બોધ પુરુષને કરે છે. આમ અર્થવાદરૂપ–સ્તુતિનિન્દારૂપ હોવાથી એ અર્થપ્રધાન છે. જેમ કાન્તા કટાક્ષ, મંદહાસ્ય, આદિ વિલાસોથી કામી પુરુષનું મન રંજન કરી આ મારૂં ઇષ્ટ છે ને આ અનિષ્ટ છે એમ સૂચવી વ્યંગ્ય રીતેજ મનોરથ સફળ કરે છે, તેમ કાવ્યકલા પણ શબ્દ ને અર્થને ગૌણ કરી શબ્દશક્તિ અને અર્થશક્તિને આધારે રહેલા વ્યંજનાવ્યાપારથીજ સહૃદયના હૃદયને આહ્લાદ પમાડી, રામાદિની પેઠે આચરવું રાવણાદિ પેઠે નહિ, એમ કર્તવ્ય ને અકર્તવ્યનો

---

૧ प्रवृत्तिर्वा निवृत्तिर्वा नित्येन कृतकेन वा ।
पुंसां येनोपदिश्येत तच्छास्त्रमभिधीयते ॥

ઉપદેશ કરે છે; માટે એને ધ્વનિપ્રધાન ને કાન્તાસંમિત કહે છે, અને એજ કારણથી ઉપર દર્શાવ્યા પ્રમાણે કાવ્ય એ સાહિત્યનું ઉત્તમ અંગ છે.[1]

તાત્પર્ય એ છે કે શ્રુતિવાક્યો, પુરાણો ને ઇતિહાસ, તેમજ કાવ્યો એ ત્રણે પ્રકારનાં શાસ્ત્રોમાંથી આપણને ઉપદેશ મળે છે અને આનન્દ ઓછેવત્તે દરજ્જે મળે છે; પરંતુ કાવ્યમાંથી જે આનન્દ મળે છે તે વિલક્ષણ ને અલૌકિક છે. એજ કારણથી કાવ્ય એ સાહિત્યનું ઉત્તમાંગ છે.

**૩. કાવ્ય આખ્યાયિકાથી પણ વિશેષ આહ્લાદક:—**

કોઈ કહેશે કે આપણા ઋષિમુનિઓએ તાપીપુરાણમાં તાપીનું, રેવાપુરાણમાં રેવાનું, અગ્નિપુરાણમાં અગ્નિનું, ને શિવપુરાણમાં શિવનું, એમ તે તે પુરાણમાં તે તે દેવ કે દેવીનું માહાત્મ્ય સર્વથી વિશેષ વર્ણવ્યું છે. તેમ કાવ્યશાસ્ત્રીઓએ કાવ્યનું માહાત્મ્ય ગાયું છે. કેટલેક અંશે એ વાત સત્ય છે એમ કહી શકાય, પરંતુ એ તો અનુભવસિદ્ધ અને સર્વવિદિત છે કે નીતિવચનો આખ્યાયિકાના કે કાવ્યના સ્વરૂપમાં જેવાં આહ્લાદક ને સાહ્ય થાય છે તેવાં શુષ્ક તત્ત્વજ્ઞાનના સ્વરૂપમાં થતાં નથી. ઉપનિષદ્‌માં પણ આથીજ આખ્યાયિકાઓ દાખલ કરેલી છે. કથા ને આખ્યાયિકા રસિક છે, પણ તેના ઉપદેશમાં કાવ્યના ઉપદેશ જેવી મીઠાશ નથી. સ્ત્રી એ ઈશ્વરની માયિક સૃષ્ટિ છે; તેની ચેષ્ટા, તેના વિલાસ, તેનાં વચનો જેવાં મોહક, અમૃતસિંચક, ને હૃદયંગમ થાય છે તેવાં મિત્રનાં થતાં નથી. તેવીજ રીતે પુરાણનો ઉપદેશ કાવ્યના ઉપદેશ જેવો ચમત્કારી નથી. ભામહ કહે છે કે

---

१ पाणिनिप्रमुखैस्तस्तैः सर्वशास्त्रविशारदैः ।
इह तावत् त्रिधा शास्त्रमभ्यधीयत तत्र च ॥
शब्दप्रधानं वेदाख्यं प्रभुसंमितमुच्यते ।
ईषत्पाठान्यथापाठे प्रत्यवायस्य दर्शनात् ॥
इतिहासादिकं शास्त्रं मित्रसंमितमुच्यते ।
अस्यार्थवादरूपत्वात् कथ्यतेऽर्थप्रधानता ॥
अभिप्रधानं काव्यं तु कान्तासंमितमीरितम् ।
शब्दार्थौ गुणतां नीत्वा व्यञ्जनप्रवणं यतः ॥

एकावली

કાવ્યના સ્વાદિષ્ઠ રસ સાથે મિશ્ર થયલા તત્ત્વજ્ઞાનમાં પણ લોકોને રસ પડે છે. પ્રથમ જીભે મધ ચાટયું હોય તો તે કડવું ઓસડ પણ સુખે પીએ છે. કવિની અલૌકિક શક્તિજ આનું કારણ છે. એની વાણીમાં એવું લાલિત્ય રહ્યું છે કે માલતી પુષ્પની માળા દૂરથી સુગન્ધ મળ્યા પહેલાં પણ દૃષ્ટિનું હરણ કરે છે, તેમ સારા કવિની વાણી તેના ગુણનું જ્ઞાન થયા પહેલાં પણ કર્ણમાં મધની ધારા રેડે છે.[2] કાવ્યથી આવો દિવ્ય આનન્દ પ્રાપ્ત થાય છે, અને એથીજ એને સાહિત્યનું ઉત્તમ અંગ કહી શકાય.

**૪. કાવ્યનાં લક્ષણો:—**

કાવ્યનાં લક્ષણ વિષે આલંકારિકોમાં બહુ મતભેદ છે. દંડી અને જગન્નાથ રમણીય અર્થ પ્રતિપાદન કરનાર શબ્દને કાવ્ય કહે છે;[3] અર્થાત્, શબ્દચમત્કૃતિને પ્રાધાન્ય આપે છે; અર્થચમત્કૃતિને ગૌણ માને છે. ભામહ, મમ્મટ, વિદ્યાનાથ આદિ આલંકારિકો શબ્દો અને અર્થ બંનેને કાવ્ય કહે છે,[4] એટલે શબ્દચમત્કૃતિ ને અર્થચમત્કૃતિ બંનેને સરખાં આવશ્યક ગણે છે. વામન રીતિને, વિશ્વનાથ રસને, અને આનન્દવર્ધન ધ્વનિને કાવ્યનો આત્મા માને છે.[5] મમ્મટ પણ ગુણના લક્ષણમાં રસને અંગી એટલે

---

१ स्वादुकाव्यरसोन्मिश्रं वाक्यार्थमुपभुञ्जते ।
प्रथमालीढमधवः पिबन्ति कटुभेषजम् ॥

२ अविदितगुणापि सत्कविभणितिः कर्णेषु वमति मधुधाराम् ।
अनधिगतपरिमलापि हरति दृशं मालतीमाला ॥

३ रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् । रसगंगाधर
शरीरं तावदिष्टार्थव्यवच्छिन्ना पदावलिः । काव्यादर्श

४ शब्दार्थौ सहितं काव्यं गद्यं पद्यं च तद् द्विधम् । भामह
तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनः क्वापि । काव्यप्रकाश

५ रीतिरात्मा काव्यस्य ।
काव्यालंकार सूत्र

वाक्यं रसात्मकं काव्यम् ।
साहित्य दर्पण

काव्यस्यात्मा ध्वनिरिति बुधैर्यः समाम्नातपूर्वः
ध्वन्यालोक

આત્માજ કહે છે.[1] મમ્મટનો કાવ્યપ્રકાશ ગ્રન્થ કાવ્યશાસ્ત્રમાં આકરગ્રન્થ મનાય છે. તેના લક્ષણ પ્રમાણે અદોષ, સગુણ, અને બહુધા સાલંકાર શબ્દ અને અર્થ તે કાવ્ય છે. અદોષત્વને લક્ષણમાં મમ્મટ પ્રારંભમાં મૂકે છે, તે યુક્તજ છે. પ્રાચીન આલંકારિકો ભામહ અને દંડી પણ કાવ્યમાં દોષની ઉપેક્ષા ન કરવાનોજ ઉપદેશ કરે છે. ભામહ કહે છે કે એક પણ દોષયુક્ત પદ વાપરવું નહિ. દુષ્ટ પુત્રથી જેમ પિતાની નિન્દા થાય છે, તેમ દુષ્ટ કાવ્યની નિન્દા થાય છે. દંડી પણ એવોજ વિચાર દર્શાવે છે. તે કહે છે કે સ્વલ્પ પણ દોષ પ્રતિ પ્રમાદ ન કરવો; કેમકે ગમે તેવું સુંદર શરીર પણ કોઢના એક પણ ડાઘાથી કદ્રૂપુંજ થાય છે.

**૫. દોષોનું લક્ષણ ને પ્રકાર:—**

મુખ્ય અર્થનો એટલે રસ કે ભાવનો જેથી અપકર્ષ કે ક્ષતિ થાય તેને દોષ કહ્યો છે. કેટલાક દોષો નિત્ય છે; અર્થાત્, સર્વે સ્થળે દોષજ છે. કેટલાક અનિત્ય છે; એટલે અમુક પ્રસંગમાંજ દોષ છે. કેટલાક શબ્દદોષ છે, કેટલાક અર્થદોષ છે, ને કેટલાક રસદોષ છે. આવા દોષના પ્રકાર છે. કાનને પ્રિય લાગે એવાં પદોજ કાવ્યમાં વાપરવાં જોઈએ. કવિને ભાષા પર બરાબર કાબુ જોઇએ, ને યોગ્ય સ્થળે યોગ્ય મધુર શબ્દોજ તેણે શોધી કાઢવા જોઈએ. તેની ભાષા શુદ્ધ, સરળ, ને સંસ્કારી જોઇએ. તેનામાં ઊંચા પ્રકારની રસજ્ઞતા જોઈએ. શબ્દશાસ્ત્રના નિયમોનો અનાદર કરવાથી ચ્યુતસંસ્કૃતિ દોષ થાય છે. વ્યાકરણના દોષોનો એમાં સમાવેશ થાય છે. કર્ણને કઠોર લાગે એવાં પદના પ્રયોગથી શ્રુતિકટુત્વ દોષ બને છે. અશ્લીલ, ગ્રામ્ય, અપ્રસિદ્ધ, કે સંદિગ્ધ પદો વાપરવાથી કે એવો અર્થ થવાથી સહૃદયના મનને ઉદ્વેગ થાય છે, ને રસની ક્ષતિ થાય છે, માટે એવાં પદો ને અર્થ પણ દૂષિતજ છે જે રચના વર્ણનનો આરંભ કર્યો હોય તે રચનાનો ભંગ કરી અન્ય રચનાનો આશ્રય કરવાથી ભગ્નપ્રક્રમ દોષ થાય છે ગુંચવણભરેલી રચના ક્લિષ્ટ કહેવાય છે ને તે પણ દૂષિતજ છે. એવાં એક પદ પ્રયોજન વિના પુનઃ પ્રયોજ-

---

[1] ये रसस्याङ्गिनो धर्माः शौर्यादय इवात्मनः।
उत्कर्षहेतवस्तेस्युरचलस्थितयो गुणाः

काव्यप्रकाश

વાથી કથિતપદતત્વ કે પુનરુક્તિ દોષ થાય છે. આ દોષ અનિત્ય છે; કેમકે કેટલેક સ્થળે પુનરુક્તિ આવશ્યક છે. અર્થની પુષ્ટિ ન થાય એવાં નકામાં વિશેષણથી અપુષ્ટ દોષ થાય છે. એ અર્થદોષ છે. છન્દોભંગ કે યતિભંગથી હતવૃત્તત્વ દોષ થાય છે. છન્દના કરતાં યતિમાં ભંગ વિશેષ જોવામાં આવે છે. જે વૃત્તમાં જે જે સ્થળે વિદ્વાનોએ વિશ્રામસ્થાન નક્કી કર્યાં છે તે તે વૃત્તમાં તે તે સ્થળે વિશ્રામ લેતાં પદને ભાગી નાખવું પડે ત્યાં એવો દોષ થાય છે. રસદોષ પણ ત્રણ પ્રકારના છે; પણ તે સર્વમાં અનૌચિત્ય એટલે રસની યોગ્યતાનો નાશ એ રસભંગનું મુખ્ય કારણ છે. આ દોષોમાંના ઘણાખરા ગદ્યમાં પણ જોવામાં આવે છે. ક્લિષ્ટ રચના, વ્યાકરણદૃષ્ટિએ અશુદ્ધ શબ્દો, અપ્રયુક્ત, સંદિગ્ધ,ને ગ્રામ્ય શબ્દો તેમજ કર્ણકટુ પદો,ને યતિભંગ જેવા દોષો આપણી ભાષામાં ગદ્ય ને પદ્ય બંનેમાં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. એ તો ખરૂં છે કે કેટલાંક ઉત્તમ કાવ્યોમાં પણ ક્વચિત્ દોષો જોવામાં આવે છે.

તાત્પર્ય એ છે કે આપણો આદર્શ ઉચ્ચતમ જોઈએ, અને દોષોનું સ્વરૂપ જાણી તેમાંથી મુક્ત થવા પ્રયાસ કરવો એ આપણો ધર્મ છે. દોષના વિવેચન પરથી એટલું સ્પષ્ટ છે કે કવિની ભાષા શુદ્ધ, ગુંચવણ વગરની, ને પ્રાસાદિક હોવી જોઈએ, તેમજ તેનો અર્થ પણ અક્લિષ્ટ કે અનુચિત ન જોઈએ. તેમાં રસની પરિપૂર્તિ જોઈએ ને સહૃદયને માન્ય ન થાય એવી ક્લિષ્ટ કલ્પના તેમાં ન જોઈએ.

## ૬. ગુણોનું વિવેચન :—

સગુણ એ મમ્મટના કાવ્યલક્ષણમાં બીજું વિશેષણ છે. માત્ર દોષ-રહિત શબ્દ અને અર્થ હોય એટલે કાવ્ય થાય એમ નથી. તે શબ્દ ને અર્થ ગુણ યુક્ત હોવા જોઈએ. શૌર્યાદિ જેમ આત્માના ધર્મ છે, તેમ ગુણો એ રસ જે કાવ્યનો આત્મા છે તેના ધર્મ છે. [૧] શૌર્યાદિ આત્માનો ઉત્કર્ષ કરે છે, તેમ ગુણો પણ રસનો ઉત્કર્ષ કરે છે; અને શૌર્યાદિ ગુણો આત્માથી પૃથક્ રહી શકતા નથી, તેમ કાવ્યમાં ગુણો એ રસથી પૃથક્

---

૧ ये रसस्याङ्गिनो धर्माः शौर्यादय इवात्मनः ।
उत्कर्षहेतवस्ते स्युरचलस्थितयो गुणाः ॥ काव्यप्रकाश

રહી શકતા નથી. આ પ્રમાણે કાવ્યમાં ગુણો રસની જમાવટ કરવામાં ઉપયોગી છે. માધુર્ય, ઓજસ્, ને પ્રસાદ એ ત્રણ ગુણ છે.[1] દંડી, ભોજ, વામન, અને અન્ય આલંકારિકો દશ ગુણ છે એમ માને છે;[2] પણ મમ્મટ, વિદ્યાધર, વિદ્યાનાથ, આદિના મત પ્રમાણે ઉપલા ત્રણ ગુણમાંજ અન્ય ગુણોનો સમાવેશ થાય છે. જેથી ચિત્તને આહ્લાદ થાય અને દ્વેષ આદિથી તેમાં જે કઠોરપણું આવ્યું હોય તે જતું રહી તે પાણી પાણી થઈ જાય તે ગુણને વિદ્વાનોએ મધુર ગુણ કહ્યો છે. એ ગુણ સંભોગશૃગાર રસમાં માલમ પડે છે, પણ કરુણ રસ, વિપ્રલંભ શૃંગાર, ને શાન્ત રસમાં તે ઉત્તરોત્તર વિશેષ જોવામાં આવે છે[3] જેથી મનની અંદર જુસ્સો ઉત્પન્ન થાય છે, જાણે અગ્નિ પ્રદીપ્ત થયો હોય ને તે જ્વલિત થયું હોય એમ લાગે છે, તે ઓજોગુણ છે. તે વીરરસમાં રહેલો છે. વીરથી અધિક રૌદ્ર રસમાં હોય છે.[4] સૂકા લાકડામાં જેમ અગ્નિ તરત સર્વત્ર પ્રસરે છે, તેમ જે મનમાં એકદમ ફેલાઈ જાય છે તે પ્રસાદ ગુણ છે અને તે સર્વ રસમાં રહેલો છે.[5]

**૭. ગુણોના વ્યંજક :—**

વર્ણ, સમાસ, ને રચનાને ગુણોનાં વ્યંજક કહ્યાં છે. તેમાં ટ વર્ગ સિવાયનાં સ્પર્શ વ્યંજનો, પોતપોતાના વર્ગના પંચવર્ણ સાથે યુક્ત થયલાં ( અઙ્ગ, અઞ્જન, કણ્ય, દન્તમાં છે તેમ ) ને હ્રસ્વ સ્વરયુક્ત રેફ ને ણકાર, એટલા વર્ણો, સમાસનો અભાવ કે મધ્યમ સમાસ. ને સુકુમાર

---

१ माधुर्यौजःप्रसादाख्यास्त्रयस्ते न पुनर्दश। काव्यप्रकाश

२ श्लेषः प्रसादः समता माधुर्यं सुकुमारता।
अर्थव्यक्तिरुदारत्वमोजःकान्तिसमाधय॥ सरस्वत कण्ठाभरण

३ आह्लादकत्वं माधुर्यं शृङ्गारे द्रुतिकारणम्।
करुणे विप्रलम्भे तच्छान्ते चातिशयान्वितम्॥

४ दीप्त्यात्मविस्तृतेर्हेतुरोजो वीररसस्थितिः।
बीभत्सरौद्ररसयोस्तस्याधिक्यं क्रमेण तु॥

५ शुष्केन्धनाग्निवत्स्वच्छजलवत् सहसैव यः।
व्याप्नोत्यन्यत् प्रसादोऽसौ सर्वत्र विहितस्थितिः॥

રચના એ માધુર્ય ગુણનાં વ્યંજક છે.[૧] વર્ગીય પ્રથમ અને તૃતીય વર્ણનો અનુક્રમે બીજા ને ચોથા વર્ણ સાથે સંયોગ, તેમજ રેફનો કોઈ વ્યંજન સાથે પહેલો કે પછી સંયોગ, બે સરખા વ્યંજનનો યોગ, ટાદિ વર્ણ-ચતુષ્ટય, શ્ ને ષ્. એટલા વર્ણો દીર્ઘ સમાસ અને ઉદ્ધત રચના એ ઓજો-ગુણનાં વ્યંજક છે. [૨] જે શબ્દ, સમાસ, કે રચના વડે સાંભળતાં વારજ શબ્દમાંથી અર્થની પ્રતીતિ થાય તે શબ્દ, કે રચના પ્રસાદ ગુણનાં વ્યંજક છે. [૩]

ગુણના આ વિવેચન ઉપરથી શું સમજવાનું છે ? એટલુંજ કે ભાષાશૈલી હમેશ અર્થને અનુસરતી જોઈએ. શૃંગાર કરુણ ને શાન્ત રસમાં મધુર ને સરળ, વીર, રૌદ્ર, ને બીભત્સ રસમાં તેજસ્વી ને જુસ્સાદાર, તેમજ આડંબરયુક્ત, પણ સર્વત્ર અર્થ તરત સમજાય એવી પ્રાસાદિક હોવી જોઈએ. જેને અંગ્રેજીમાં Perspicuity of style ( પ્રસાદ ) કહે છે તેની તો સર્વ રસમાં વિવક્ષા છે. પ્રસાદરહિત કાવ્ય તે કાવ્યજ નથી.

મમ્મટના કાવ્યલક્ષણનું છેલ્લું વિશેષણ **अनलंकृती पुनः कापि** છે, એટલે ક્વચિત્ અલંકારરહિત એવા શબ્દ અને અર્થ. તાત્પર્ય એ છે કે કાવ્યમાં બહુધા શબ્દ અને અર્થ સાલંકાર હોવા જોઈએ. અર્થાત્, અલંકાર ઘણે ભાગે કાવ્યમાં હોવા જોઈએ. ક્વચિત્ ન હોય તો ચાલે.

**૮. ગુણ ને અલંકારનો ભેદ :—**

અલંકાર અને ગુણનો ભેદ આ પ્રમાણે છેઃ—

૧. ગુણો રસ વિના રહેતા નથી; અલંકાર તો રસ વિના રહે છે.
૨. ગુણો રસના અવશ્ય ઉપકારક છે; અલંકાર એવા નથી.[૪] ગુણો રસના

---

१ मूर्ध्नि वर्गान्त्यगाः स्पर्शा अटवर्गा रणौ लघू ।
अवृत्तिर्मध्यवृत्तिर्वा माधुर्ये घटना तथा ।

२ योग आद्यतृतीयाभ्यामन्त्ययोरेण तुल्ययोः ।
टादिः शषौ वृत्तिदैर्घ्यं गुम्फ उद्धत ओजसि ॥

३ श्रुतिमात्रेण शब्दात्तु येनार्थप्रत्ययो भवेत् ।
साधारणः समग्राणां स प्रसादो गुणो मतः ॥

४ उपकुर्वन्ति तं सन्तं येऽङ्गद्वारेण जातुचित् ।
हारादिवदलंकारास्तेऽनुप्रासोपमादयः ॥

ધર્મ છે, તેથી સાક્ષાત્ રસમાં રહે છે; અલંકાર રસમાં સાક્ષાત્ રહેતા નથી, પણ અંગદ્વારા રહે છે. રસ વિદ્યમાન હોય તો અંગદ્વારા એટલે શબ્દ અને અર્થ એ બેમાં ચારુત્વ ઉત્પન્ન કરી, જેમ હારાદિ શરીરને શોભાવી આત્માને આનંદ પમાડી તેના ઉપકારક થાય છે, તેમ અલંકાર રસરૂપ અંગીના ક્વચિત્ ઉપકારક થાય છે. ક્વચિત્ રહેવાનું કારણ કે રસ વિદ્યમાન હોય તોપણ અલંકાર ક્વચિત્ તેને પોષતા નથી. જ્યાં રસનો સંભવ છે ત્યાં અલંકારો રસના ઉપકારક થાય છે, એટલે શબ્દ અને અર્થમાં ઉત્કર્ષ મૂકી રસમાં વૃદ્ધિ કરે છે; પણ જ્યાં રસનો અસંભવ છે, ત્યાં અલંકાર માત્ર ઉક્તિમાં વૈચિત્ર્ય ઉત્પન્ન કરે છે. અર્થાત્ શબ્દ અને અર્થનેજ શોભાવે છે. ક્વચિત્ રસ વિદ્યમાન હોય છે, તોપણ અલંકાર તેની જમાવટ વધારતા નથી. આવો ગુણ અને અલંકાર વચ્ચે ભેદ છે.

**૯. અલંકારના પ્રકાર :—**

અલંકારના શબ્દાલંકાર, અર્થાલંકાર, અને મિશ્રાલંકાર એવા ત્રણ પ્રકાર છે. અનુપ્રાસ, યમક વગેરે શબ્દાલંકાર છે, ઉપમા, રૂપક આદિ અર્થાલંકાર છે. એ અલંકારોનો પરસ્પર સંબંધ થાય તોપણ તેલમાં ચોખાના દાણા જુદા રહે છે તેમ એક એકથી પૃથક્ રહે, તો તે સંયોગ સંસૃષ્ટિ કહેવાય છે, અને દૂધને પાણી એકઠાં કરવાથી જેમ એકરૂપ થાય છે તેમ એ અલંકારોનો સમવાય હોય, તો તે સંકર કહેવાય છે. એ બન્ને મિશ્રાલંકાર છે.

**૧૦. કાવ્યસંપત્તિની શરીરસંપત્તિ સાથે તુલના :—**

મમ્મટના કાવ્યલક્ષણનું સંક્ષેપમાં આ પ્રમાણે વિવરણ કર્યું, વિદ્યાનાથ, જેનો **પ્રતાપરુદ્રીય** ગ્રન્થ દક્ષિણમાં શાસ્ત્રિવર્ગમાં બહુ પ્રચલિત છે અને જેમાંથી મલ્લિનાથ ટીકાકારે પોતાની ટીકામાં બહુ પ્રમાણવાક્યો આપ્યાં છે તે કાવ્યનું સ્વરૂપ અને તેની સંપત્તિ નીચે પ્રમાણે વર્ણવે છે.

ગુણ અને અલંકાર સહિત, દોષવર્જિત શબ્દ અને અર્થને કાવ્યવેત્તાઓ કાવ્ય સમજે છે, ને તે કાવ્ય ગદ્યમય ને પદ્યમય એમ બે પ્રકારનું છે.[૧] શબ્દ અને અર્થ એ કાવ્યની મૂર્તિ-શરીર છે. વ્યંગ્યનો વૈભવ એ કાવ્યનું

---

૧ गुणालंकारसहितौ शब्दार्थौ दोषवर्जितौ ।
गद्यपद्योभयमयं काव्यं काव्यविदो विदुः ॥ १ ॥

જીવન છે. તેમાં શરીરને જેમ હારાદિ અલંકારો ભૂષિત કરે છે, તેમ કાવ્યમાં ઉપમાદિ અલંકારો વ્યંગ્યવૈભવનો ઉત્કર્ષ કરે છે.[૧] આત્મામાં શૌર્યાદિ ગુણોની પેઠે કાવ્યમાં શ્લેષાદિ ગુણો છે. સ્વભાવચેષ્ટાદિ જાતિપ્રયુક્ત ધર્મ જેમ આત્માનો ઉત્કર્ષ કરે છે તેમ રતિઓ વ્યંગ્યનો ઉત્કર્ષ કરે છે. વૃત્તિઓ વૃત્તિ–વર્તનની પેઠે આહાર્યક–કૃત્રિમ[૨] શોભા આણે છે. પદો પરસ્પર અનુગુણ રહી વિશ્રાન્તિ પામે તેને શય્યા કહે છે. શય્યામાં જેમ શરીરના અવયવો પરસ્પર અનુકૂળ સ્થિતિમાં વિરામ પામે છે તેમ પદોનો પરસ્પર અનુકૂળતામાં વિરામ–પદોની ઉત્કૃષ્ટ અન્યોન્ય મૈત્રી તે શય્યા છે.[૩] રસના અમુક પ્રકારના આસ્વાદને પાક કહે છે.[૪] પાક એ હૃદયંગમ અર્થનું ગાંભીર્ય છે. શરીરને જેમ પાક–પરિપક્વ વસ્તુનો આસ્વાદ અભીષ્ટ છે, તેમ કાવ્યમાં પાક રસમાં ઉત્કૃષ્ટ આસ્વાદ ઉત્પન્ન કરે છે–ઓર લહેજત આણે છે. આ રીતે વ્યવહારમાં જેમ શરીરની સંપત્તિ, જીવિત, ગુણ, અલંકાર, સ્વભાવ, વર્તન, શય્યા ને પાક છે, તેમ કાવ્યની સંપત્તિ, શબ્દાર્થ, વ્યંગ્ય, વૈભવ, ગુણ, અલંકાર, રીતિ, વૃત્તિ, શય્યા, ને પાક છે.

**૧૧. વાણીના વિચિત્ર માર્ગો :—**

હવે રીતિ, વૃત્તિ, શય્યા, ને પાક વિષે થોડુંક વિવેચન કરવું આવશ્યક છે.

રીતિ એ ભાષાશૈલીના ભિન્ન ભિન્ન પ્રકાર છે. વામન રીતિને કાવ્યનો આત્મા માને છે, રીતિનું લક્ષણ વિશિષ્ટ પદરચના એમ આપે છે, ને વિશેષ એટલે ગુણાત્મા એમ સમજાવે છે.[૫] અર્થાત્ ગુણવિશિષ્ટ રચના

---

१ शब्दार्थौ मूर्तिराख्यातौ जीवितं व्यङ्ग्यवैभवम् ।
हारादिवदलंकारास्तत्र स्युरुपमादयः ॥ २ ॥

२ श्लेषादयो गुणास्तत्र शौर्यादय इव स्थिताः ।
आत्मोत्कर्षावहांस्तत्र स्वभावा इव रीतयः ॥ ३ ॥

३ शोभामाहार्यकीं प्राप्ता वृत्तयो वृत्तयो यथा ।
पदानुगुण्यविश्रान्तिः शय्या शय्येव संमता ॥ ४ ॥

४ रसास्वादप्रभेदाः स्युः पाकाः पाका इव स्थिताः ।
प्रख्याता लोकवदियं सामग्री काव्यसंपदः ॥ ५ ॥ प्रता०

५ विशिष्टा पदरचना रीतिः । विशेषो गुणात्मा । वामन

તે રીતિ. વિદ્યાભૂષણ કહે છે કે અંગની જુદી જુદી વ્યવસ્થાથી તેમાં ગુણ એટલે ઉત્કર્ષ ઉત્પન્ન થાય છે, તેમ ગુણને ઉત્પન્ન કરનાર વર્ણની વિશિષ્ટ રચના તે રીતિ છે[1]

દંડી આ ભિન્ન ભિન્ન પદવિન્યાસપ્રણાલીને વાણીના વિચિત્ર માર્ગો કહે છે.[2] વૈદર્ભી, ગૌડી, અને પાંચાલી એ ત્રણ મુખ્ય રીતિ છે. કોમળ વર્ણ, અલ્પસમાસ, અને મૃદુ બન્ધ—એવી રચના તે વૈદર્ભી રીતિ છે. વિદ્યાધર કહે છે કે જેમાં સમગ્ર ગુણની રચના હોય અને સમાસનો સ્પર્શ ન હોય એવી એકજ વૈદર્ભ રીતિ સર્વોત્કૃષ્ટ છે, અને વીણાના અભિમાનસર્વસ્વને તોડનારી એજ રીતિ છે. અર્થાત્ વીણાના દિવ્ય ગાયન કરતાં પણ વૈદર્ભી રીતિવાળું કાવ્ય વિશેષ મનોહર છે. ઉદ્ધત પદથી વિરાજિત ઓજોગુણ ને કાન્તિ ગુણયુક્ત જે રચના, તે ગૌડી રીતિ કહેવાય છે. કાન્તિ ગુણ તે પદોની ઉજ્જ્વલતા છે. અર્થાત્, ઉજ્જ્વલ એટલે શિષ્ટ, ગ્રામ્યતાહીન પદયુક્ત રચના તે કાન્તિ ગુણ છે. જેઓ માધુર્ય ઓજસ, ને પ્રસાદ એ ત્રણજ ગુણ માને છે, તેઓ કાન્તિ ગુણને માત્ર ગ્રામ્યતાનો વિપર્યયજ—ગ્રામ્યતાથી ઉલટોજ—ગણે છે. વૈદર્ભી ને ગૌડી એ બન્ને રીતિનાં જેમાં લક્ષણ હોય તેને પાંચાલી રીતિ કહે છે.[3] આ ત્રણ પ્રકારની રીતિને મમ્મટ અનુક્રમે ઉપનાગરિકા, પરુષ, ને કોમળ વૃત્તિ કહે

---

१ रीतिर्नामाङ्गसंस्थानविशेषवद् गुणहेतुको वर्णविन्यासविशेषः ॥
विद्याभूषण

२ अस्त्यनेको गिरां मार्गः सूक्ष्मभेदः परस्परम् ।
तत्र वैदर्भगौडीयौ वर्ण्येते प्रस्फुटान्तरौ ॥ काव्यादर्श

३ बन्धपारुष्यरहिता शब्दकाठिन्यवर्जिता ।
नातिदीर्घसमासा च वैदर्भी रीतिरिष्यते ॥
ओजः कान्तिगुणोपेता गौडियारीतिरिष्यते ।
पाञ्चाली रीतिर्वैदर्भीगौडीरीत्युभयात्मिका ॥ प्रताप०
अकृतसमासस्पर्शा समग्रगुणगुम्फितादिमा तत्र ।
एकेव जयति रीतिर्विदलितवीणाभिमानसर्वस्वा ॥ एका०

છે.[1] વૃત્ત એટલે રસવ્યાપાર ને તે વ્યાપારવાળી વર્ણરચના તે વૃત્તિ, એવો વૃત્તિનો અર્થ છે

**૧૨. વૃત્તિનો ઇતિહાસ :—**

વૃત્તિ એ નાટકની વિશિષ્ટ રચના છે. રસોચિત વર્ણસંદર્ભ–રસ બરાબર ઝામી તેમાં લહેજત આવે એવી વર્ણરચના–એ એનું લક્ષણ છે. **ભારતીય નાટ્યશાસ્ત્ર**માં એની ઉત્પત્તિની નીચે પ્રમાણે કથા આપી છે. એક સમયે માયા વડે સ્વર્ગ, મૃત્યુ, ને પાતાળને પોતાને વિષે અન્તર્ભૂત કરી વિષ્ણુ સાગરમાં નાગપર્યંક પર સૂતા હતા, ત્યાં વીર્યબળથી ઉન્મત્ત થયેલા મધુ અને કૈટભ રાક્ષસોએ તેમની નિન્દા કરી યુદ્ધ કરવા આહ્વાન કર્યું. જાનુ ને મુષ્ટિથી વિષ્ણુને પ્રહાર કર્યો, અને ઘણાં પરુષ વાક્યોથી તેમની નિન્દા કરી તેમનાં નાના પ્રકારનાં નિન્દાવાક્યો સાંભળી બ્રહ્મા બોલ્યાઃ 'શું આ ભારતી વૃત્તિનો–નટવૃત્તિનો વાણીમાંજ આરંભ થયો છે? ભગવન્, એનો નાશ કરો.'

પિતામહની વાણી સાંભળી મધુસૂદને કહ્યું: 'હે બ્રહ્મન્, એ ભારતી–વાણી મેં કાર્યવશાત્ ઉત્પન્ન કરી છે. એમને બોલવા દો, એમ કરતાં એમની વાણી વૃદ્ધિ પામી ભારતી થશે; હું એમનો હમણાંજ વધ કરૂં છું' આમ કહી વિષ્ણુએ અનેક પ્રકારની શારીરિક ચેષ્ટા કરી તેમની સાથે યુદ્ધ કર્યું. એમ યુદ્ધ કરતાં તેમણે ભૂમિ પર પગ મૂક્યો, તે પદન્યાસનો ઘણો ભાર થયો; એ રીતે ભારતીનું નિર્માણ થયું.

શાર્ઙ્ગ ધનુષ્યના તેજથી પ્રકાશમાન થયલી, અસંભ્રાન્ત, સત્ત્વથી ઉત્પન્ન થયલી વિષ્ણુની ગતિઓએ કરીને સાત્ત્વિક વૃત્તિ ઉત્પન્ન થઈ. વળી લીલાથી વિચિત્ર અંગચેષ્ટામાંથી કૈશિકી વૃત્તિ ઉદ્ભવ પામી; અને ક્રોધના આવેગથી અનેક પ્રકારની યુદ્ધલીલા કરી તેમાંથી આરભટી વૃત્તિ ઉત્પન્ન થઈ. વિષ્ણુની એ બધી ચેષ્ટાઓની દેવોએ પૂજા કરી. જ્યારે તેમણે આ રીતે અનેક અંગચેષ્ટા ને વિક્ષેપથી મધુ ને કૈટભનો નાશ કર્યો, ત્યારે બ્રહ્માએ કહ્યું: હે દેવ, તમે ન્યાયને

---

१ माधुर्यव्यञ्जकैर्वर्णैरुपनागरिकोच्यते ।
ओजः प्रकाशकैस्तैस्तु परुषा कोमलापरैः ।
केषांचिदेता वैदर्भीप्रमुखा रीतयो मताः ॥ काव्यप्रकाश

આશ્રયે રહેલા અને ન્યાયમાંથી ઉત્પન્ન થયલા વિચિત્ર અંગવિક્ષેપથી કર્યું, માટે હવે પછી યુદ્ધ ન્યાયસંજ્ઞા પ્રાપ્ત કરશે. પછી બ્રહ્માએ વૃત્તિઓને વેદમાં મૂકી. પછી જુદા જુદા મનોભાવથી સંપન્ન એ વૃત્તિઓને નાટચ-પ્રયોગમાં પસંદ કરવામાં આવી. આ પ્રમાણે નાટચવેદમાંથી ઉત્પન્ન થયલી, વાણીના અભિનયથી યુક્ત આ વૃત્તિને બ્રહ્મદેવની આજ્ઞાથી મેં કાવ્યરચનાને માટે નાટચશાસ્ત્રમાં મૂકી.

નાટચશાસ્ત્રમાં વૃત્તિના ઉદ્ભવની આવી કથા છે. આ રીતે વૃત્તિનો મૂળ અર્થ અંગહાર, અંગચેષ્ટા, શરીરનું જુદી જુદી રીતે વાળવું એ છે. પાછળથી તેનો અર્થ એવી ચેષ્ટા સાથે જુદા જુદા પ્રકારની વાણી રચના થયો–અંગરચનામાંથી અંગરચનાયુક્ત વાણીની રચના એવો અર્થ ક્રમે થયો.[1] ભરતમુનિ આવી ચાર નાટકરચના ગણાવે છે–ભારતી, સાત્વતી, કૈશિકી, અને આરભટી.[2] શૃંગારમાં કૈશિક, વીરમાં સાત્વતી, રૌદ્ર અને બીભત્સમાં આરભટી; અને સર્વ રસમાં ભારતી વૃત્તિ આવે છે.[3] ભોજ, મધ્યમારભટીને મધ્યમ કૈશિકી નામની બીજી બે વૃત્તિઓ ગણાવે છે. જેમાં અત્યત કોમળ, સંદર્ભથી શૃંગાર અને કરુણ વર્ણન હોય તે કૈશિકી વૃત્તિ કહેવાય છે. જેમાં રૌદ્ર અને બીભત્સ રસનું પ્રતિપાદન સંદર્ભથી કર્યું હોય તે આરભટી વૃત્તિ છે. જેમાં અતિસુકુમાર નહિ એવા હાસ્ય, શાન્ત, ને અદ્‌ભુત રસો અતિસુકુમાર નહિ એવા સંદર્ભ વડે ગુંથાયા હોય તે ભારતી વૃત્તિ છે. અને જેમાં અતિપ્રૌઢ નહિ એવા વીર અને ભયાનક સંદર્ભમાં ઉપજાવ્યા હોય તે સાત્વતી વૃત્તિ છે એમ વિદ્યાનાથ વર્ણવે છે.[4]

---

१ वृत्तिस्तु रसविषयो व्यापारः । अलंकारसर्वस्व

२ भारती सात्वती चैव कैशिक्यारभटी तथा ।
चतस्रो वृत्तयो ह्येतास्तासु नाट्यं प्रतिष्ठितम् ॥ नाट्य०
कैशिक्यारभटी चैव सात्वती भारती तथा ।
चतस्रो वृत्तयो ज्ञेया रसावस्थानसूचकाः ॥ दश०

३ शृङ्गारे कैशिकी वीरे सात्वत्यारभटी पुनः ।
रसे रौद्रे च बीभत्से वृत्तिः सर्वत्र भारती ॥ साहित्य०

४ अत्यर्थसुकुमारार्थसंदर्भा कैशिकी मता ।

રીતિ અને વૃત્તિ ભિન્ન છે. રીતિ શબ્દગુણને આશ્રયે છે; એને અર્થ સાથે સંબન્ધ નથી. માત્ર ભિન્ન ભિન્ન પ્રકારની વર્ણની રચનાથી રીતિ સંદર્ભને સુકુમાર કે પ્રૌઢ બનાવે છે. વૃત્તિનો સંબન્ધ સાક્ષા રસની સાથે છે. રીતિ શબ્દાશ્રિત છે ને વૃત્તિ રસાશ્રિત છે. માધુર્યાદિ ગુણો રસના ધર્મ છે, તેથી રીતિ પણ રસને ઉપકારક થાય છે, પણ તે પરંપરાસંબન્ધથી થાય છે, સાક્ષાત્ નહિ.

[૧]ધ્વનિકાર કહે છે કે વૃત્તિ એટલે વ્યવહારઃ તેમાં રસને અનુગુણ, ઔચિત્યવાળો વાચ્યને આશ્રયે રહેલો જે વ્યવહાર, તેજ કૈશિકી આદિ વૃત્તિઓ છે અને વાચકને (શબ્દને) આશ્રયે રહેલો જે વ્યવહાર, તે ઉપનાગરિક આદિ વૃત્તિઓ, અર્થાત્, વૈદર્ભી આદિ રીતિઓ છે.

**૧૩. રીતિ ને વૃત્તિનું તારતમ્ય :—**

રીતિ ને વૃત્તિનું આવું વિવેચન ગ્રન્થોમાં માલમ પડે છે. બંનેને ભાષાશૈલી સાથે સંબંધ છે. આપણામાં કહેવત છે કે બાર ગાઉએ બોલી બદલાય, તેમ મૂળ દેશપરત્વે રીતિના વૈદર્ભી, ગૌડી, ને પાંચાલી એવા વિભાગ થયા છે. પછી એ રીતિનાં લક્ષણ જે શૈલીમાં હોય તે શૈલી પણ વિદર્ભ, ગૌડ, પંચાલ, દેશની ન હોય તોપણ વૈદર્ભી, ગૌડી, ને પાંચાલી કહેવાય છે. કેટલાકને સરળ કેટલાકને આડંબરી, ને કેટલાકને બંનેનું જેમાં

---

अत्यद्भुतार्थसंदर्भा वृत्तिरारभटी स्मृता ॥
ईषन्मृद्वर्थसंदर्भा भारती वृत्तिरिष्यते ।
ईषत्प्रौढार्थसंदर्भा सात्वती वृत्तिरिष्यते ॥
अत्यन्तसुकुमारौ द्वौ शृङ्गारकरुणौ मतौ ।
अत्युद्धतरसौ रौद्रबीभत्सौ परिकीर्तितौ ॥
हास्यशान्ताद्भुताः किंचित्सुकुमाराः प्रकीर्तिताः ।
ईषत्प्रौढौ समाख्यातौ रसौ वीरभयानकौ ॥

प्रतापरुद्रीय

१ रसाद्यनुगुणत्वेन व्यवहारोऽर्थशब्दयोः ।
औचित्यवान् यस्ता एता वृत्तयो विविधा स्मृताः ॥

ध्वन्यालोक

મિશ્રણ હોય તેવી સરળ તેમજ પ્રૌઢ ભાષાશૈલી પ્રિય છે. દંડી તેમજ વિદ્યાધર વૈદર્ભી રીતિનાં વખાણ કરે છે ને વિદ્યાધર તો કહે છે કે એકલી એજ રીતિ ઉત્તમ છે. વૃત્તિ શબ્દનો પ્રયોગ બહુધા નાટકોને લાગતો છે. શબ્દ અને અર્થ એવા જોઈએ કે જેથી રસનો બરાબર ઝમાવ થાય. જ્યાં મધુર જોઈએ ત્યાં મધુર, આડંબરી જોઈએ ત્યાં આડંબરી, પ્રૌઢ જોઈએ ત્યાં પ્રૌઢ, પણ સર્વત્ર સરળ ને પ્રાસાદિક શૈલીજ સ્તુત્ય છે. રીતિ ને વૃત્તિના વિવેચનમાંથી પણ એજ સાર નીકળે છે.

**૧૪. પદોની મૈત્રી-શય્યા :—**

પદોની પરસ્પર ઉત્કૃષ્ટ મૈત્રીને શય્યા કહે છે. પરસ્પર એવાં અનુકૂળ પદો હોય કે તેમને બદલે પર્યાય પદો મૂકી ન શકાય એવી ઉત્કૃષ્ટ રચના તે શય્યા છે.[1] મલ્લિનાથ કહે છે કે જેમાં પદો પરિવૃત્તિ કે વિનિમય સહન ન કરે, અર્થાત્ અન્ય પર્યાય પદો વાપરી ન શકાય એવી રચનાને મૈત્રી પણ કેટલાક કહે છે.[2] લૉર્ડ મેકૉલે પણ આવી મૈત્રી ઉત્તમ કવિનાં કાવ્યોમાં હોય છે એમ સ્પષ્ટ કહે છે. તે કહે છે કે આપણે કવિતાની જાદુઈ શક્તિ વિષે ઘણીવાર સાંભળીએ છીએ. સામાન્ય રીતે એ શબ્દોનો અર્થ કંઈ નથી; પણ મિલ્ટનની કવિતાને એ શબ્દો લાગુ પાડીએ તો તે ઘણાજ ઉચિત છે. એની કવિતા મોહમંત્રના જેવી અસર કરે છે. તેની ખુબી તેના વાચ્યાર્થ કરતાં વ્યંગ્યાર્થમાં રહેલી છે. પ્રથમ દૃષ્ટિએ જોતાં બીજા શબ્દો કરતાં એના શબ્દોમાં કંઈ વિશેષ માલમ પડશે નહિ, પણ એ શબ્દો તો મોહક શબ્દો છે. જેવા તે ઉચ્ચારાય છે કે તરત ભૂત તે વર્તમાન અને દૂર તે સમીપ થઈ જાય છે. તરતજ ચારુત્વનાં નવીન સ્વરૂપો અસ્તિત્વમાં આવે છે અને સ્મરણશક્તિમાં જે શબવત્ સંઘરી રાખ્યું હોય છે તે જાગ્રત્ થઈ જીવનમય થાય છે. જો તમે વાક્યની રચનામાં ફેરફાર કરશો, એક શબ્દને બદલે તેનો પર્યાય શબ્દ મૂકશો, તો તે કાવ્યનું બધું સૌન્દર્ય નષ્ટ

---

१ या पदानां परान्योन्यमैत्री शय्येति कथ्यते ।

प्रतापरुद्रीय

२ पदानां परिवृत्तिवैमुख्यं विनिमयासहिष्णुत्वम् । एतदेव मैत्री शय्येति चाख्यायते ॥ तरल०

થઈ જશે. પોતાની ભાષામાં 'પૅરેડાઇસ લૉસ્ટ'ના કેટલાક ભાગનો અનુવાદ કરવામાં થયલી ડ્રાઇડન જેવા કવિની શોચનીય નિષ્ફળતા એ આનો પ્રસિદ્ધ દૃષ્ટાન્ત છે.[1]

**૧૫. પાક–શબ્દપાક ને અર્થપાક :—**

[2]પાક એટલે અર્થગાંભીર્ય, અર્થની પરિપક્વતા. તેના મુખ્ય બે ભાગ છે, દ્રાક્ષાપાક ને નારિકેલપાક. જેમાં અંદર ને બહાર રસ સ્ફુરતો હોય તેને દ્રાક્ષાપાક કહે છે; ને જેમાં રસ અંદર ઘણોજ ગૂઢ હોય તેને નારિકેલ-પાક કહે છે. આ પ્રમાણે પાક એ રસનો આસ્વાદવિશેષ છે. વિદ્યાધર કહે છે કે હમેશ અભ્યાસ કરનાર કવિઓનીજ વાણી પાક પામે છે. પાક એટલે રસને ઉચિત શબ્દ ને અર્થની નિષ્પત્તિ. કેટલાકના મત પ્રમાણે કર્ણમાં અમૃત રેડે એવી પદની વ્યુત્પત્તિ–ઉત્કૃષ્ટતા તે પાક. અન્યના મત

---

1 We often hear of the magical influence of poetry. The expression in general means nothing; but applied to the writings of Milton, it is most appropriate. His poetry acts like an incantation. Its merit lies less in its obvious meaning than in its occult power. There would seem at first sight to be no more in his words than in other words. But they are words of enchantment. No sooner are they pronounced, than the past is present and the distant near. New forms of beauty start at once into existence, and all the burial places of the memory give up their dead. Change the structure of the sentence, substitute one synonym for another, and the whole effect is destroyed......The miserable failure of Dryden in his attempt to translate into his own diction some parts of the 'Paradise Lost' is a remarkable instance of this.

२ अर्थगम्भीरिमा पाकः स द्विधा हृदयंगमः ।
द्राक्षापाको नारिकेलपाकश्च प्रस्फुटान्तरौ ॥
द्राक्षापाकः स कथितो बहिरन्तःस्फुरद्रसः ।
स नारिकेलपाकःस्यादन्तर्गूढरसोदयः ॥ प्रतापरुद्रीय

પ્રમાણે પદોની પરિવૃત્તિવિમુખતા તે પાક. [1]શબ્દપાક કરતાં ઉપર વર્ણવેલો અર્થપાકજ ઉત્તમ છે. કવિ **ભવભૂતિના** **उत्तररामचरित**માં એવો પાક જોવામાં આવે છે. [2]કાવ્યને અન્તે ભરતવાક્યમાં કવિએ કહ્યું છે તેમ એ ટકની વાણી પરિપક્વ થયલી, પરિપાક પામેલી પ્રજ્ઞાનું ફળ છે. એજ કવિની અન્ય કૃતિમાં-**वीरचरित**માં ને **मालतीमाधव**માં-પણ વાણીનો ને અર્થનો એવો પરિપાક જોવામાં આવતો નથી.

આ પ્રમાણે કાવ્યનાં લક્ષણ અને સંપત્તિ વિષે વિવેચન થયું. હવે કાવ્ય કરવામાં કયા ગુણો આવશ્યક છે તે વિષે આલંકારિકો શું કહે છે તે વિચારીએ.

**૧૬. પ્રતિભા ને બહુશ્રુતત્વ :—**

પ્રથમ તો તેનામાં શક્તિ એટલે પ્રતિભા હોવી જોઈએ. અપૂર્વ વસ્તુનું નિર્માણ કરવાનું સામર્થ્ય તે પ્રજ્ઞા, અને નવા નવા ઉન્મેષથી શોભે એવી પ્રજ્ઞા તે પ્રતિભા-જેને અંગ્રેજીમાં genius કહે છે તે. એ શક્તિ વિના કાવ્ય કરી શકાયજ નહિ અને કરાય તો તે સહૃદયને હાસ્યાસ્પદજ થાય. કવિતા ન આવડે તો ન કરવી એ વધારે સારૂં, પણ નઠારી કરવી એ જીવતાં મરવા જેવું છે, જેમ કુજીવિત કરતાં મરણ સારૂં છે, તેમ કુકવિતા કરતાં અકવિતા સારી છે. **ભા**મહે[3] કહ્યું છે કે કવિતા ન બનાવવાથી કંઈ અધર્મ, વ્યાધિ કે દંડ થતો નથી, પણ નઠારી કવિતા કરનારની કૃતિને તો વિદ્વાનો સાક્ષાન્મરણજ કહે છે. એ સત્યજ છે, કેમકે જો તેને યશ વહાલો હોય તો યશરૂપી શરીરનું તો એ મરણજ છે. એવી કવિતા કરવાથી વિદ્વન્મંડળમાં તેની નિન્દાજ થાય છે. કવિત્વશક્તિનું બીજું બીજ

---

१ अनवरतमभ्यस्यतामेव कवीनां वाक्यानि पाकमासादयन्ति। पाकस्तु रसोचितशब्दार्थनिबन्धनम् ॥ श्रवणरससुधास्यन्दिनी पदव्युत्पत्तिः पाक इत्यन्ये। पदानां परिवृत्तिवैमुख्यं पाक इत्यपरे॥
एकावली

२ शा॰१ ब्रह्मविदः कवेः परिणतप्रज्ञस्य वाणीमिमाम् ।
उत्तररामचरित

नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥ भामह

નિપુણતા છે. એ નિપુણતા લોક એટલે વ્યવહાર, શાસ્ત્ર ને કાવ્ય આદિનું અવલોકન કરવાથી પ્રાપ્ત થાય છે.[૧] એનેજ વિદ્યાધરે બહુશાસ્ત્રદર્શિતા કહી છે. અર્થાત્, જેને કવિ થવું હોય તેનામાં બહુશ્રુતપણું જોઈએ, તેને દુનિઆનું ઘણું જ્ઞાન જોઈએ; સૃષ્ટિનું તેણે સારૂં નિરીક્ષણ કરેલું હોવું જોઈએ; તેણે શાસ્ત્રો–છન્દઃશાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર આદિ–જાણવાં જોઈએ; અને મહાકવિઓનાં કાવ્યોનો પણ અભ્યાસ કરવો જોઈએ. એમ કુદરત ને વ્યવહાર, શાસ્ત્ર અને કાવ્ય, આદિનું સમાલોચન કરવાથી જે વ્યુત્પત્તિ પ્રાપ્ત થાય છે તે કવિત્વશક્તિનું બીજું બીજ છે. ત્રીજું બીજ અભ્યાસ છે. કાવ્ય કરીને સમજી જાણતા હોય એવા સહૃદયના ઉપદેશ પ્રમાણે વારંવાર અભ્યાસ કરવો એ તૃતીય બીજ છે; અને એ ત્રણે બીજો એકઠાં થાય ત્યારેજ કવિત્વશક્તિ ઉત્પન્ન થાય.

એ ત્રણે બીજો એકઠાં થાય ત્યારેજ કાવ્ય કરવાની શક્તિ આવે. **મમ્મટે** તેમજ **વિદ્યાધરે** **हेतुः** ને **कारणम्** એમ એકવચન વાપર્યું છે તે એજ સૂચવે છે કે એ ત્રણ કારણોમાંથી કોઈ પણ ન હોય તો ચાલે એમ નથી; ત્રણે એકઠાં થાય ત્યારેજ કાવ્ય બનાવવાની શક્તિ આવે. ઉત્તમ કાવ્ય કરવાને માટે એ ત્રણે ગુણો આવશ્યક છે એ નિર્વિવાદ છે. અંગ્રેજીમાં પણ એવાજ વિચાર છે કે કવિઓ જન્મથીજ થાય છે, અભ્યાસથી થતા નથી. (Poets are born, not made). પ્રતિભા એ ઘણે ભાગે નૈસર્ગિક શક્તિ છે ને ઘણા થોડામાં હોય છે. એજ કારણથી દરેક પ્રજામાં ઉત્તમ કવિઓ ગણ્યાગાંઠ્યાજ હોય છે ને તે ઘણે ઘણે સમયે ઉત્પન્ન થાય છે.

**૧૯. કાવ્યશક્તિ સુન્દર ઉન્માદ :—**

પ્રતિભાના સ્વરૂપમાં ઉત્તમ પ્રકારની કલ્પનાશક્તિનો સમાવેશ થાય છે. એ કલ્પનાશક્તિ સ્વાભાવિક શક્તિ છે. તેમજ એની વૃદ્ધિને માટે કુદરત

---

૧ शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।
काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥ काव्यप्रकाश
प्रतिभा बहुशास्त्रदर्शिता बहुधा काव्यविदां च शिक्षया ।
मुहुरभ्यसनं मनीषिभिः कथितं कारणमस्य संभवे ॥
एकावली

અને વ્યવહારનું વિસ્તીર્ણ અવલોકન અને બહુશ્રુતપણાની અપેક્ષા છે. પદાર્થોનો ઇન્દ્રિયો સાથે સંબંધ થઈ તે સંબંધ જ્ઞાનતંતુદ્વારા મગજ સુધી પહોંચવાથી પ્રત્યક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને મન પર ભાવના સંસ્કાર પડે છે. આ પ્રમાણે જુદે જુદે સમયે ને જુદે જુદે સ્થળે મન પર જે સંસ્કારો પડ્યા હોય તે સંસ્કારોને એકઠા કરી એક અપૂર્વ, નવીનજ સૃષ્ટિ ઉત્પન્ન કરવી એ કલ્પનાશક્તિનું કામ છે. હવે જો વિસ્તીર્ણ અવલોકન કે બહુ-શ્રુતપણું ન હોય તો સંસ્કારો ક્યાંથી પડે ? ને સંસ્કાર વિના અપૂર્વ સૃષ્ટિ પણ મનમાંથી ઉત્પન્ન થવાનો સંભવ ક્યાંથી ? ખરી વાત છે કે કેટલીક વખત કલ્પનાશક્તિ આવા સંસ્કારોની મદદ વિના કેવલ અદૃષ્ટપૂર્વ અંશોને એકઠા કરી, તેમાંથી વિલક્ષણ માનસિક સૃષ્ટિ ઉત્પન્ન કરે છે; પણ એને માટે ઘણાજ ઊંચા પ્રકારની કલ્પનાશક્તિની જરૂર છે. આજ કારણથી મમ્મટે કવિભારતીની નિર્મિતિને બ્રહ્માની નિર્મિતિ કરતાં વિલક્ષણ વર્ણવી છે.[1] પ્લેટો કહે છે જ્યાંસુધી કવિમાં ઈશ્વરની પ્રેરણા થતી નથી, જ્યાંસુધી તેનું ચિત્ત સ્વસ્થતામાંથી ખસી ઉન્માદની અવસ્થામાં આવતું નથી, ને જ્યાંસુધી તેની કલ્પનાશક્તિ અમર્યાદ થતી નથી, ત્યાંસુધી કવિથી કવિતા બનાવી શકાતી નથી.[2] મહાન્ કવિ શેક્સપિઅરે પણ કહ્યું છે કે જેમ જેમ કલ્પનાશક્તિ અજ્ઞાત વસ્તુઓના આકારોનું સ્વરૂપ ઘડે છે તેમ તેમ કવિની કલમ તે ને સંસ્કારસ્વરૂપને શબ્દદ્વારા મૂર્તિમય કરે છે, અને વાયુરૂપ અવસ્તુને એક સ્થાનિક વસતિ અને નામ આપે છે.[3] એજ કવિ આને ‘સુંદર ઉન્માદ’ (Fine frenzy) નું રૂપ કરે છે. લાર્ડ મેકૉલે કહે

---

१ नियतिकृतनियमरहितां ह्लादैकमयीमनन्यपरतन्त्राम् ।
नवरसरुचिरां निर्मितिमादधती भारती कवेर्जयति ॥

काव्यप्रकाश

2 ‘A poet is unable to compose poetry, until he becomes inspired and is out of his sober senses, and his imagination is no longer under his control.’ Plato

3 ‘As imagination bodies forth the forms of things unknown, the poet's pen turns them to shapes, and gives to airy nothing a local habitation and a name.’ Shakespeare

છે કે 'સુંદર ઉન્માદ' ખરો, પરંતુ 'ઉન્માદ' તો ખરો જ. અર્થાત્. મનની અત્યન્ત આવેશયુક્ત વેગવાન્ સ્થિતિ, જેનું ફળ ચમત્કારી થવાથી ચારુત્વવિશિષ્ટ, સુંદર એમ વિશેષણ લગાડયું છે. એવી સ્થિતિ વિના ઉત્તમ કાવ્ય રચી શકાતાં નથી. એજ ગ્રન્થકાર આગળ કહે છે કે બધી પદ્યમય રચના ગમે તેવી સુંદર હોય તો તે કંઈ કાવ્ય નથી. અન્ય રીતે એ રચના ગમે તેવી સ્તુતિપાત્ર હોય, પણ એટલાથીજ કાવ્ય બનતું નથી. આપણી કલ્પનાશક્તિ ઉપર એક પ્રકારનો મોહ ઉત્પન્ન કરે એવી રીતે શબ્દો પ્રયોજવાની કળા, ચિત્રકાર રંગથી જે અસર ઉત્પન્ન કરે છે તે અસર શબ્દથી ઉત્પન્ન કરવાની જે કળા, તેનું નામ કાવ્ય.[1] આ પ્રમાણે શબ્દચમત્કૃતિ ને અર્થચમત્કૃતિ એ બંને કાવ્યલક્ષણના ઘટક અવયવો છે.

કૂપરે પણ લલિત ને ઉચિત પદનું સંશોધન કરતાં કવિને કેટલો બધો પરિશ્રમ પડે છે પરંતુ તે પરિશ્રમમાં કેવો અનિર્વચનીય આનન્દ રહેલો છે, લજ્જાવાળી મુગ્ધાની માફક ચારુ પદો મહાકષ્ટે હસ્તગત થયા જેવાં લાગે છે, તોપણ કેવાં દૂર જતાં રહે છે, તેને હસ્તગત કરતાં કેવો શ્રમ પડે છે, પછી તેની પરસ્પર મૈત્રી થાય એવી રીતે યોગ્ય સ્થળે સુવ્યવસ્થા કરી શબ્દો વડે કલ્પનાની એક ચારુતમ મૂર્ત્તિનું કેવી રીતે કવિ નિર્માણ કરે છે, તેનું ઘણું સુંદર વર્ણન કરેલું છે.[2]

આ પ્રમાણે શબ્દચમત્કૃતિ વિનાનું પદ્ય તે પદ્યજ છે, કાવ્ય નથીજ. આજ કારણથી દંડીએ તેમજ જગન્નાથે શબ્દ ને અર્થ બંનેને કાવ્ય કહેવાને બદલે શબ્દનેજ કાવ્ય કહ્યું છે. લલિતપદ વિના કાવ્ય તે અકાવ્યજ

---

1 By poetry we mean not all writing in verse, not even all good writing in verse. Our definition excludes many metrical compositions which on other grounds deserve the highest praise. By poetry, we mean the art of employing words in such a manner, as to produce an illusion on the imagination, the art of doing by words, what the painter does by means of colours.' Macaulay

2 There is a pleasure in poetic pains, which only poets know etc. Cowper.

છે. પદલાલિત્ય એ કાવ્યલક્ષણનો એક આવશ્યક અંશ છે. આ ઉપરથી કેવલ શબ્દચમત્કૃતિજ કાવ્યને માટે અપેક્ષિત છે, એમ સમજવાનું નથી, શબ્દચમત્કૃતિ સાથે અર્થચમત્કૃતિ, અર્થગૌરવ પણ જોઈએ. ઉપર દર્શાવ્યુંજ છે કે શબ્દપાક કરતાં અર્થપાક વિશેષ ચમત્કારી છે. અહિં એટલું સમજવાનું છે કે કેવલ અનુપ્રાસ કે યમકની અનેક રચનાઓ, એકાક્ષરી, દ્ર્યક્ષરી, કે અમુક સ્થાનના અક્ષરનાજ કાવ્યોમાં તો કૃત્રિમ શોભા છે. એને શબ્દ-વૈચિત્ર્ય કહી શકાય. પણ શબ્દચમત્કૃતિમાં એવી કૃત્રિમ ને ક્લિષ્ટ રચનાનો સમાવેશ કરવો યુક્ત નથી.

**૧૮. કવિત્વ બીજોનું તારતમ્ય :—**

ઉપર દર્શાવેલાં મમ્મટ, વિદ્યાધર આદિ આલંકારિકોએ આપેલાં કવિત્વબીજોમાં પ્રતિભાને પ્રધાન સ્થાન આપ્યું છે. ને પ્રતિભા, બહુશ્રુતત્વ, ને કાવ્યપરિશીલન એ ત્રણ એકઠાં થાય ત્યારે કાવ્ય રચી શકાય એમ કહ્યું છે. કેટલાક આલંકારિકો તો એથી આગળ વધીને એમ કહે છે કે પ્રતિભાજ ખરૂં કારણ છે. પ્રતિભાથીજ કવિત્વ ઉત્પન્ન થાય છે, અભ્યાસયોગથી તેમાં વૃદ્ધિ થાય છે, ને વ્યુત્પત્તિથી તેમાં ચારુત્વ આવે છે.[1] હવે પ્રતિભા ઘણે અંશે નૈસર્ગિક છે, ત્યારે એવી શક્તિ જેને સહજ ન હોય તેણે કાવ્ય રચવાનો શું અભ્યાસજ ન કરવો, એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. એ તો ખરૂં છે કે એ ત્રણે કારણો એકઠાં થયા વિના ઉત્તમ કાવ્યો બની શકતાં નથી. પરંતુ અભ્યાસથી કંઈ પણ અસાધ્ય નથીજ, એ પણ વીસરવાનું નથી. દંડી કહે છે કે પૂર્વવાસના ગુણની સાથે રહેલી અદ્દભુત પ્રતિભા શક્તિ ન હોય તોપણ પ્રાચીન કાવ્યોનું પરિશીલન અને અભ્યાસ પણ કંઈ અવશ્ય કૃપા કરે છે. અર્થાત્, કાવ્યસંપાદનસામર્થ્ય ઉત્પન્ન કરે છે; માટે લોકશાસ્ત્ર આદિનું સમ્યક્ આલોચન અને પરિશીલન કરવા પ્રથમ પ્રયત્ન આદરવો, અને તેમાં પાર પામ્યા પછીજ કાવ્ય રચવાનો પ્રયાસ કરવો.[2]

---

१ कवित्वं जायते शक्तेर्वर्धतेऽभ्यासयोगतः ।
तस्य चारुत्वनिष्पत्तौ व्युत्पत्तिस्तु गरीयसी ॥ वाग्भटा०

२ न विद्यते यद्यपि पूर्ववासनागुणानुबन्धि प्रतिभानमद्भुतम् ।
श्रुतेन यत्नेन च वागुपासिता ध्रुवं करोत्येव कमप्यनुग्रहम् ॥
काव्यादर्श

**૧૯. શબ્દશક્તિ :—**

કાવ્યનું સ્વરૂપ, તેની સંપત્તિ, અને કારણો વિષે વિવેચન થયું. હવે કાવ્યના વિભાગ, અને રસ, ભાવ, આદિ વિષે કંઈક વિચાર કરીએ. એ વિચાર કરતા પહેલાં શબ્દશક્તિ વિષે કંઈક વિવેચન આવશ્યક છે. શબ્દમાં અનેક અર્થ ઉપજાવવાના સામર્થ્યને વૃત્તિ, વ્યાપાર કે શક્તિ કહે છે અમુક શબ્દ સાંભળતાં વારને જે અર્થ મનમાં ઉપસ્થિત થાય તે મુખ્યાર્થ કે વાચ્યાર્થ કહેવાય છે. અમુક શબ્દમાંથી અમુક અર્થ થવો જોઈએ, એવી અનાદિ કાલથી ચાલતી ઇચ્છા તે સંકેત. મુખ્ય અર્થ એ સાંકેતિક અર્થ છે. એ અર્થના ત્રણ વિભાગ છે—યૌગિક, રૂઢ, ને યોગરૂઢ. પ્રકૃતિ ને પ્રત્યય એ બન્નેનો અર્થ ભેગો થવાથી શબ્દનો જે અર્થ થાય તે યોગ. એટલે વ્યુત્પત્તિ પ્રમાણે થવાથી યૌગિક અર્થ કહેવાય છે ને શબ્દની એવી શક્તિને અવયવશક્તિ કહે છે. પાચક, પાઠક વગેરે એવા શબ્દ છે. કેટલાક શબ્દમાં રૂઢિ એટલે અનાદિ કાળથી ચાલ્યા આવતા પ્રયોગપ્રવાહ પ્રમાણે અર્થ થાય છે તેને રૂઢ અર્થ કહે છે ને એ શબ્દશક્તિને સમુદાયશક્તિ કહે છે. ગાય, ઘોડો, વગેરે એવા શબ્દ છે. એ શબ્દમાં પ્રકૃતિ ને પ્રત્યય છુટા પડી અર્થ ઉપજાવી શકાતો નથી વળી કેટલાક શબ્દમાં યોગથી જે અર્થ નીકળતો હોય તેને રૂઢિ સંકુચિત કરે છે. એવા શબ્દો યોગરૂઢ કહેવાય છે. પંકજ, હસ્તિ, આદિ એવા શબ્દો છે. પંકજનો યૌગિક અર્થ જે કંઈ કાદવમાં ઉગ્યું હોય તે એવો થાય છે; પરન્તુ એ અર્થનો રૂઢિથી સંકોચ થઈ, માત્ર કમળ એવોજ અર્થ થાય છે. એ યોગરૂઢ શબ્દ છે. આ પ્રમાણે મુખ્યાર્થ યૌગિક, રૂઢ, કે યોગરૂઢ હોય છે છે અને એ અર્થ ઉપજાવનારી શક્તિને અભિધા શક્તિ કહે છે.

**૨૦. લક્ષણાનાં બીજ :—**

મુખ્ય અર્થનો બાધ થાય ત્યારે તેની સાથે સંબંધ રાખનાર બીજો અર્થ જે લાગુ પડે છે અને જે લેવા માટે કંઈ પ્રયોજન હોવું જોઈએ તે લક્ષ્ય અર્થ અને એ શબ્દશક્તિ લક્ષણા કહેવાય છે. મુખ્ય અર્થનો બાધ બે રીતે થઈ શકે છે, અન્વયબાધ કે તાત્પર્યબાધ. 'ગંગા ઉપર આભીરનું ઝુંપડું' એમાં ગંગા શબ્દનો મુખ્ય અર્થ પાણીનો પ્રવાહ લઈ શકાતો નથી; કેમકે પાણીના પ્રવાહમાં ઝુંપડું હોઈ શકે નહિ. 'ગંગા ઉપર' સપ્તમ્યન્ત

શબ્દ જે અધિકરણવાચક છે તેની સાથે 'ઝુંપડું' એનો અન્વય-વ્યાકરણ-દૃષ્ટિથી સંબંધ-થઈ શકતો નથી, માટે મુખ્ય અર્થનો બાધ થવાથી તેની સાથે સંબંધ રાખનાર બીજો અર્થ તીર લેવો પડે છે, અને તે લેવામાં શૈત્ય અને પાવનત્વ એ પ્રયોજન છે. 'ગંગા ઉપર ઝુંપડું' એટલે ગંગાતીરે ઝુંપડું એવો અર્થ થાય છે અને 'ગંગા ઉપર' કહેવાથી ઝુંપડું ઘણું પવિત્ર છે, તેમાં ઘણી ઠંડક છે, એવો પાવનત્વ અને શૈત્યનો જે અર્થ મનમાં આવે છે તે માત્ર 'ગંગાતીરે' કહેવાથી આવતો નથી. એમ હોત તો 'ગંગા ઉપર ઝુંપડું' કહેવાને બદલે 'ગંગાકિનારે ઝુંપડું' કેમ ન કહેત? આ પ્રમાણે મુખ્યાર્થબાધ, મુખ્યાર્થયોગ, ને પ્રયોજન, એ લક્ષણાનાં ત્રણ બીજ કહેવાય છે. 'છત્રીવાળાઓ જાય છે,' 'કાગડાઓથી બળિનું રક્ષણ કરો,' આનો અર્થ ઘણે ભાગે છત્રીવાળાઓ છે એવું એક મોટું ટોળું જાય છે, અને કાગડાઓ અને અન્ય બલિભક્ષક પ્રાણીઓથી બલિનું રક્ષણ કરો એવો થાય છે. આ સ્થળે અન્વયનો બાધ નથી, અન્વય તો બરાબર થાય છે; પરંતુ મુખ્ય અર્થ લઈએ તો વક્તાની મતલબ બરાબર સચવાતી નથી. અહિં મુખ્યાર્થબાધ તે તાત્પર્યબાધ છે.

**૨૧. લક્ષણાના વિભાગો:—**

'ગંગા ઉપર ઝુંપડું' એમાં ગંગા શબ્દ સ્વાર્થનો—પ્રવાહનો તદ્દન ત્યાગ કરી અન્ય અર્થ તીરનું ગ્રહણ કરે છે. આવી લક્ષણાને લક્ષણ – લક્ષણા કે જહત્સ્વાર્થા લક્ષણા કહે છે. 'છત્રીવાળાઓ જાય છે' એમાં 'છત્રીવાળાઓ' એ શબ્દ સ્વાર્થનો ત્યાગ કર્યા વિના અન્ય અર્થનું ગ્રહણ કરે છે. 'છત્રીવાળાઓ' એટલે ઘણે ભાગે જેમના હાથમાં છત્રી છે તે અને કેટલાક છત્રી વગરના એવું આખું ટોળું. આવી લક્ષણા ઉપાદાન લક્ષણા કે અજહત્સ્વાર્થા લક્ષણા કહેવાય છે. આ બન્ને શુદ્ધ લક્ષણા છે 'ગોવિંદ સિંહ છે'. એમાં સિંહ શબ્દનો અર્થ સિંહ ગુણુવાળો, સિંહના જેવો શૂરો છે. આવી લક્ષણા ગૌણી લક્ષણા કહેવાય છે. લક્ષણાના આવા મુખ્ય વિભાગ છે.

**૨૨. વ્યંજના અને તેના પ્રકાર:—**

'ગંગા ઉપર ઝુંપડું' એમ કહેવાથી શૈત્ય, પાવનત્વ આદિ જે અર્થ નીકળે છે તે મુખ્ય અર્થ પણ નથી, કેમકે ગંગા શબ્દનો તેમાં સંકેત

નથી; પણ પ્રવાહમાં છે. એ લક્ષ્ય અર્થ પણ નથી; કેમકે તીર એ લક્ષ્ય અર્થ છે અને શૈત્ય, પાવનત્વ, આદિને લક્ષ્ય અર્થ લઇએ તો એ લક્ષ્ય અર્થ લેવાનું પણ પ્રયોજન શોધવું પડશે, તે પ્રયોજનનું બીજું પ્રયોજન, એમ અનવસ્થા દોષ થશે ત્યારે એ કયો અર્થ છે? એને આલંકારિકો વ્યંગ્ય અર્થ કહે છે અને એ અર્થ ઉપજાવવાના શબ્દવ્યાપારને વ્યંજનાવ્યાપાર કહે છે.

વ્યંજનાના બે મુખ્ય પ્રકાર છે, અભિધામૂલ વ્યંજના ને લક્ષણામૂલ વ્યંજના. શબ્દના અનેક અર્થ હોય છે. તેમાંથી અમુક સ્થળે કયો અર્થ હોય છે, તેમાંથી અમુક સ્થળે કયો અર્થ લેવો તેને માટે હરિએ સંયોગ, વિપ્રયોગ આદિ નિયામકો ગણાવ્યા છે. પ્રકરણ એટલે પૂર્વાપર સંબંધ એ તેમાં મુખ્ય નિયામક છે. આ પ્રમાણે પ્રકરણ આદિ વડે શબ્દના અનેક અર્થમાંથી કયો અર્થ અમુક સ્થળે લેવો તેનો નિશ્ચય થયે ઘણી વાર તે અર્થ ઉપરાંત શબ્દમાંથી વ્યંગ્ય અર્થ નીકળે છે. આવો વ્યંગ્ય અર્થ નીકળે ત્યારે શબ્દવ્યાપાર અભિધામૂલક વ્યંજનાવ્યાપાર કહેવાય છે. 'ગંગા ઉપર ઝુંપડું' એમાં શૈત્ય, પાવનત્વ આદિ જે વ્યંગ્ય અર્થ નીકળે છે તે લક્ષણાવૃત્તિને અધીન છે; કેમકે એમાં લક્ષણાનું પ્રયોજન વ્યંગ્ય છે. આમ લક્ષણાને અધીન વ્યંગ્ય અર્થ નીકળતો હોય ત્યારે લક્ષણામૂલક વ્યંજનાવ્યાપાર કહેવાય છે.

## ૨૩. કાવ્યના વિભાગ:—

શબ્દશક્તિનું સ્થૂલ વિવેચન આ પ્રમાણે સમાપ્ત થાય છે. હવે કાવ્યના વિભાગ કેટલા પાડવામાં આવ્યા છે તે વિષે વિચાર કરીએ ઉત્તમ મધ્યમ, ને અધમ એવા ત્રણ કાવ્યના વિભાગ છે. જે કાવ્યમાં વ્યંગ્ય અર્થ વાચ્ય અર્થના કરતાં વિશેષ ચમત્કારી હોય તે કાવ્ય ઉત્તમ કાવ્ય કહેવાય છે. એને ધ્વનિ કાવ્ય પણ કહે છે. જેમાં વ્યંગ્ય અર્થ વાચ્ય અર્થ કરતાં વિશેષ ચમત્કારી નથી તે મધ્યમ કે ગુણીભૂત વ્યંગ્ય કહેવાય છે. અને જેમાં વ્યંગ્ય અર્થ નથી કે છે તો ઘણોજ અસ્ફુટ છે, તે ચિત્ર કે અધમ કાવ્ય કહેવાય છે. ચિત્ર કાવ્યમાં વાચ્યાર્થ પ્રધાન છે ને તેની વિચિત્રતામાં કાવ્યની ખુબી છે. અલંકાર તેમાં પ્રધાન છે અને અલંકારના શબ્દાલંકાર ને અર્થાલંકાર એવા બે પ્રકાર હોવાથી ચિત્ર કાવ્યના શબ્દ-

ચિત્ર ને વાચ્યચિત્ર એવા બે વિભાગ છે. જગન્નાથ શબ્દચિત્ર ને વાચ્ય-ચિત્ર એ બે પ્રકારને ચિત્રના પેટા ભાગો ગણવાને બદલે જુદા પ્રકારો ગણે છે, અને કાવ્યના ત્રણને ઠેકાણે ચાર વિભાગ પાડે છે. ધ્વનિ કાવ્યને એ ઉત્તમોત્તમ કાવ્ય કહે છે; ગુણીભૂત વ્યંગ્યને ઉત્તમ, અર્થચિત્રને મધ્યમ ને શબ્દચિત્રને અધમ કાવ્ય કહે છે.

**૨૪. કેવાં કાવ્ય ઉત્તમ ?—**

આ પ્રમાણે કેવળ અલંકારવાળું કાવ્ય તો અધમ છે, કેમકે તેમાં વ્યંગ્ય અર્થ કરતાં વાચ્ય અર્થ વિશેષ ચમત્કારી છે. વાચ્યાર્થ કરતાં વ્યંગ્યાર્થ વિશેષ ચમત્કારી હોય તેજ ઉત્તમ કે ઉત્તમોત્તમ કાવ્ય છે. આનો અર્થ એમ સમજવાનો નથી કે વાચ્યાર્થ ક્લિષ્ટ, ન સમજાય એવો હોય તે કાવ્ય ઉત્તમ. હાલ ગુજરાતી ભાષામાં કાવ્યકારો કંઈક એવો અર્થ સમજતા જણાય છે કે ઊંચા પ્રકારની કલ્પનાશક્તિ એટલે વાચકને જે દુર્ગમ હોય, તેનાથી કળી ન શકાય એવી હોય ને ટીકાકારોને એવી ટીકા કરવી પ્રાપ્ત થાય કે ઓહો ! શી કાવ્યની ખુબી, કેવી દિવ્ય કલ્પના, કેવી ઊંચી ભૂમિકાની પ્રેરણાશક્તિ ! શેમાં ખુબી રહેલી છે, કલ્પનાનું સ્વરૂપ કેવું એ તેઓ ટીકામાં કહી શકતા નથી. આવાં પ્રકારનાં કાવ્યો કદી લોકપ્રિય કે વિદ્વત્પ્રિય પણ થવાનાં નથી. જે કાવ્યમાં પ્રસાદ ગુણ નથી તે કાવ્યજ નથી. જે કાવ્યનો વાચ્યાર્થ વિદ્વાનથી માંડીને બાળ પર્યન્ત સમજી શકે છે ને જેનો વ્યંગ્યાર્થ પોતપોતાની શક્તિ પ્રમાણે સમજે છે, વિદ્વાનોને પણ પુનઃ પુનઃ જે કાવ્ય વાંચવાનું મન થાય છે ને વિચાર કરતાં દરેક વખતે તેમને તેમાંથી કંઈ વિશેષ ખુબી સમજાય છે તેજ કાવ્ય ઉત્તમ છે. જેમ સમુદ્રનું વધારે વધારે મન્થન કરવાથી ઉત્તમ ઉત્તમ રત્ન નીકળ્યાં છે, તેમ કાવ્યનું વધારે વધારે મનન કરવાથી વધારે વધારે ખુબી જણાય છે ને એજ ઉત્તમ કાવ્ય છે. ભામહે આપેલું પ્રસાદ ગુણનું લક્ષણજ એવું છે. વિદ્વાનથી આરંભી, સ્ત્રી ને બાલપર્યન્ત જે કાવ્ય સમજી શકે તે કાવ્ય તેના મત પ્રમાણે પ્રસાદ-ગુણયુક્ત છે.[1]

---

१ आविद्वदङ्गनाबालप्रतीतार्थं प्रसादवत् । भामह

२ काव्यान्यपि यदीमानि व्याख्यागम्यानि शास्त्रवत् ।
उत्सवः सुधियामेव हन्त दुर्मेधसो हताः ॥ भामह

કોઈ પણ ભાષામા પ્રસાદ ગુણ વિનાનાં, ક્લિષ્ટ રચનાવાળાં ને દુર્ગમ ને તેથીજ અધમ કલ્પનાવાળાં કાવ્યો ઉત્તમ ગણાયાં નથી, ગણાતાં નથી, ને ગણવાનાં નથી. કાલિદાસ ને ભવભૂતિની કૃતિ પ્રાસાદિક હોવાથીજ ઉત્તમ ગણાય છે. પ્રેમાનન્દ ને દયારામનાં કાવ્યો એથીજ લોકપ્રિય થયાં છે. જો કાવ્ય પર પણ શાસ્ત્રની પેઠે વ્યાખ્યા કરવી પડે ત્યારેજ સમજાય તો સાહિત્યની અધમ દશાજ સમજવી, ને અલ્પ બુદ્ધિવાળાઓ હતભાગ્યજ સમજવા એમ ભામહનું કહેવું યુક્તજ છે.[૨] પરંતુ એ પણ સમજવાનું છે કે માત્ર વાચ્યાર્થ હોય ને વ્યંગ્યાર્થ હોયજ નહિ કે નહિ જેવો હોય તેને ઉત્તમ કાવ્ય કહી શકાશે નહિ. પાશ્ચાત્ય વિદ્વાનોના પણ એવાજ મત છે. 'કાવ્ય અને તત્ત્વજ્ઞાનમાં અભ્યાસ' નામના પુસ્તકમાં વર્ડ્ઝવર્થ કવિના કાવ્યની ખુબી વિષે ટીકા કરતાં શેર્પ કહે છે કે 'એના કાવ્યમાં જે ઉત્તમ છે તે સપાટી પર રહેલું નથી, પણ ઉંડાણમાં છે; અર્થાત્ વાચ્યાર્થમાં નથી, પણ વ્યંગ્યાર્થમાં છે. તે એટલું બધું ગૂઢ છે કે તેનું શોધન કરવામાં પ્રયત્ન આદરવો આવશ્યક છે.' ત્યારે શું તેની ભાષા ક્લિષ્ટ છે કે કલ્પના દુર્ગમ છે? શેર્પ કહે છે કે 'ના એમ નથી, તેની ભાષા અપ્રસિદ્ધ છે એમ સમજવું નહિ. એણે જેવી ભાષામાં પોતાના વિચાર પ્રદર્શિત કર્યા છે તે ઘણે ભાગે એવા સુવ્યવસ્થિત, પ્રાસાદિક, અને જોઈએ તેટલાજ શબ્દોમાં દર્શાવ્યા છે કે એના જેવા પ્રૌઢ ને ગંભીર વિચારો એથી વધારે સુંદર ભાષામાં ભાગ્યેજ કહી શકાય.'[૧]

**૨૫. ધ્વનિના પ્રકારો :—**

ધ્વનિ, જેને મલ્લિનાથ ગૂઢવ્યંગ્યપ્રધાન કહે છે તેના બે વિભાગ છે– અવિવક્ષિતવાચ્ય અને વિવક્ષિતાન્યપરવાચ્ય. અવિવક્ષિતવાચ્ય તે લક્ષણામૂલક

---

1 'For what is best in him lies not on the surface, but in the depth. It is so far hidden that it must needs be sought for. Not that his language is obscure; what he has to say is expressed for the most part in words as well-ordered, as luminous, as adequate as any words in which thought so subtle and so deep has ever clothed itself.'–Shairp.

ધ્વનિ કાવ્ય છે, એમાં વાચ્ય અર્થને અવિવક્ષિત કહ્યો છે; કારણુ કે એમાં વાચ્યાર્થનો અન્વય અનુપપન્ન હોય છે. એ અન્વયની અનુપપત્તિ એવી રીતે થાય છે કે એમાં મુખ્ય અર્થ છેક બંધબેસતો નથી એમ હોતું નથી; પરંતુ પુનરુક્તિને લીધે અનુપયુક્ત હોવાથી અન્ય અર્થમાં તેનું સંક્રમણુ થાય છે.જેમકે:—

**श्रीरमणः श्रीरमणः सुधांशुमौलिः सुधांशुमौलिरिव ।**
**नरसिंहो नरसिंहः प्रभवति जगतामपि त्रितये ॥**

શ્રીરમણુ તે શ્રીરમણુજ ને સુધાંશુમૌલિજ તે સુધાંમૌલિજ, નરસિંહ રાજા તે નરસિંહજ છે, ત્રણે લોકનો પ્રભુ છે.' આમાં દ્વિતીય 'શ્રીરમણુ,' 'સુધાંશુમૌલિ,' ને 'નરસિંહ' શબ્દો માત્ર પ્રથમનાજ અર્થમાં નથી; એમ લઈએ તો લઈ શકાય પરંતુ પુનરુક્તિ દોષ થાય, તેથી દ્વિતીય શબ્દો મુખ્ય અર્થનો ત્યાગ કરી અન્ય અર્થ લક્ષ્યતી અર્થમાં (જેમાં લક્ષ્મીનું ચિત્ત આકર્ષવાના, અમૃતવર્ષણુના, ને પુરુષમાં સિંહ જેવા બળવાન્ હોવાના ગુણુમાં) સંક્રમણુ કરે છે નરસિંહ રાજાનું માહાત્મ્ય વિષ્ણુ ને શિવના કરતાં પણુ વિશેષ છે. આ લક્ષણામૂલધ્વનિ છે, અને તેનો અર્થાન્તરસંક્રમિતમાહાત્મ્ય એવો પેટા પ્રકાર છે. જેમાં વાચ્યાર્થ અત્યન્ત તિરસ્કૃત થાય; બંધ બેસતો ન હોવાથી અન્ય અર્થ પ્રતીતિ કરી જાણે પલાયન ન કરતો હોય એવો થાય, તેને અત્યન્તતિરસ્કૃત અવિવક્ષિત વાચ્ય ધ્વનિ કહે છે. જેમકે—'**जायेत त्वां नृसिंह क्षितिप कवयितुं को न कण्डूलजिह्वः -एकावली**' 'હે નૃસિંહ નૃપ, તારી કવિતા કરવાને કોની જીભને ખંજવાળ ન આવે?' આમાં 'ખંજવાળ આવવી' એ મુખ્ય અર્થ અનુપપન્ન હોઈ તિરસ્કૃત થાય છે અને કોની જીભને સ્તવન કરવાનો અભિલાષ થતો નથી એવો લક્ષ્ય અર્થ થાય છે. નરસિંહ રાજા ગુણુના ભંડાર છે એવો એવો વ્યંગ્ય અર્થ છે.

લક્ષણામૂલધ્વનિ, જેને અવિવક્ષિતવાચ્ય ધ્વનિ કહે છે તેના આ પ્રમાણે બે પ્રકાર છે. અભિધામૂલધ્વનિને વિવક્ષિતાન્યપરવાચ્ય કહે છે ને તેના પણુ મુખ્ય બે પ્રકાર છે. એમાં વાચ્ય અર્થનું અન્ય અર્થમાં સંક્રમણ કે તિરસ્કાર થઈ લક્ષ્ય અર્થ લેવાની જરૂર પડતી નથી; પણ વાચ્ય અર્થ વિવક્ષિત છે, અને અન્ય પર એટલે અન્ય જે વ્યંગ્ય અર્થ તેને ગૌણુ છે. આમાં વાચ્ય અર્થ

પોતાની પ્રતીતિ કરાવીનેજ વ્યંગ્ય અર્થનો પ્રકાશક થાય છે. એ ધ્વનિના બે પ્રકાર-સંલક્ષિતક્રમવ્યંગ્ય અને અસંલક્ષિતક્રમવ્યંગ્ય છે. પ્રથમ પ્રકારમાં વ્યંગ્ય ને વ્યંજકનો ક્રમ દેખાય છે, બીજામાં દેખાતો નથી. વ્યંજક એ કારણરૂપ છે, ને વ્યંગ્ય એ કાર્યરૂપ છે, તેથી તેમનું પૌર્વાપર્ય હોવું જોઈએ ને હોય છે. વ્યંગ્ય અર્થ ઉપજાવનારનું એટલે વ્યંજકનું પ્રથમ ભાન થાય ને વ્યંગ્ય અર્થનું પછી આમ પૂર્વાપર ક્રમની જેમાં પ્રતીતિ થાય તેને સંલક્ષ્ય ક્રમ વ્યંગ્યધ્વનિ કહે છે. એમાં કવચિત્ વસ્તુથી વસ્તુનો કે અલંકારનો, અલંકારથી વસ્તુનો કે અલંકારનો એમ અનેક પ્રકારના ધ્વનિ થાય છે. અસંલક્ષિતક્રમ વ્યંગ્ય, ધ્વનિ, રસ, ભાવ, રસાભાસ, ભાવાભાસ, ભાવશાન્તિ, ભાવોદય. ભાવસંધિ ને ભાવશવલતા આવા પ્રકાર છે. આમાં વિભાગ, અનુભાવ, ને વ્યભિચારી ભાવ વ્યંજક છે ને રસ ને ભાવ વ્યંગ્ય છે. વ્યંજક કારણરૂપ હોવાથી વ્યંગ્યની પૂર્વેજ હોવાં જોઈએ ને તેમ છેજ. પરંતુ જેમ શતપત્રના-કમળનાં સો પાંદડાંમાં સોય ઘોંચીએ છીએ ત્યારે એકી વખત સો પાંદડાં વીંધાતાં નથી, એક પછી એકજ વીંધાય છે, પણ એ બધાના વીંધાવાની વચ્ચેનો વખત એટલો બધો થોડો છે કે તે દેખાતો નથી ને ક્રમે થયલી વેધક્રિયા પણ યુગપત્ થઈ હોય એવી ભાસે છે, તેમ વિભાવાદિ કંઈ રસ નથી એ તો રસના વ્યંજક છે, એ રીતે પૌર્વાપર્ય -ક્રમ છે તોપણ સહૃદયને રસની અભિવ્યક્તિ થાય છે, ત્યારે વિભાવાદિને વિમર્શ પ્રથમ થાય છે. એમ ક્રમ છે તોપણ રસવ્યક્તિ જલદી થવાથી એ ક્રમ દેખાતો નથી. આજ કારણથી એ કાવ્ય અસંલક્ષ્યક્રમવ્યંગ્ય ધ્વનિકાવ્ય કહેવાય છે.

**૨૬. ભાવ :—**

રસ વિષે સંસ્કૃત આલંકારિકોએ ઘણું લખ્યું છે, એનેજ લગતાં જુદાં પુસ્તકો પણ લખાયાં છે. તેમાંની મુખ્ય બાબત નીચે પ્રમાણે છે. મનમાં બે પ્રકારના ભાવ-લાગણી ઉત્પન્ન થાય છે; એક સ્થાયી અને બીજા સહચારી. પ્રથમ પ્રકારના ભાવ મનમાં થોડો વખત રહે છે તોપણ તેનો સંસ્કાર લાંબો વખત રહે છે તેથી તે સ્થાયી કહેવાય છે. બીજા પ્રકારના ભાવ સ્વલ્પ કાળ રહી મનમાંથી જતા રહે છે ને તેની વાસના પણ રહેતી

નથી. એ ભાવ, સ્થાયીભાવના સહકારી છે ને થોડો વખત સાથે રહી જતા રહે છે, માટે સહચારી કે વ્યભિચારી કહેવાય છે. રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા, ને વિસ્મય, એ આઠ સ્થાયી ભાવ છે.[1] અન્તઃકરણની વૃત્તિરૂપ એ રત્યાદિ આઠ ભાવો જલદી વિનાશશીલ છે તોપણ સંસ્કાર રૂપે ચિરકાલ સ્થાયી છે અને રસની પ્રતીતિ થાય છે તે સમયે એનું અનુસન્ધાન થાય છે, માટે એ ભાવ સ્થાયી કહેવાય છે.[2] એ સ્થાયી ભાવનું એવું સ્વરૂપ છે કે વિરુદ્ધ કે અવિરુદ્ધ ભાવોથી તેનો વિચ્છેદ થતો નથી, એટલુંજ નહિ પણ અન્ય ભાવોને આત્મસ્વરૂપમાં પરિણામ પમાડે એવો સાગરરૂપ છે. માળાના સૂત્રની પેઠે અન્ય ભાવોને પોતાની પાછળ અનુગમન કરાવે છે. પોતે કદી પણ તિરોધાન પામતો નથી, ઉલટો અન્ય ભાવોથી એનું અત્યન્ત પોષણ થાય છે[1]

એ સ્થાયી ભાવનાં કારણો, કાર્યો ને સહકારી ભાવોને કાવ્ય ને નાટકમાં અનુક્રમે વિભાવ, અનુભાવ ને સંચારી કે વ્યભિચારી ભાવ કહે છે. દાખલા તરીકે રામના દર્શનથી સીતાના મનમાં જે રતિ ઉત્પન્ન થાય છે તે રતિ સ્થાયી ભાવ કહેવાય છે. રામ એ સ્થાયી ભાવનું કારણ છે તેથી વિભાવ કહેવાય છે. સીતા પોતાની રામ પ્રતિ રતિ દૃષ્ટિક્ષેપ, કટાક્ષ, હાસ્ય આદિથી દર્શાવે છે; તે બધાં રતિરૂપ સ્થાયી ભાવનાં કાર્ય હોવાથી અનુભાવ કહેવાય છે. ચિન્તા, મોહ, ઔત્સુક્ય આદિ સહકારી ભાવો વ્યભિચારી કે સંચારી ભાવ કહેવાય છે. વાસનારૂપે રહેલા રત્યાદિ સ્થાયી ભાવોને રસાસ્વાદના અંકુરની સ્થિતિમાં લાવે છે, માટે એ વિભાવ કહેવાય છે. રસની સહેજ અભિવ્યક્તિને રસાસ્વાદનો અંકુર કહે છે.[2]

---

१ रतिहासश्च शोकश्च क्रोधोत्साहौ भयं तथा ।
जुगुप्सा विस्मयश्चेति स्थायीभावाः प्रकीर्तिताः ॥ नाट्य०

२ विरुद्धैरविरुद्धैर्वा भावैर्विच्छिद्यतेन यः ।
आत्मभावं नयत्यन्यान् स स्थायी लवणाकरः ॥

१ स्रक्सूत्र भावादन्येषां भावानामनुगामकः ।
न तिरोधीयते स्थायी तैरसौ पुष्यते परम् ॥ प्रभा०

२ वासनारूपतया स्थितान् रत्यादीन् स्थायिनो विभावयन्ति रसास्वादाङ्कुर योग्यतां नयन्तीति विभावाः । प्रदीप०

## ૨૭. વિભાવ :—

વિભાવના આલંબન ને ઉદ્દીપન એવા બે પ્રકાર છે. જેને આલંબીને સ્થાયિભાવ ઉત્પન્ન થયો હોય તે આલંબન વિભાવ; અને ઉત્પન્ન થયલા સ્થાયિભાવને જે ઉદ્દીપ્ત કરે તે ઉદ્દીપન વિભાવ.[3] દાખલા તરીકે, નાયિકા એ રતિરૂપ સ્થાયિભાવનું આધારભૂત કારણ હોવાથી આલંબન વિભાવ છે, અને કોકિલારવન, ચન્દ્રિકા, મલયાનિલ આદિ એ સ્થાયિભાવમાં વૃદ્ધિ કરે છે, માટે ઉદ્દીપ્ત વિભાવ કહેવાય છે. ઉદ્દીપન વિભાવ એ ખરૂં જોતાં સ્થાયીભાવનું કારણ નથી; પણ સ્થાયિભાવ ઉત્પન્ન થયા પછી એમાં સહજ ઉત્કર્ષ મૂકનાર છે, તેની સહજ વૃદ્ધિ કરનાર છે. તોપણ ઉદ્દીપન ન થયલો સ્થાયિભાવ અનુત્પન્ન જેવોજ છે, માટે ઉદ્દીપન કારણોને ઉદ્દીપન વિભાવ કહ્યા છે સ્થાયિભાવ ઉત્પન્ન થયા પછી કટાક્ષ, હાસ્ય, આદિ ચેષ્ટાઓ એ ભાવનાં કાર્યરૂપ છે, એ અનુભાવ કહેવાય છે; કેમકે સામાજિકોને એ ચેષ્ટા ભાવ ઉત્પન્ન થયો છે, એવો અનુભવ કરાવે છે. વાણી, અંગને સત્ત્વેમને કરેલા અભિનયનો અનુભવ કરાવે છે, માટે એ અનુભાવ કહેવાય છે.[4]

સહકારી ભાવો ગૌણ ને અસ્થાયી છે ને સમુદ્રમાં મોજાં ઊંચાંનીચાં થાય છે તેમ સ્થાયિભાવરૂપી સમુદ્રમાં એ ભાવો ઉત્પન્ન થાય છે ને વિનષ્ટ થાય છે.[5] જેમ સમુદ્રમાં મોજાં ઉદ્ભવ પામે છે ને, વિલીન થાય છે, જેમ સમુદ્રને ઉત્કૃષ્ટ બનાવે છે ને સમુદ્રરૂપ થાય છે, તેમજ રત્યાદિ સ્થાયિભાવમાં વિશેષે કરીને અભિમુખ વળી આવિર્ભાવ ને તિરોભાવ પામે છે, સ્થાયિભાવને પોષે છે, ને પોતે તેની સથે રસાત્મક થાય છે. આથી એ ભાવો વ્યભિચારિભાવ કહેવાય છે; અથવા

---

३ आलम्बनं नायकादिस्तमालम्ब्य रसोद्गमात् ।
उद्दीपनविभावास्ते रसमुद्दीपयन्ति ये ॥

४ भ्रूविक्षेप कटाक्षादि विकारो हृदयस्थितम् ।
भावं व्यनक्ति यः सोऽयमनुभाव इतीरितः ॥
आलम्बनस्य चेष्टाद्या देशकालादयस्तथा ॥ साहित्यदर्पण

५ विशेषादाभिमुख्येन चरन्तो व्यभिचारिणः ।
स्थायिन्युन्मग्ननिर्मग्नाः कल्लोला इव वारिधौ ॥ दशा०

સ્થાયિભાવના સહકારી છે તોપણ હંમેશ સાથે રહેતા નથી, થોડાજ સમયમાં જતા રહે છે, એનાથી છૂટા પડે છે, માટે એને સંચારિભાવ કે વ્યભિચારિભાવ કહે છે. પ્રભાકાર કહે છે કે એ ભાવો સ્થાયીને ઉપકારક થવા આવે છે ને ઉપકારક થઈ જતા રહે છે. નિર્વેદ, ગ્લાનિ, શંકા આદિ એવા તેત્રીસ ભાવને સંચારિભાવ કે વ્યભિચારિભાવ કહે છે.

## ૨૮. સાત્ત્વિક ભાવ :—

આ ભાવો ઉપરાંત આઠ બીજા ભાવ છે તે સાત્ત્વિક કહેવાય છે. સ્તંભ, ( શરીર જડ થઈ જવું તે ), સ્વેદ, રોમાંચ ( વાળ ઉભા થવા તે ), સ્વરભંગ, વેપથુ ( કમ્પ ), વૈવર્ણ્ય ( ચહેરાની ફીકાસ ), અશ્રુ ( આંસુ ), ને પ્રલય ( મૂર્છા ), એ આઠ સાત્ત્વિક ભાવ છે.[૨] એ અનુભાવ છે તોપણ એને પૃથક્ ગણવાનું કારણ કે અન્ય ભાવનાની સાથે એકભાવતા, પરહૃદય સાથે અત્યન્ત સમાનભાવમાંથી એ ઉત્પન્ન થાય છે. એજ સત્ત્વ પારકાનાં દુ:ખ, હર્ષ આદિ ભાવોને વિષે અત્યન્ત અનુકૂળ અન્તઃકરણ તે સત્ત્વ, સત્ત્વમાંથી ઉત્પન્ન થતા ભાવો તે સાત્ત્વિક ભાવો.

---

मज्जन्तश्च निमज्जन्तः कल्लोलास्ते यथार्णवे ।
तस्योत्कर्षं वितन्वन्ति यान्ति तद्रूपतामपि ॥
तथा स्थायिनि निर्मग्नाह्युन्मग्ना व्यभिचारिणः ।
पुष्यन्ति स्थायिनः स्वांश्च तान्नययन्ति (तत्र यान्ति v. l.)
रसात्मताम् ॥

ये तूपकर्तुमायान्ति स्थायिनं रसमुत्तमम् ।
उपकृत्य च गच्छन्ति ते मता व्यभिचारिणः॥ प्रभा०
निर्वेदग्लानिशङ्काश्रमधृतिजडताहर्षदैन्योग्र्यचिन्ता
त्रासेर्ष्यामर्षगर्वाः स्मृतिमरणमदाः सुप्तनिद्रावबोधाः ।
व्रीडापस्मारमोहाः समतिरलसता वेगतर्कावहित्था
व्याध्युन्मादौ विषादोत्सुकचपलयुतास्त्रिंशदेते त्रयश्च॥दश०
स्तम्भः स्वेदोऽथ रोमाञ्चः स्वरभङ्गोऽथ वेपथुः ।
वैवर्ण्यमश्रुप्रलय इत्यष्टौ सात्त्विकाः स्मृताः ॥ नाट्य०

એ ભાવ સૂચવનાર વિકારરૂપ હોવાથી અનુભાવ પણ છે. આવો ધનિકનો અભિપ્રાય છે.[1] **भावप्रकाश**માં પણ એવુંજ વર્ણન છે.[2]

આ પ્રમાણે સાત્ત્વિકનું પૃથક્ વર્ણન બ્રાહ્મણપરિવ્રાજક ન્યાયે છે, ને સત્ત્વોત્પત્તિ તેનું કારણ છે.

**૨૯. રસની નિષ્પત્તિ વિષે મતભેદ :—**

સ્થાયિભાવ, વિભાવ, અનુભાવ, સાત્ત્વિકભાવ, ને વ્યભિચારિભાવનું સ્વરૂપ દર્શાવ્યું. વિભાવ, અનુભાવ, સાત્ત્વિક ને વ્યભિચારી ભાવાર્થ આસ્વાદ કરાય એવી સ્થિતિમાં આણાયલો સ્થાયિભાવ તેજ રસ.[3] વિભાવ, આદિના સંયોગથી રસની નિષ્પત્તિ થાય છે એમ ભરતમુનિનું સૂત્ર છે.[4] જુદા જુદા વાદીઓ એ રસ સૂત્રના જુદા જુદા અર્થ નીચે પ્રમાણે કરે છે;—

---

१ पृथग्भावा भवन्त्यन्येऽनुभावत्वेऽपि सात्त्विकाः ।
सत्त्वादेव समुत्पत्तेस्तश्च तद्भावभावनम् ॥ दशरूपक

परगतदुःखहर्षादिभावनायामत्यन्तानुकूलान्तःकरणत्वं सत्त्वम् । यदाह सत्त्वं नाम मनःप्रभवं तच्च समाहितमनस्त्वादुत्पद्यते । एतदेवास्य सत्त्वं यत् खिन्नेन प्रहर्षितेन चाश्रुरोमाञ्चादयो निर्वर्त्यन्ते । तेन सत्त्वेन निर्वृत्ताः सात्त्विकास्त एव भावास्तत उत्पद्यमानत्वादश्रुप्र भृतयोऽपि भावा भाव संसूचनात्मकविकाररूपत्वाच्चानुभावा इति द्वैरूप्यमेषाम् । दशरूपक

२ परस्य सुखदुःखादेरनुभावेन चेतसः ।
अत्यन्तेनानुकूल्येन यन तद्भावभावनम् ॥
तत् सत्त्वं तेन निर्वृत्ताः सात्त्विका इत्युदीरिताः ॥
अनुभावत्वसामान्ये सत्ययेषां पृथक् तथा ।
लक्षणं सत्त्वजत्वाद्धि ते च स्तम्भादयः स्मृताः॥ भावप्रकाश

तद्भावभावननो અર્થ પણ भावप्रकाशમાંજ સમજાવ્યો છે કે:—

रामाद्याश्रित दुःखादेरनुभूतस्तदात्मनः ।
सामाजिकस्य मनसो भावस्तद्भावभावनम् ॥

३ विभावैरनुभावैश्च सात्त्विकैर्व्यभिचारिभिः ।
आनीयमानः स्वाद्यत्वं स्थायी भावो रसः स्मृतः॥ दश०

४ विभावानुभावव्यभिचारिसंयोगाद्रसनिष्पत्तिः। नाट्य०

**અ. મીમાંસકોનો મત :—**

લલના આદિ આલંબન કારણથી ઉત્પન્ન થયલા, ચન્દ્ર, કોકિલાલાપ, મલયાનિલ આદિ ઉદ્દીપન કારણથી ઉદ્દીપ્ત થયલા, કટાક્ષ, સ્મિત આદિ કાર્યથી અનુભવમાં આવેલા, અને ચિન્તા આદિ વ્યભિચારી ભાવોથી પુષ્ટ થયેલા રત્યાદિ સ્થાયિભાવો આરંભમાં રામાદિ અનુકાર્યને—નાટકનાં પાત્રને વિષે રસભાવ પામે છે. પછી પાત્રની અભેદભાવનાથી નટને વિષે તેનો આરોપ થાય છે, અને સામાજિકોને ચમત્કારહેતુ થાય છે. આ પ્રમાણે રસ પ્રથમ પાત્રને વિષે ઉત્પન્ન થાય છે, પછી તેની અભેદભાવનાથી નટને વિષે તેની પ્રતીતિ થાય છે, અને તેથી સામાજિકોને ચમત્કારી થાય છે. આ મતમાં ભરતસૂત્રના **निष्पत्ति** શબ્દનો અર્થ ઉત્પત્તિ લીધો છે, તેથી એ ઉત્પત્તિવાદ કહેવાય છે. ભટ્ટ લોલ્લટાદિ મીમાંસકોનો આવો અભિપ્રાય છે. એ મત યુક્ત નથી; કેમકે સામાજિકને વિષે રસ ઉત્પન્ન થતો નથી, તો તે ચમત્કારી શી રીતે થાય ? ઉત્પત્તિવાદી મીમાંસકોનો મત આ રીતે ન્યાય્ય નથી

**આ. નૈયાયિકોનો મત :—**

નૈયાયિકો નિષ્પત્તિનો અર્થ અનુમિતિ કરે છે. તેઓ કહે છે કે રામાદિ પાત્રોને વિષે રત્યાદિ સ્થાયિભાવો ઉત્પન્ન થાય છે, તેની નટને વિષે અનુમિતિ થાય છે; કેમકે તે અનુભવાદિથી તેનો પ્રકાશ ક. છે અને એ સ્થાયીની જે ચર્વણા—આસ્વાદ સામાજિક કરે છે તે રસ આવો અનુમિતિવાદી શ્રી શંકુકાદિ નૈયાયિકોનો મત છે. એ પણ હૃદયમાં ઉતરતો નથી; કેમકે પ્રત્યક્ષ જ્ઞાનજ ચમત્કારક થાય છે, અનુમાન થતું નથી, એ લોકપ્રસિદ્ધ વાત છે તેની એમાં અવગણના થાય છે.

**ઈ. સાંખ્યવાદીઓનો મત :—**

ત્રીજો મત સાંખ્યવાદી ભટ્ટ નાયકાદિનો છે. તેઓ **निष्पत्ति**નો અર્થ ભુક્તિ—ભોગ માને છે. તેઓ કહે છે કે રામાદિ પાત્રને વિષે, કે તેની અભેદભાવનાથી નટને વિષે કે સામાજિક વિષે રસનું અનુમાન થઈ શકે નહિ; કેમકે સાક્ષાત્ પાત્ર કંઈ સામાજિકની સમીપ નથી; માટે તેના રત્યાદિ સ્થાયિભાવોનો વસ્તુતઃ અભાવ છે, અને જેનો અભાવ છે તેનું અન્યને વિષે

અનુમાન થઈ શકે નહિ. વળી રસ ઉત્પન્ન પણ થઈ શકે નહિ; કેમકે વિભાવાદિ તેનાં કારણો સત્ય નથી અને તેથી સત્કાર્ય ઉત્પન્ન થઈ શકે નહિ. તેમજ રસ વ્યંગ્ય પણ થઈ શકે નહિ; કેમકે એ કંઈ સિદ્ધ નથી અને સિદ્ધજ વ્યંગ્ય થઈ શકે છે. આ પ્રમાણે ભટ્ટ નાયક પૂર્વપક્ષીઓ ઉત્પત્તિવાદી, અનુમિતિવાદી, અને સિદ્ધાન્તી વ્યક્તિવાદીનું ખંડન કરે છે.

એના મત પ્રમાણે વિભાવાદિના અનુસંધાનથી ભોજ્યભોજક ભાવે સ્થાયીની ભુક્તિ તેજ રસ. કાવ્યમાં અભિધા, ભાવકત્વ, ને ભોજકત્વ એવી ત્રણ વૃત્તિઓ છે. ભુક્તિવાદીના મત પ્રમાણે અભિધામાંજ અભિધા ને લક્ષણાનો સમાવેશ થાય છે. ભાવકત્વ એટલે સાધારણીકરણત્વ, સાધારણ કરવું તે. એ વૃત્તિના બળથી વિભાવાદિ સાધારણ સ્વરૂપમાં સમજવાના છે, વિશેષ સ્વરૂપમાં નહિ. દાખલા તરીકે, રામના સીતા પ્રતિ રતિરૂપી સ્થાયીભાવના સંબંધમાં સીતાને વિભાવ તરીકે સમજવાની નથી, પણ કામિનીને. રામની સીતા પ્રત્યેની રતિ, રામ અને સીતાના સંબંધ વિના સાધારણ ને રતિ તરીકે સમજવાની છે. ભાવકત્વ ને ભોજકત્વ વૃત્તિઓ કાવ્યની પેઠે નાટકમાં પણ છે. ભોજકત્વ વૃત્તિના બળથી વિભાવાદિ કારણોને સ્થાયી ભાવનો સાધારણ સ્વરૂપમાં ભોગ થાય છે. રસનો ભોગ લૌકિક સુખના ભોગ કરતાં વિલક્ષણ છે. પુરુષમાં સત્ત્વગુણના આધિક્યથી જે સુખ ઉત્પન્ન થાય છે તેના જ્ઞાન જેવો એ ભોગ છે.

એ મતનો નિષ્કર્ષ આ પ્રમાણે છે કાવ્યને નાટકમાં અભિધાવ્યાપારથી વિલક્ષણ ભાવકત્વ ને ભોજકત્વ નામના બે વ્યાપાર છે. તેમાં કાવ્યાર્થનો બોધ થયા પછી ભાવકત્વ વ્યાપારના બળથી વિભાવાદિ રૂપ સીતા આદિ અને રામ સંબંધી રતિ સીતાત્વ ને રામત્વના વિશેષ સંબંધનો ત્યાગ કરી કામિનીત્વ ને રતિત્વ એવા સામાન્ય રૂપે ઉપસ્થાપિત થાય છે; અને ભોજકત્વવ્યાપારના બળથી સાધારણ થયેલા વિભાવાદિની સાથે તે રતિનો સહૃદયોથી આસ્વાદ થાય છે એ જે આસ્વાદ તેજ રસનિષ્પત્તિ. આ મત પણ સિદ્ધાન્તીને માન્ય નથી; કેમકે ભાવકત્વ ને ભોજકત્વ જેવા બે વ્યાપાર કલ્પવામાં પ્રમાણ નથી.

**ડ. આલંકારિકોનો મત :—**

અભિનવગુપ્તાચાર્યનો સિદ્ધાન્ત આલંકારિકોને માન્ય છે. **निष्पत्तिनो** અર્થ **उत्पत्ति, अनुमिति** કે **भुक्ति** નથી પણ **अभिव्यक्ति** છે. આ

કારણથી આ વાદ વ્યક્તિવાદ કહેવાય છે. પ્રદીપકાર આ મતનું નીચે પ્રમાણે વિવરણ કરે છે. સ્થાયિભાવોનો વિભાવાદિ સાથે વ્યંગ્ય વ્યંજકભાવરૂપ સંબંધ વડે સંયોગ થવાથી રસની નિષ્પત્તિ એટલે અભિવ્યક્તિ થાય છે. લલના આદિ કારણ અને કટાક્ષાદિ કાર્ય ઉપરથી રત્યાદિ ભાવનું અનુમાન થાય છે. અનુમાનનું આવું સ્વરૂપ થાય છે કે આ પુરુષ આ સ્રીને વિષે રતિવાળો છે, કેમકે રતિના કાર્ય કટાક્ષાદિ એને વિષે દેખાય છે. જે એવો નથી તે એવો નથી, જેમકે વિરક્ત પુરુષ આ રીતે અનુમિતિ થયલા સ્થાયી ભાવો સહૃદયના હૃદયમાં વાસનારૂપે રહે છે. કાવ્ય વાંચવામાં આવે છે કે નાટક જોવામાં આવે છે ત્યારે એ વાસનારૂપે રહેલા ભાવો તેનાં કારણ, કાર્ય, ને સહકારી ભાવ વ્યવહારમાં કહેવાય છે. તેમ હવે કારણ, કાર્ય ને સહકારી ભાવ કહેવાતા નથી, પણ વિભાવ, અનુભાવ, ને વ્યભિચારિભાવ કહેવાય છે.

એ વિભાવ, અનુભાવ, ને વ્યભિચારિભાવ તેમનાં સામાન્ય સ્વરૂપમાં સમજવાના છે. દાખલા તરીકે, સીતા જે રામની રતિનો વિભાવ છે તે સીતા તરીકે વિભાવ છે એમ સમજવાનું નથી, પણ કામિની તરીકે વિભાવ છે એમ સમજવાનું છે. તેમજ વિભાવાદિને વિશેષ સંબંધમાં લેવાના નથી કે એ મારાજ છે, કે શત્રુનાજ છે, કે તટસ્થ પુરુષનાજ છે; કે એ મારાજ નથી, કે શત્રુનાજ નથી, કે તટસ્થ પુરુષનાજ નથી. એ વિભાવાદિનો આસ્વાદ કાવ્યના વાચક અને સામાજિક લે છે. સ્થાયીનો સંબંધ પણ અમુક સામાજિક સાથે છે એમ સમજવાનું નથી, પણ સામાન્ય રીતે સામાજિક સાથે છે એમ સમજવાનું. ખરૂં જોઈએ તો, એનો આસ્વાદ અમુક સામાજિકને થાય છે તોપણ આસ્વાદ કરતી વખતે એ પ્રેક્ષકને એમ નથી લાગતું. હું એકલોજ એનો આસ્વાદ કરૂં છું, એ મારાજ વિભાવ છે, હુંજ રસનો આસ્વાદ લેનાર છું, એમ રસનો આસ્વાદ થતો નથી; કારણ કે વિભાવાદિ સામાન્ય સ્વરૂપમાં સમજાય છે. પણ એને એમ લાગે છે કે સર્વ સહૃદયો એ આસ્વાદ લે છે. એ આસ્વાદ એજ રસ. એ તો સમજાશે કે જેમનામાં પૂર્વે રત્યાદિ સ્થાયિભાવ ઉત્પન્ન થયા નથી એવા, તેની વાસનાથી રહિત પુરુષોમાં રસની અભિવ્યક્તિ થતીજ નથી. એજ કારણથી

શૃંગારીઓનેજ શૃંગારની અભિવ્યક્તિ થાય છે અને જેઓ સ્વભાવથી નિર્વિણ્ણ હોય છે તેમને શાન્તરસની અભિવ્યક્તિ થાય છે, એવો અનુભવ થાય છે.

**૩૦. રસિક કોણ ?—**

વળી વાસના સ્વાભાવિક હોય છે કે પુનઃ પુનઃ કાવ્યનું પરિશીલન કરવાથી ઉત્પન્ન થાય છે? વૈયાકરણો, મીમાંસકો, જેઓ વેદાભ્યાસથી જડ થયા હોય છે અને જેઓ સંસારથી નિર્વિણ્ણ થયા છે તેમનામાં વાસના હોતી નથી અને તેથી રસનો આસ્વાદ લઈ શકતા નથી. રસિકોજ રસાસ્વાદ માટે યોગ્ય છે, વિરક્ત પુરુષો તો રંગભૂમિના અંદરના ખંડની દીવાલ જેવા છે એમ ધર્મદાસ કહે છે.[1] કાવ્યના વાચક કે નાટકના પ્રેક્ષકનું સ્વરૂપજ **ભાવપ્રકાશમાં** એવું આપ્યું છે કે કાવ્યમાં જે ભાવનું વર્ણન હોય તે ભાવ સાથે તેનું મન એકરૂપ થવું જોઈએ, આનન્દમાં આનન્દરૂપ, શોકમાં શોકરૂપ, ભયમાં ભયરૂપ, ક્રોધમાં ક્રોધરૂપ, એમ એકરૂપ થાય તેજ પ્રેક્ષક છે અન્ય નહિ.[1]

**૩૧. રસનો આસ્વાદ :—**

ઉપર કહ્યા પ્રમાણે, સામાજિક કે વાચકના મનમાં વાસનારૂપે રહેલા સ્થાયિભાવનો, સામાન્ય સંબન્ધથી ગ્રહણ કરાયલા વિભાવાદિના સંયોગથી વ્યંજનાવૃત્તિ કે ધ્વનનવ્યાપાર વડે જે આસ્વાદ, તેજ રસ. આલંબન વિભાવ વૃક્ષના અંકુર જેવો, ઉદ્દીપન વિભાવ કન્દલ એટલે નવો ફણગો ફૂટયો હોય તેના જેવો, ને રસ એ પલ્લવના જેવો છે. આથી આલંબન વિભાવથી અંકુરિત થયલો, ઉદ્દીપન વિભાવથી કન્દલિત થયલો, અનુભાવથી પ્રતીતિમાર્ગમાં આવેલો, વ્યભિચારી ભાવથી પલ્લવિત થયલો સ્થાયિભાવ તે રસ. એમ સમજવાનું છે. એનો આસ્વાદ થાય છે. જેમ મરી, ખાંડ,

---

१ निर्वासनास्तु रङ्गान्तर्वेश्मकुड्याश्मसंनिभाः । धर्मदास
वासना चेन्न हेतुः स्यात् न स्यान्मीमांसकादिषु ।
रसिका एव रसास्वादे योग्या न तु विरक्तादयः ॥ कमलाकर०

१ यस्तुष्टौ तुष्टिमाप्नोति शोके शोकमुपैति च ।
क्रोधे क्रुद्धो भये भीतः स श्रेष्ठः प्रेक्षकः स्मृतः ॥

આમલી, કપૂર આદિનો પીવાનો રસ બનાવ્યો હોય, તો તેમાં જુદી જુદી ચીજોનો સ્વાદ હોય છે તેનાથી તે પાનકનો—શરબતનો જુદોજ સ્વાદ આવ છે, પૃથક્ ભાન થતું નથી, પણ સર્વનું પાનકરસ તરીકેજ ગ્રહણ થાય છે, તેમજ વિભાવાદિથી સંમિશ્રિત છે તોપણ સર્વનો રસ તરીકેજ આસ્વાદ થાય છે. વિભાવાદિથી વિલક્ષણ અલૌકિક આસ્વાદ થાય છે. રસની ચર્વણા કે આસ્વાદ અલૌકિક છે, અર્થાત્, લોકમાં જે આનન્દો માલૂમ પડે છે તેના જેવો નથી, પણ બ્રહ્મચિન્તનના આસ્વાદ જેવો છે. એ એવો આનન્દ છે કે એ આનન્દનો ઉપયોગ થાય છે તે વખતે વેદ્યાન્તર અન્ય વેદ્યવસ્તુજ મનમાં રહેતી નથી. મનમાંથી સર્વ વેદ્યવસ્તુઓ એ ચર્વણાને વખતે જતી રહે છે. જેમ બ્રહ્માનન્દ યોગીના ચિત્તમાં હમેશ હોય છે તોપણ જ્યારે તે લાંબો સમય સમાધિ ચઢાવે છે ત્યારે તેને પ્રાપ્ત થાય છે, સમાધિ પહેલાં કે પછી નહિ: તેમ કાવ્યની ખુબી સમજવામાં ચતુર સહૃદયનાં હૃદયમાં વાસનારૂપે સૂક્ષ્મતાથી રસ રહ્યો હોય છે, તોપણ કાવ્યમાં વિભાવાદિના અનુસંધાનથી એ વાસનાને મનમાં સુપ્ત રાખનાર આવરણનો ભંગ થાય છે ત્યારે વ્યંજનાવૃત્તિથી રસ વ્યંગ્ય થાય છે. એ આસ્વાદ એવો અલૌકિક છે કે મન કેવળ તેમાંજ લીન થાય છે; માટેજ આલંકારિકોએ બ્રહ્માસ્વાદ સદૃશ કહ્યો છે. ફેર માત્ર એટલોજ છે કે બ્રહ્માસ્વાદ યોગથી પ્રાપ્ત થાય છે અને રસ વિભાવાદિના અનુસંધાનથી થાય છે. આ પ્રમાણે એ આસ્વાદ અલૌકિક છે—સંસારસુખના આસ્વાદથી એ વિલક્ષણ છે. સકલ સહૃદયના હૃદયને જે અનુભવ થાય છે તેજ એ રસપ્રતીતિનો સાક્ષી છે.

રસ એ વિભાવાદિનો કાર્ય નથી, એટલે વિભાવાદિ એનો કારક હેતુ નથી—એને ઉત્પન્ન કરતા નથી, કેમકે નટને વિષે વિભાવાદિથી તે ઉત્પન્ન થઈ શકતો નથી. રસાસ્વાદ વિભાવાદિના પરામર્શથી થાય છે અને એ પરામર્શ ન હોય ત્યારે થતો નથી, તોપણ વિભાવાદિનો પરામર્શ રસનું કારણ નથી, કેમકે કારણ હોય તો તે નિમિત્ત કારણ થઈ શકે; અને નિમિત્ત કારણનો નાશ થાય છે, તોપણ કાર્ય જોવામાં આવે છે, પણ રસનું જીવન તો વિભાવાદિ પરામર્શ થાય છે ત્યાં સુધીજ છે. વળી રસ વિભાવાદિ પરામર્શનું કાર્ય હોય તો તેનો આસ્વાદ વિભાવાદિ પરામર્શની સાથેજ ન

થાય; કેમકે કારણ ને કાર્ય સાથે હોઈ શકતાં નથી. કારણ પૂર્વે હોય છે અને કાર્ય પછી થાય છે. આ પ્રમાણે રસ એ કાર્ય નથી તોપણ એને કાર્ય કહી શકાય, કેમકે એની નિષ્પત્તિ થતી નથી. એના આસ્વાદની—એની ચર્વણાની–નિષ્પત્તિ થાય છે અને તેનો ઉપચાર રસને કરવામાં આવે છે.

રસ જ્ઞાપ્ય નથી; કેમકે લૌકિક પ્રમાણોથી એનું જ્ઞાન થતું નથી. આ પ્રમાણે વિભાવાદિ રસના કારક હેતુ નથી ને જ્ઞાપક હેતુ પણ નથી. રસાસ્વાદમાં ઉપયોગી હોવાથી એને અલૌકિક હેતુ કહે છે અને એથી રસનું અલૌકિકપણું વ્યંગ્ય થાય છે.

## ૩૨. દુઃખરૂપ રસો આનન્દ શા માટે આપે છે?

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે કરુણ, બીભત્સ, ભયાનક, એ રસો દુઃખરૂપ છે, તો એ રસ શી રીતે કહેવાય? સમાધાન એવું છે કે રસના આનન્દનું રૂપ એવું છે કે આનન્દ વખતે અન્યવેદ્ય વસ્તુ મનમાં રહેતી નથી.

જો કોઈ પણ કાવ્ય વાંચવાથી કે નાટક જોવાથી તેમાં વિભાવ, અનુભાવ, ને વ્યભિચારિભાવના યથાયોગ્ય ઉપનિબંધથી તે કાવ્યશ્રવણ ને નાટકપ્રેક્ષણને સમયે મનની એવી સ્વાત્માનન્દ સુખ જેવી, અન્યવેદ્ય વસ્તુ જેમાંથી વિગલિત થઈ છે એવી, તદેકલીન સ્થિતિ ઉત્પન્ન થાય, તો કરુણાદિને વિષે દુઃખસંવેદન ક્યાં છે? દુઃખનો અનુભવ થતો નથી એનો પ્રત્યક્ષ પુરાવો એજ છે કે એવે સમયે વાચક કે સામાજિક કહે છે કે મને અત્યાનન્દ થયો છે. જો આનન્દને બદલે દુઃખજ થતું હોય તો એવું કાવ્ય કોઈને વાંચવું કે જોવું ગમેજ નહિ. વિશ્વનાથ કહે છે કે કરુણાદિ રસને વિષે જે પરમસુખ થાય છે તેમાં સહૃદયનો અનુભવ એજ પ્રમાણ છે. જો તેમાં દુઃખ હોય તો તે વાંચવા કે જોવા માટે કોઈ ઉત્સુક ન થાય અને રામાયણાદિ કાવ્યો દુઃખહેતુ થઈ પડે. લોકસંશ્રયથી–લોકસમાગમથી જે શોક હર્ષાદિના હેતુ છે, તેમાંથી લૌકિક શોક હર્ષ આદિ લોકમાં ભલે થાઓ, પણ કાવ્યપરિશીલનથી, જે અલૌકિક વિભાવાદિ છે તે સર્વથી

તો સુખજ ઉત્પન્ન થાય છે. તેમાં શી હાનિ છે? તેજ પ્રમાણે અશ્રુપાત આદિ પણ હૃદય દ્રવીભૂત થવાથીજ થાય છે.[1]

કાવ્યનો જે વાચ્યાર્થ વિભાવાદિ તેનો વ્યંજકત્વ સંબંધથી આત્માનન્દ જેવો જે સ્વાદનો ઉપદ્રવ થાય છે તે સ્વાદ આ પ્રમાણે રસ છે. એ સ્વાદ કવચિત્ કુસુમની પેઠે વિકાસ પામે છે, કવચિત્ વૃક્ષની પેઠે ફેલાય છે, કવચિત્ સમુદ્રની પેઠે ને કવચિત્ પવનની પેઠે વિક્ષિપ્ત થાય છે.[2] આ રીતે ચાર પ્રકારની ચિત્તભૂમિ થાય છે. એ અનુક્રમે શૃંગાર, વીર, બીભત્સ, ને રૌદ્ર રસ છે. શૃંગારમાં ચિત્તનો વિકાસ, વીરમાં વિસ્તર, બીભત્સમાં ક્ષોભ, ને રૌદ્રમાં વિક્ષેપ થાય છે. એ ચાર મૂળ રસ છે. હાસ્ય, અદ્દ્ભુત, કરુણ, અને ભયાનક એ રસો મૂળ ચાર રસ સાથે મૈત્રી પામેલા છે; કેમકે એમાં પણ ચિત્તનો વિકાસ, વિસ્તાર, ક્ષોભ, ને વિક્ષેપ થાય છે. એજ મૈત્રીના કારણથી મુનિ શૃંગારથી હાસ્ય, રૌદ્રથી કરુણ, વીરથી અદ્દ્ભુત, ને બીભત્સથી ભયાનક થાય છે, એમ વર્ણવે છે.[3] એમની વચ્ચે મૈત્રીભાવ છે, કાર્યકારણ ભાવ નથી, કેમકે એમનાં વિભાવાદિ શૃંગારાદિના વિભાવાદિથી જુદા છે

---

१ करुणादावपि रसे जायते यत् परं सुखम् ।
सचेतसामनुभवः प्रमाणं तत्र केवलम् ॥
किं च तेषु यदा दुःखं न कोऽपि स्यात् तदुन्मुखः ।
तथा रामायणादीनां भविता दुःखहेतुता ॥
हेतुत्वं शोकहर्षादेर्गतेभ्यो लोकसंश्रयात् ।
शोकहर्षादयो लोके जायन्तां नाम लौकिकाः ॥
अलौकिकविभावत्वं प्राप्तेभ्यः काव्यसंश्रयात् ।
सुखं संजायते तेभ्यः सर्वेभ्योऽपीति का क्षतिः ।
अश्रुपातादयस्तद्वद् द्रुतत्वाच्चेतसो मताः ॥ साहित्यदर्पण

२ स्वादः काव्यार्थसंभेदादात्मानन्दसमुद्भवः ।
विकारविस्तरक्षोभविक्षेपैः स चतुर्विधः ॥
विकासः कुसुमस्येवं पादपस्येव विस्तरः ।
क्षोभोऽब्धेरिव विक्षेपो मारुतस्येव चेतसः ॥

३ शृङ्गाराद्धि भवेद्धास्यो रौद्राच्च करुणो रसः ।
वीराच्चैवाद्भुतोत्पत्तिर्बीभत्साच्च भयानकः ॥

### ૩૩. નવમો રસ છે કે નહિ ?—

આ પ્રમાણે આઠ રસ કહ્યા. નવમો શાન્ત રસ છે કે નહિ ? કેટલાક કહે છે કે નથી; કેમકે મુનિએ એનું લક્ષણ કર્યું નથી ને એના વિભાવાદિ ગણાવ્યા નથી. તેમજ અનાદિ કાળના પ્રવાહથી ચાલ્યા આવતા રાગ, દ્વેષ આદિનો અત્યંત ઉચ્છેદ કરવો શક્ય નથી. વળી બીજા કેટલાક કાવ્યમાં શાન્ત રસ સ્વીકારે છે, પણ નાટકમાં સ્વીકારતા નથી; કેમકે જેમાં સકલ વ્યાપાર જતા રહે છે એવાનો અભિનય શી રીતે થાય ? શાન્ત એ શમસાધ્ય છે, નટમાં શમનો અભાવ છે, માટે શાન્ત રસ નથી, એમ તેમનું માનવું છે.[1] પણ એ યુક્ત નથી. નટમાં કંઇ રસની અભિવ્યક્તિ સ્વીકારી નથી. સામાજિકમાં શમ હોવાથી તેમને શાન્ત રસની અભિવ્યક્તિ થાય તેમાં કંઈ બાધ નથી. વળી નટમાં શમ નથી તેથી તે અભિનય આદિ નહિ કરી શકે એમ માનવું પણ યુક્ત નથી; કેમકે તેનામાં ભય, ક્રોધ આદિ પણ નથી છતાં તે તેનો અભિનય કરી શકે છે. તેવીજ રીતે શાન્ત રસમાં પણ અભ્યાસપાટવથી અભિનય કરી શકશે. વળી કોઈ કહેશે કે ગીત, વાદ્યાદિ શાન્ત રસ વિરોધી વસ્તુઓ નાટકમાં હોવાથી વિષયવિમુખતારૂપ શાન્ત રસ શી રીતે ઉત્પન્ન થશે ? સમાધાન એવું છે કે ફળબળથી, અર્થાત્ શાન્ત રસનો અનુભવ થાય છેજ તેથી ગીતવાદ્યાદિ એમાં વિરોધી છે એવું કલ્પનામાં આવતું નથી. આ પ્રમાણે શાન્ત નામનો નવમો રસ છેજ. ભરત મુનિએ અમંગલરૂપ નિર્વેદને વ્યભિચારિભાવમાં પ્રથમ મૂક્યો છે તે નિર્વેદ એ શાન્ત રસમાં સ્થાયિભાવ પણ છે એમ દર્શાવવાને માટેજ **સંગીતરત્નાકર**માં છેલ્લા અધ્યાયમાં કહ્યું છે કે આઠજ રસ નાટ્યમાં છે એમ કેટલાક કહે છે તે ઠીક નથી, કેમકે નટને કોઈ પણ રસની અભિવ્યક્તિ થતીજ નથી; અર્થાત્ નાટ્યમાં પણ શાન્ત રસ છે એમ વ્યવસ્થા કરી છે.[2]

---

१ शान्तस्य शमसाध्यत्वान्नटे च तदसंभवात् ।
अष्टावेव रसा नाट्ये न शान्तस्तत्र युज्यते॥

२ अष्टावेव रसा नाट्येष्विति केचिदचूचुदन् ।
तदचारु यतः कंचिन्न रसं स्वदते नटः ॥

संगीतरत्नाकर

નાગેશ કહે છે તેમ **પ્રબોધચન્દ્રોદય**ને પણ તેટલાજ માટે નાટક તરીકે સ્વીકાર્યું છે.

**૩૪. જુદા જુદા રસોનાં સ્વરૂપો :—**

શૃંગાર રસમાં સ્ત્રી, પુરુષ, ચન્દ્રિકા આદિ વિભાવ છે, સ્તંભ, સ્વેદ, કટાક્ષ આદિ અનુભાવ છે, જુગુપ્સા, આળસ ને ઉગ્રતા સિવાય બીજા બધા વ્યભિચારી ભાવ છે, ને સંભોગ કે વિપ્રલંભ નામની રતિ એ સ્થાયી ભાવ છે.

હાસ્યરસમાં વિકૃત વેષ આદિ વિભાવ છે, નયનવિકાસ, અશ્રુપાત આદિ અનુભાવ છે, લજ્જા આદિ વ્યભિચારિભાવ, છે ને હાસ એ સ્થાયી ભાવ છે.

કરુણ રસમાં પિતૃમરણ આદિ વિભાવ દૈવની નિન્દા, અશ્રુપાત આદિ અનુભાવ, દૈન્ય આદિ વ્યભિચારી ભાવ, ને શોક એ સ્થાયી ભાવ છે.

રૌદ્ર રસમાં શત્રુદર્શન આદિ વિભાવ છે, સ્વેદ, નિર્ભર્ત્સના આદિ અનુભાવ, અમર્ષ આદિ વ્યભિચારી ભાવ, ને ક્રોધ એ સ્થાયી ભાવ છે.

વીર રસમાં પ્રતિમલ્લનું દર્શન આદિ વિભાવ છે, રોમાંચ, ખડ્ગકંપના, આદિ અનુભાવ, હર્ષ આદિ વ્યભિચારી ભાવ, ને ઉત્સાહ એ સ્થાયી ભાવ છે.

ભયાનક રસમાં પ્રતિભટદર્શન આદિ વિભાવ, કમ્પ, બીધેલી આંખથી જોવું આદિ અનુભાવ છે, દીનતા આદિ વ્યભિચારી, ને ભય એ સ્થાયી ભાવ છે.

બીભત્સ રસમાં સડેલી, ગધાતી વસ્તુનું કે શબનું દર્શન આદિ વિભાવ છે, નાક બંધ કરવું, વૈવર્ણ્ય આદિ અનુભાવ, મોહ આદિ વ્યભિચારી, ને જુગુપ્સા એ સ્થાયી ભાવ છે.

અદ્ભુત રસમાં વિચિત્રવસ્તુદર્શન આદિ વિભાવ છે, સ્તંભ વિસ્તારેલી આંખથી જોવું, વગેરે અનુભાવ છે, વિતર્ક આદિ વ્યભિચારી, ને વિસ્મય એ સ્થાયી ભાવ છે.

શાન્ત રસમાં સંસાર ભંગુર છે એવો વિચાર આદિ વિભાવ. રોમાંચ, નયનની સ્થિરતા આદિ અનુભાવ છે, ધૃતિ આદિ વ્યભિચારી, ને નિર્વેદ એ સ્થાયી ભાવ છે.

**૩૫. રસ વિષે રાજાનો મત :—**

રાજા એટલે **ભોજરાજા** એકલો શૃંગાર રસજ સ્વીકારે છે. **શૃંગાર-**

પ્રકાશમાં તે કહે છે કે [1]વીર, અદ્‌ભુત આદિ જે રસ તરીકે પ્રસિદ્ધ છે, તે, વડના ઝાડમાં ક્ષયની પ્રથા છે તેવું છે. ગતાનુગતિક ન્યાયથી એ ચાલ્યું જાય છે. એ પ્રથા નિવૃત્ત કરવાનો આ અમારો પરિશ્રમ છે. વિદ્વાનોએ તો શૃંગાર, વીર, કરુણ, અદ્‌ભુત, હાસ્ય. રૌદ્ર, બીભત્સ, વત્સલ, ભયાનક, ને શાન્ત એવા દસ રસ કહ્યા છે; પણ રસનંક્રિયા—સ્વાદ અનુભવવાની ક્રિયા શૃંગારજ કરે છે, માટે શૃંગારનેજ એકલાને અમે રસ માનીએ છીએ.

### ૩૬. શૃંગારના પ્રકાર :—

શૃંગારરસના સંભોગ ને વિપ્રલંભ એવા બે પ્રકાર છે. અયોગ, વિપ્રયોગ, ને સંભોગ, એવા ત્રણ પ્રકાર પણ કેટલાક પાડે છે. વિયોગમાં જે રતિ તે વિપ્રલંભ. પૂર્વરાગ, માન, પ્રવાસ, ને કરુણ એવા વિપ્રલંભના ચાર પ્રકાર છે. સંયોગ થતા પહેલાં પરસ્પર દર્શનથી કે સંભાષણથી જે પ્રેમનું બીજ રોપાય છે તે દશા તે પૂર્વરાગ.[2] જો એ પૂર્વરાગ સ્થિર હોય, ને ગળીના રંગની પેઠે જતો ન રહે તો તેને નીલીરાગ કહે છે, કસુંબાના રંગની પેઠે બાહ્ય હોય તો કુસુંભરાગ, ને મજીઠના રંગની પેઠે જતો રહે તોપણ શોભે તો મંજિષ્ઠારાગ કહે છે.[3] ક્રોધથી વિયોગ થાય, તો તે દશામાં વિપ્રલંભ માન

---

१ वीराद्भुतादिषु च येह रसप्रसिद्धिः ।
सिद्धा कुतोऽपि वटयक्षवदाविभाति ।
लोके गतानुगतिकत्ववशादुपेता-
मेतां निवर्तयितुमेष परिश्रमो नः ॥
शृङ्गारवीरकरुणाद्भुतहास्यरौद्र-
बीभत्सवत्सलभयानकशान्तनाम्नः ।
आम्नासिषुर्दश रसान् सुधियो वयं तु
शृङ्गारमेव रसनाद्रसमामनामः ॥ शृङ्गारप्रकाश

२ श्रवणाद्दर्शनाद्वापि मिथः संरूढरागयोः ।
दशाविशेषो योऽप्राप्तौ पूर्वरागः स उच्यते॥ साहित्यदर्पण

३ नीलीकुसुम्भमञ्जिष्ठाः पूर्वरागोऽपि च त्रिधा ।
न चातिशोभते यन्नापैति प्रेम मनोगतम् ॥
तन्नीलीरागमाख्यान्ति यथा श्रीरामसीतयोः ।

કહેવાય છે. એ કોપ પણ પ્રણયકોપ હોય, કે ઈર્ષ્યાકોપ હોય. પ્રણયકોપ હોય તો પ્રણયમાન ને ઈર્ષ્યાકોપ હોય તો ઈર્ષ્યામાન કહેવાય છે.[1] કામને લીધે, શાપથી, કે સંભ્રમથી પ્રવાસમાં જવાથી વિયોગ થાય તે પ્રવાસ વિપ્રલંભ કહેવાય છે. કામી સ્ત્રીપુરુષયુગલમાંથી એકનું મરણ થાય, ને અન્યને જે શોક થાય તે લોકાન્તરમાં પુનઃસંયોગ થવાની આશાવાળો હોય તો કરુણ વિપ્રલંભ કહેવાય છે. જો પુનઃસંયોગ થવાની આશા ન હોય તો કરુણ રસ કહેવાય છે.

**૩૭. વીર રસના પ્રકાર:—**

વીર રસના દાનવીર, ધર્મવીર, દયાવીર, ને યુદ્ધવીર એવા ચાર વિભાગ છે.

દેવ, દ્વિજ, ગુરુપુત્ર, મિત્ર આદિને વિષે જે રતિ હોય છે તે, સ્ત્રી પ્રતિની રતિ પણ પરિપુષ્ટ ન થઈ હોય તો તે, કે અન્ય સ્થાયિભાવ પણ પરિપુષ્ટ ન થયો હોય તો તે, તેમજ કોઈ વ્યભિચારી ભાવ વિભાવાદિથી પરિપુષ્ટ થવાથી ગૌણ રહેતો નથી, પ્રધાન થાય છે તો તે ભાવ કહેવાય છે. આ પ્રમાણે દેવાદિ સર્વ રતિ, કાન્તાદિ વિષય, અપુષ્ટરતિ, રસાવસ્થા પ્રાપ્ત ન થયલા એવા હાસાદિ સ્થાયી ભાવો, અને પ્રાધાન્યે વ્યંજિત થયલા વ્યભિચારી ભાવ એ સર્વને ભાવ કહે છે.[क]

**૩૮. રસાભાસ ને ભાવાભાસ:—**

રસ ને ભાવનું અનૌચિત્ય તે રસાભાસ ને ભાવાભાસ. ઉપનાયકને વિષે રહેલી રતિ, કે મુનિપત્ની કે ગુરુ પ્રતિ રતિ, બહુ નાયક વિષેની રતિ, અન્યોન્ય-

---

कुसुम्भरागं तं प्राहुर्यदपैति च शोभते ।
मञ्जिष्ठारागमाहुस्तं यन्नापैत्यति शोभते ॥ साहित्यदर्पण

१ द्वयोः प्रणयमानः स्यात् प्रमोदे सुमहत्यपि ।
प्रेम्णः कुटिलगामित्वात् कोपो यः कारणं विना ॥
पत्युरन्यप्रियासङ्गे दृष्टेऽथानुमिते श्रुते ।
ईर्ष्यामानो भवेत् स्त्रीणां तत्र त्वनुमितिस्त्रिधा ॥
उत्स्वप्नायितभोगाङ्कगोत्रस्खलनसंभवा ॥ साहित्यदर्पण

क संचारिणः प्रधानानि देवादिविषया रतिः ।
उद्बुद्धमात्रः स्थायी च भाव इत्यभिधीयते ॥ साहित्यदर्पण

નિષ્ઠ રતિ, તેમજ પ્રતિનાયકનિષ્ઠ કે અધમપાત્રગત કે પુરાગત રતિનો શૃંગારમાં અનુચિત માની છે માટે એવે સ્થળે રસ નથી, રસાભાસ છે. વિદ્યાધર પશુગત રતિને અનુચિત ગણુતો નથી. ગુરુ આદિ પ્રતિ કોપ, એ એ પ્રમાણે રૌદ્રરસમાં અનુચિત છે, અધમપાત્રનિષ્ઠ શમને શાન્ત રસમાં અનુચિત માન્યો છે. ગુરુ આદિને હસી કાઢવાથી હાસ્ય રસનો આભાસ થાય છે. બ્રહ્મવધાદિ માટે ઉત્સાહ કે અધમપાત્રગત ઉત્સાહને વીરરસમાં રસાભાસ માન્યો છે. તેમજ ઉત્તમ પાત્રમાં ભય એ ભયાનકમાં રસાભાસ થાય છે.[ख] એ પ્રમાણે અન્યત્ર સમજવું.

રસનું અનૌચિત્ય એજ તેના ભંગનું કારણ છે, અને ઔચિત્ય એજ પરમ ઉત્કર્ષ છે.

**૩૯. રસોદય ને ભાવોદય:—**

રસ એ પ્રધાન છે ને વ્યભિચારિભાવ ગૌણ છે. ક્વચિત્ વ્યભિચારી ભાવને પ્રધાન કરવાથી કાવ્યમાં ખૂબી આવે છે. રાજાની પાછળ હમેશ સેવક જાય છે, પણ સેવકના વિવાહમાં રાજા સેવકની પાછળ જાય છે, તેમાં જેમ પ્રાધાન્ય સેવકનું છે, તેમ ભાવનું પ્રાધાન્ય છે. રસ મુખ્ય છે, તોપણ ભાવો અંગી થાય છે. રસના ઉદ્દીપક હોવાથી ઉપકારક છે. આ ભાવ-શાન્તિ ને ભાવોદય કહેવાય છે. ભાવની શાન્તિ જેમાં વર્ણવી હોય તે ભાવશાન્તિ ને ઉદય વર્ણવ્યો હોય તે ભાવોદય છે. બે ભાવોને પરસ્પર સ્પર્ધી તરીકે વર્ણવ્યા હોય તે ભાવસંધિ કહેવાય છે; ને જેમાં પૂર્વ પૂર્વનો બાધ કરનાર ઉત્તરોત્તર ભાવો વર્ણવ્યા હોય તે ભાવશવલતા કહેવાય છે[ग]

---

ख उपनायकसंस्थायां मुनिगुरुपत्नीगतायां च ।
बहुनायकविषयायां रतौ तथानुभयनिष्ठायाम् ।
प्रतिनायकनिष्ठत्वे तद्वदधमपात्रतिर्यगादिगते ।
शृङ्गारेऽनौचित्यं रौद्रे गुर्वादिगतकोपे ॥
शान्ते च हीननिष्ठे गुर्वाद्यालम्बने हास्ये ।
ब्रह्मवधाद्युत्साहेऽधमपात्रगते तथा वीरे ॥
उत्तमपात्रगतत्वे भयानके ज्ञेयमेवमन्यत्र ॥ साहित्यदर्पण

ग अनौचित्यादृते नान्यद्रसभङ्गस्य कारणम् ।
प्रसिद्धौचित्यबन्धस्तु रसस्योपनिषत् परा ॥ ध्वन्यालोक

**૪૦. લાગણીની આવશ્યકતા:—**

આ પ્રમાણે અસંલક્ષ્યક્રમ વ્યંગ્ય ધ્વનિના વિભાગોનું વિવેચન સમાપ્ત થયું. અહિં એટલું સમજવાનું છે, કે સંસ્કૃત આલંકારિકોએ મનની સ્થિતિ એટલે ભાવ કે લાગણીનું બહુ સારૂં પૃથક્કરણ ને વિવેચન કર્યું છે. એમાંની કેટલીકને મુખ્ય ને કેટલીકને ગૌણ કહી છે. વળી, એનું કવિતામાં વર્ણન કેવો અલૌકિક આનન્દ ઉત્પન્ન કરે છે, સહૃદયના મનને તદ્રૂપ બનાવી દઈ, બ્રહ્માણ્ડાસ્વાદની પેઠે રસાસ્વાદ કરાવે છે, પાત્રની સાથે વિલાસ કરાવે છે, આનન્દમાં પ્રફુલ્લિત કરે છે, શોકમાં ડુબાવી દે છે, હસાવે છે, રડાવે છે, શૌર્ય ઉત્પન્ન કરે છે, ભયગ્રસ્ત બનાવી દે છે, એમ અનેક ભાવોનો અનુભવ કરાવે છે, એ સર્વ આલંકારિકોએ બહુ સારી રીતે દર્શાવ્યું છે તેમજ એ વિવેચનથી કવિતાના સ્વરૂપનું પણ બહુ સારૂં ભાન કરાવ્યું છે. સાર એટલોજ છે, કે જેનામાં લાગણીની વાસના નથી તેનામાં લાગણી ઉત્પન્ન થવાની નથી, ને એવા જડ પુરુષને કાવ્યમાંથી આનન્દ મળવાનો નથી. પરન્તુ વાસનાવાળા સહૃદયનું મન જે કવિતા વાંચવાથી તદ્રૂપ બની જાય, એટલું બધું તલ્લીન થાય કે તે સમયે તેને બીજી કોઈ વસ્તુની પ્રતીતિજ ન થાય એવી ઉત્તમ જેમાં રસની ઝમાવટ, શબ્દની ને અર્થની ચમત્કૃતિ હોય તેજ ઉત્તમ કાવ્ય છે.

ગુણીભૂતવ્યંગ્યના વિભાગો આવા પ્રસિદ્ધ નથી. ચિત્રકાવ્યના અનેક વિભાગ છે; કેમકે શબ્દાલંકાર ને અર્થાલંકાર તેનો વિષય છે. આ ટૂંકા લેખમાં એનું વિવરણ કરી શકાય નહિ. આ પ્રમાણે દૃશ્ય કાવ્યને લગતી કેટલીક હકીકત સમાપ્ત થાય છે.

**૪૧. ગુર્જર કાવ્યોમાંથી ઉદાહરણો:—**

લેખ લાંબો થયો છે, ને ગુણ, દોષ, તેમજ રસનાં જુદાં જુદાં યોગ્ય ઉદાહરણો આપી તે પર વિવેચન કરવાથી ઘણો લાંબો થાય, માટે ગુજરાતી કવિતામાંથી એચાર દાખલા આપી તેના થોડાક ગુણદોષ બતાવી લેખ સમાપ્ત કરીશ.

મને વ્હાલી લાગી, પ્રથમ મળતાં હું તુજ થયો,
હસ્યું તારૂં મોં ને તુજ સ્મિત મહીં હું મળી રહ્યો;

તને ભેટું એવી મમ હૃદય ઇચ્છા કરી રહ્યું,
વળી તારાં નેત્રો અનુકૂળ દીઠાં ને ચળી ગયું.

આ કલાપીનું કવિતાકામિનીનું વર્ણન છે. એમાં સંભોગ શૃંગાર રસ છે. કવિતા એ આલંબન વિભાવ છે, હર્ષ, ઔત્સુક્ય અને આવેગ એ વ્યભિચારી ભાવ છે, ને કવિતા પ્રતિ રતિ એ સ્થાયિભાવ છે. ' પ્રથમ મળતાં વારને' તું મને વ્હાલી લાગી ' એમ કહી કવિએ પૂર્વરાગ વર્ણવ્યો છે; કેમકે એમાં પરસ્પર દર્શનથી પ્રેમનું બીજ રોપાયું છે. ' હું તુજ થયો ' ને ' તુજ સ્મિત મહીં હું મળી રહ્યો ' એ શબ્દોથી હર્ષ, ' ભેટું એવી મમ હૃદય ઇચ્છા કરી રહ્યું ' એથી ઔત્સુક્ય ને ' ચળી ગયું ' એથી આવેગ કે ચપળતા, એમ વ્યભિચારી ભાવોનું સૂચન છે. મારૂં હૃદય તને આલિંગન કરવાને તત્પર હતું, એટલામાં વળી તારી દૃષ્ટિ મારી તરફ અનુકૂલ દીઠી એટલે તો તે ચળી ગયું, અત્યન્ત આવેગમાં આવી ગયું. વળી, ' ચળી ગયું ' એમાં શૃંગારની ઉન્માદ અવસ્થાનો ધ્વનિ છે.[1] આ કાવ્યમાં પરસ્પર રતિ વર્ણવી છે. કવિતાનો પણ કવિ પ્રતિ પ્રેમ વર્ણવ્યો છે; એમાં કવિ આલંબન વિભાવ છે, હાસ્ય ને અનુકૂળ દૃષ્ટિક્ષેપ એ અનુભાવ છે. હર્ષ ને ઔત્સુક્ય એ વ્યભિચારી ભાવ મુખના હાસને અનુકૂળ નેત્રમાંથી વ્યંગ્ય થાય છે. આમ પરસ્પર રતિ છે, તોપણ નાયકની રતિ એ વિશેષ હૃદયંગમ છે ને તેજ ચર્વણાનો વિષય છે.

આ કાવ્યમાં પ્રથમ કવિએ હાસ્ય વર્ણવ્યું છે, ને તેનો નિર્દેશ પુનઃ કરતી વખતે શબ્દ બદલી સ્મિત શબ્દ પ્રયોજ્યો છે. એથી કોઈ ધારશે કે કવિએ પુનરુક્તિદોષ ન થાય માટે એમ શબ્દ બદલ્યો છે; પણ તે ધારવું યુક્ત નથી. પુનરુક્તિ એ અનિત્ય દોષ છે. આ સ્થળે એકજ પદની જરૂર છે; માટે પુનરુક્તિ એ દોષ નથી, પણ ગુણ છે. આમ શબ્દ બદલવાથી ઔચિત્યમાં ક્ષતિ થાય છે, ને અનુચિતત્વ દોષ થાય છે.

---

१ चक्षुः प्रीतिर्मनः सङ्गः सङ्कल्पोऽथ प्रलापिता ।
जागरः कार्श्यमरतिर्लज्जात्यागोऽथ संज्वरः ॥
उन्मादो मूर्च्छनं चैव मरणं चरमं विदुः ।
अवस्था द्वादश मताः कामशास्त्रानुसारतः ॥

સ્મિત એટલે માત્ર નયનનો વિકાસ, મોં મલકાવવું, હાસ્ય એટલે સહેજ દાંત દેખાય એવી રીતે હસવું તે. એથી વધારે અવાજ સાથેના હસવાને વિહસિત કહે છે, માથું ને બીજાં અંગ હલાવીને ખૂબ હસવું તે ઉદ્ધસિત કહેવાય છે; હસતાં હસતાં આંસુ વહે તેને અપહસિત ને બધાં અંગ અફાળીને ગાંડા માણસની પેઠે અતિશય હસવું તે અતિહસિત કહેવાય છે. આમાંના પહેલા બે પ્રકારને ઉત્તમ, બીજા બેને મધ્યમ, ને છેલ્લા બેને અધમ કહે છે.[1] આ પ્રમાણે સ્મિત અને હાસ્યનો ભેદ છે, છતાં બેને પર્યાય શબ્દ તરીકે કવિએ વાપર્યા છે, તેથી રસનો અપકર્ષ થાય છે.

કવિતાના સંબંધમાં અર્થ એવો નીકળે છે, કે તને જોતાં વાર તું મને પ્રિય થઈને હું તને વશ થઈ ગયો, તારૂં પદ લાલિત્યને માધુર્ય જોઈ હું તેમાં એકરૂપ થઈ ગયો, મારા હૃદયની ઇચ્છા તારાં અંગેઅંગ સાથે એકરૂપ થવા થઈ, અર્થાત્, તારા દરેક ભાવથી મારા હૃદયમાં સમાનભાવ થયો ને વળી તું મારી વૃત્તિને ઘણી અનુકૂળ પડવાથી હું તારે વિષે ઘણો ઉત્સુક થયો, કવિતા કરવાની મને તીવ્ર ઇચ્છા થઈ, હું જાણે એમાં ગાંડા જેવો થઈ ગયો.

આ પદ્યનું વૃત્ત પણ શૃંગાર રસને અનુકૂળ છે.

× × × × ×

કવિ **નર્મદે** શૃંગારરસના દૃષ્ટાન્ત તરીકે નીચેનું કવિત આપ્યું છે.

ફુલ બાગ ચાંદાનગે સુવાસે ઠરી રહ્યાં ને,
ડૂમરી ઠમકી ઉડે, ઠરે નહિ માનરે,
પિવાએ પવાએ પ્યાલા નેનતણા મ્હાલે બાલા,
મદ ને મદનચાળા બાળે છુટે ધામરે,
ગાયન કરાવી બંધ ઉઠ્યાં ત્યાંથી કામઅંધ,
ઘોડાઓ દોડાવી ખૂબ જાએ નિજ ધામરે,

---

१ स्मितमिह विकसन्नयनं किंचिल्लक्ष्यं द्विजं हसितम् ।
मधुरस्वनं विहसितं साङ्गशिरःकम्पमुद्धसितम् ।
अपहसितं सास्राक्षं विक्षिप्ताङ्गं भवत्यतिहसितम् ।
द्वे द्वे हसिते चैषां ज्येष्ठे मध्येऽधमे क्रमशः ॥

વિલાસી નરનારી રંગીલાં રસીલાં ભારી,
ફીધાં વના રચ્યાં હશે કોકતણાં કામરે ?

આમાં પણ શૃંગાર રસ વ્યંગ્ય છે. વિલાસી નર ને નારી આલંબન વિભાવ છે; સુવાસથી ખીલી રહેલા ફુલબાગ ને ચાંદની તેમજ ગાયન ઉદ્દીપન વિભાવ છે. પ્યાલા પીવા ને પાવા, કટાક્ષ તેમજ મદનવિલાસ એ અનુભાવ છે. ઘામ એ સાત્ત્વિક ભાવ છે. ઔત્સુક્ય, હર્ષ, આવેગ, ધૃતિનો અભાવ, ચાપલ્ય આદિ વ્યભિચારી ભાવ છે. પરસ્પર પ્રેમ એ સ્થાયી ભાવ છે, ને તે પરિપુષ્ટ થઇ સંભોગ શૃંગારરસને વ્યંગ્ય થાય છે. અહિં કવિત વૃત્ત એ શૃંગારરસને પ્રતિકૂળ છે; એ વૃત્ત વીરરસને પોષે છે. શૃંગારને નહિ. તેમજ ' ઠૂમરી ઠમકી ઉડે ઠરે નહિ માનરે ' એમાં કવિએ અનુપ્રાસ આણ્યો છે તોપણ માધુર્યને એ વર્ણો પ્રતિકૂળજ છે. તેથી શૃંગારરસમાં ક્ષતિ થાય છે એમ સમજવાનું છે.

* * * *

જુદા થાતાં મુખ તુજ હતું ગ્લાનિરૂપે છેવાયું,
સ્વપ્નામાં એ નિરખું છબી તો આંસુડાં ઢાળતો હું,
હૈયામાં એ ચિતરી કદિ હું હાસ્ય તારૂં શક્યો ના,
રોતો હું ને રડતી પ્રિય તું એજ ચિત્રો હતાં ત્યાં.

આ પદ્ય કલાપીનું છે. એમાં વિપ્રલંભશૃંગાર વ્યંગ્ય છે. વિયોગી પ્રવાસથી થયો છે. સ્ત્રી એ આલંબન વિભાવ છે, ગ્લાનિવાળું મુખ ને સ્વપ્નમાં છબીનું દર્શન એ ઉદ્દીપન વિભાવ છે, આંસુ એ સાત્ત્વિક ભાવ છે, તારી ને તારી ચિન્તા, સ્મરણ સ્વપ્નમાં તર્ક આદિ વ્યભિચારી ભાવ છે, ને એ બધાથી પરિપુષ્ટ થયલી વિયોગમાં રતિ એ સ્થાયી ભાવ રસરૂપ બને છે. વિયોગથી થતો શોક એટલો બધો પ્રબળ હતો, કે સંયોગસમયના હાસ્યનું ચિત્ર હૃદયમાં આવતુંજ નહિ, માત્ર વિયોગસમયે બન્ને કામીઓને જે અશ્રુપાત થયો હતો, તેનુંજ ચિત્ર હૃદયમાં હતું.

* * * *

ફાની છે આ જગત સઘળું અન્ન આ જીવવાને,
જે છે તે ના ટકી કદિ રહે સર્વદા કાળ ક્યાંએ,

શોધી લેને પ્રિય પ્રિય સખે! સર્વદા જે રહેશે,
આશા તૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને.

આમ બિલ્વમંગળને તેની પ્રિયા કહે છે. આમાં શાન્તરસ વ્યંગ્ય છે. અહિ મિથ્યા તરીકે વિચારાતું જગત્ એ આલંબન વિભાવ છે; ધૃતિ ને હર્ષ વ્યભિચારી ભાવ છે, ને નિર્વેદ એ સ્થાયી. એ પ્રમાણે શાન્ત રસ બને છે. આ સર્વ જગત્ મિથ્યા છે. બધું નાશવંત છે, માટે જે સર્વ કાળ રહે તે શોધ ને વિભવસુખની તૃપ્તિની આશા છોડી દે; કેમકે તે તુચ્છ છે. ઈશ્વરચિન્તનનું સુખ જે નિત્ય છે, તેવું વિભવસુખ નથી. 'તુચ્છ' વિશેષણ સાભિપ્રાય છે, સહેતુક છે, વિભવસુખ નશ્વર છે, માટે તેને તુચ્છ કહી, તે ઉપરથી મન ખસેડી લેવાનો ઉપદેશ કર્યો છે. વળી જે વસ્તુ સર્વદા રહે એવી વસ્તુ પર પ્રેમ કર, તેને તારી પ્રિય બનાવ. 'પ્રિય' વિશેષણ પણ આ રીતે સાભિપ્રાય ને પુષ્ટાર્થ છે. તેમજ 'પ્રિય સખે' એ વિશેષણ પણ તેવુંજ છે. તું મારો પ્રિય મિત્ર છે, માટે તને પ્રિય હોવી જોઈએ એવી વાત કહું છું. યમકાલંકારથી આ પ્રમાણે રસની પુષ્ટિ થાય છે.

## ૪૨. પ્રસ્તુત લેખના ઉદ્દેશો:—

સાહિત્યપરિષદ્‌માં કાવ્યશાસ્ત્ર વિષે લેખ લખવાના મારા બે ઉદ્દેશ છે. એક એ, કે એ વિષયને લગતું ઉપયોગી જ્ઞાન સંક્ષેપમાં એકત્ર કરવું; તેથી એ વિષયના સંસ્કારી અભ્યાસકને લાભ થાય. કાવ્યશાસ્ત્ર વિષે મેં કેટલુંક આગલા વર્ષોનાં 'શાળાપત્રો'માં લખ્યું છે. ત્યાર પછી એ વિષય પર ફરી લખવાનો સ્થળના સંકોચને લીધે ને અન્ય કારણોને લીધે અવકાશ ન મળ્યો, ત્યારે કેટલા સંસ્કારી શિક્ષકોને એ વિષય ઘણો રસિક થઈ પડ્યો હતો, તેમના તરફથી એ વિષે લેખ જારી રાખવાની મને માગણી થઈ હતી. આ વિષયની સર્વ ઉપયોગી હકીકત એકત્ર કરી આ લેખ હવે પછી 'શાળાપત્ર'માં છાપવાથી તેવા ગુણગ્રાહી શિક્ષકોને પણ તે પ્રિય થઈ પડશે. બીજો ઉદ્દેશ એવો છે, કે હાલના ગુર્જર ભાષાના લેખકો ને કવિઓને પોતાની ફરજ વિષે કંઈક ભાન થાય. હાલનાં ગુજરાતી ભાષાનાં કાવ્યો ઘણે ભાગે નીરસ, અનેકદોષદૂષિત,

લલિતપદરહિત, ક્લિષ્ટ રચનામય, ક્લિષ્ટ કલ્પનામય, કે અપરિચિત કે અશિષ્ટ સંસ્કૃત શબ્દોથી પરિપૂર્ણ જોવામાં આવે છે. સંગીત ને કાવ્યને સમ્બન્ધ છે; પરન્તુ સાધારણ કાવ્યમાં સંગીત ઉતારવું એ યુક્ત નથી. અને કાવ્યમાં વૃત્તનો ભંગ, ને તેમાં નહિ તો યતિનો ભંગ ખરોજ. વળી તરેહવાર વૃત્તો ને રાગો અનેક વૃત્તોનું જુદા જુદા પદોમાં સંમિશ્રણ કરવામાં જાણે કાવ્યની ખૂબી પરિસમાપ્ત થતી હોય એમ કેટલાક વિદ્વરો માનતા જણાય છે. તેઓ શિરસાવન્દ્ય છે; પરન્તુ એટલું તો સર્વવિદિત હોવુંજ જોઈએ અને નિર્વિવાદ છે કે એવાં કાવ્યો લોકપ્રિય નહિજ થાય. આવા કવિઓને, રા. નવલરામભાઈએ આપણા આજકાલના નાનકડા કવિઓ અથવા ખરૂં કહીએ તો જોડકણું જોડનારાઓ કહ્યા છે તે વાસ્તવિકજ છે. માત્ર થોડીક કવિતાઓ વાંચવાથી કે પિંગળના નિયમો જાણ્યાથી કવિ થવાતું નથી. સ્વર્ગસ્થ નવલરામભાઈએ યુક્તજ કહ્યું છે કે 'અભ્યાસથી કવિ થવાતું નથી. અસાધારણ તર્કશક્તિ ને રસિકતા હોય તોજ કવિ થવાય. અભ્યાસ ને મહેનતથી હરકોઈ માણસ પિંગળબંધ બાંધી શકે, ને ઝડઝમકોના ઢગલા વાળે, પણ એવા બાલખેલથી રસિક લોક રીઝતા નથી. સાંભળનારનું હૈયુંજ ભેદે—ચાહે તો હસાવે, ચાહે તો રડાવે, ચાહે તો હથિઆર પકડાવે, ચાહે તો ભગાડે અને ચાહે તો શાન્ત કરી મૂકે તેજ કવિ.' આ વાત હાલના ઘણાખરા કવિઓના લક્ષમાં નથી.

કવિઓમાં કેવા ગુણો આવશ્યક છે તે વિષે ઉપર વિવેચન કર્યું છે એટલે તેની પુનરુક્તિની જરૂર નથી. પાશ્ચાત્ય વિદ્વાનો પણ એ કવિત્વબીજો સ્વીકારે છે. એથીજ શેક્સપીઅર જેવા અપ્રતિમ અંગ્રેજી કવિવરને ટીકાકારો 'પ્રાસાદિક.' ('Mellifluous Shakespeare') 'મધુજિહ્વ', ('honey-tongued Shakespeare') 'સહસ્રાત્મક', ('the thousand-souled Shakespeare,) એવાં વિશેષણો લાગુ પાડે છે. 'કાયદામાં નિપુણ પુરુષો કહે છે કે એ કાયદામાં ઘણો નિપુણ હતો. ધર્મવેત્તાઓ કહે છે કે એ સમર્થ ધર્મવેત્તા હતો, છાપવાના કામમાં કુશળ પુરુષો એ છાપનાર હોવો જોઈએ એમ કહે છે, અને

---

१ वंशवीर्यश्रुतादीनि वर्णयित्वा रिपोरपि ।
तज्जयाज्जायकोत्कर्षवर्णनं च धिनोति नः ॥ काव्यादर्श

ખલાસીઓ કહે છે કે ખલાસીના ધંધાની દરેક બાબતથી એ જાણીતો હતો.' અર્થાત્, વિસ્તીર્ણ અવલોકનથી એનામાં બહુ શાસ્ત્રદર્શિત્વ ને બહુશ્રુતપણું આવ્યાં હતાં. વર્ડ્ઝવર્થને માટે પણ શેર્પ કહે છે કે[2] તે દરેક ઈશ્વરી સૃષ્ટિનું બહુજ સૂક્ષ્મ રીતે અવલોકન કરતો હતો; તેનું હાર્દ સમજવા પ્રયત્ન કરતો; ઉપલક ઉપલક અવલોકનથી તે કદી તૃપ્ત થતો નહિ. તેના જોવામાં અને બીજા પુરુષોના જોવામાં ઘણો ભેદ હતો. તે કવિદૃષ્ટિથી જોતો હતો.

વર્ડ્ઝવર્થમાં માત્ર બુદ્ધિ હૃદય, કલ્પનાશક્તિ, ચિદ્વૃત્તિજ નહોતાં, એમાંનું ગમે તે કોઈ એકાકી એનામાં હતું એમ પણ નહોતું, પરન્તુ એ સર્વ એકરૂપ થઈ સાથે પ્રવૃત્તિ કરતાં હતાં. આ પ્રાણવાન્ આત્માને બળે એ કોઈ વસ્તુ જોતો તેને પૂરેપૂરી જોતો. તે વસ્તુના બાહ્યસ્વરૂપ કે ઉપાધિ સાથે કવિતામાં ગોથાં ખાતો નહોતો, પણ તેની દૃષ્ટિ તે વસ્તુના તત્ત્વ પર, તેના વાસ્તવિક સ્વરૂપ પર પડતી. વસ્તુનું જે તત્ત્વ અન્ય પુરુષોની નજર ચૂકવી ગયું હતું તે તેની દૃષ્ટિ નિહાળતી બાહ્ય સૃષ્ટિ પર તે પોતાની કલ્પના કે

---

1 'Lawyers say that he was a great lawyer, theologians, that he was an able divine, printers, that he must have been a printer; and seamen that he knew every branch of the sailor's craft.' Prof. Meiklejohn.

2 'Not the intellect merely, nor the heart, nor the imagination, nor the conscience, nor any of these alone, but all of them condensed into one and moving all together. In virtue of his vital soul, whatever he did see, he saw to the very core He did not fumble with the outside or the accidents of the thing, but his eye went at once to the quick—rested on the essential life of it. He saw what was there, but had escaped other eyes. He did not import into the outward world transient fancies or feeling of his own the 'pathetic fallacy' as it has been named, but he saw it as it exists in its permanent moral relations to the human spirit.' Shairp's 'Studies in Poetry and Philosophy.'

લાગણી જેને 'કરુણાભાસ' એવું નામ આપવામાં આવ્યું છે તેનો આરોપ કરતો નહોતો, પણ વસ્તુનું જે સત્ય સ્વરૂપ છે, અથવા મનુષ્યના આત્મા સાથે તેનો જે બોધદાયક નિત્ય સંબન્ધ છે તેજ તે બરોબર જોતો. સાર એટલોજ લેવાનો છે કે બધા સામાન્ય કવિઓમાં કંઈ વર્ડ્ઝવર્થ ને શેક્સપીઅર જેવી વસ્તુનું તત્ત્વ નીરખવાની કે મનુષ્યહૃદયની સૂક્ષ્મતમ વૃત્તિની પરીક્ષા કરવાની શક્તિ હોતી નથી; ને હોય એમ ધારી પણ શકાય નહિ; પરંતુ કવિની પ્રતિષ્ઠિત ને ઉચ્ચતમ પદવી પર આરૂઢ થવાનો પ્રયાસ કરતાં પહેલાં કેટલોક અભ્યાસ, સૃષ્ટિનું નિરીક્ષણ ને કાવ્ય ને કાવ્યશાસ્ત્રનું પરિશીલન તો આવશ્યક છેજ; અને તે માર્ગ તરફ અભ્યાસકવર્ગને વાળવા માટેજ આ પ્રયાસ છે. "ભાષા-શુદ્ધિ તથા શૈલી," જોડણી તથા વ્યાકરણની કેટલીક બાબતો, તેમજ હાલના આપણા ગુજરાતી સાહિત્યનું કેવું સ્વરૂપ છે, તેનાં કયાં અંગો અયોગ્ય રીતે પોષિત થયાં છે, અને તેને સમૃદ્ધ કરવાને કઈ કઈ બાબતોની અપેક્ષા છે, તે વિષે મેં જાહેર મેળાવડાઓમાં ને 'શાળાપત્ર'માં મારા વિચાર દર્શાવ્યા છે; તેથી આ પ્રસંગે કાવ્યશાસ્ત્ર સંબંધી સ્થૂળ દૃષ્ટિથી દિગ્દર્શન કરાવવા પ્રયાસ કર્યો છે. આશા છે કે એ ગુર્જરભાષાના સુજ્ઞ વાંચકોને ને અભ્યાસકોને કંઈક અંશે પણ ઉપયોગી થઈ પડશે.

---

## (૫)
## કાવ્ય ને શાસ્ત્રના વિનોદો

### ૧. પવિત્ર ને ઉચ્ચ આનંદ:—

**काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम्।**
**व्यसनेन तु मूर्खाणां निद्रया कलहेन वा ॥**

બુદ્ધિમાન્ પુરુષોનો વખત કાવ્ય ને શાસ્ત્રના વિનોદમાં જાય છે; મૂર્ખોનો તો વ્યસન, નિદ્રા, ને કલહમાં જાય છે.

શરીરને મિષ્ટાન્ન ભોજનથી દીવાળીના માંગલિક દિવસોમાં જેમ તૃપ્તિ મળે છે, તેમ મનને પણ વિનોદ મળે એવા ઉદ્દેશથી ઉપલો શ્લોક લક્ષમાં રાખી, તેમજ **प्रयोजनमनुद्दिश्य न मन्दोऽपि प्रवर्तते** (પ્રયોજનને ઉદ્દેશ્યા વિના—મનમાં ધાર્યા વિના—મન્દ પણ પ્રવૃત્ત થતો નથી) એ ન્યાયને અનુસારે, વિનોદની સાથે કંઈક ઉપદેશ પણ મળે તથા પવિત્ર દિવસે મનના વિચાર પવિત્ર થાય, એમ ધારી આ લઘુ લેખ લખ્યો છે.

વિષય અતિવિસ્તૃત છે. સાહિત્યનો ભંડાર ખૂટે એમ નથી. સૂર્યના અક્ષય્ય પાત્ર જેવો એ અક્ષય્યજ છે. જેમ અમૃત પીતાં કોઈ ધરાતું નથી તેમ કાવ્યામૃતરસનું અહોનિશ પાન કરતાં પણ તૃપ્તિ થાય એમ નથી. આવા લેખમાં એનું આચમનજ કરાવી શકાય. માંગલિક દિવસે વિચાર પવિત્ર માર્ગે જાય ને ઉચ્ચ આદર્શ જોઈ વાચકવર્ગ ને લેખકવર્ગને આનન્દની સાથે બોધ પણ મળે, એજ આશય રાખ્યો છે.

### ૨. કવિ કોણ લેખાય ?

વિનોદ કરવાનાં સાધનોમાં કાવ્ય ને આખ્યાયિકા સર્વોત્કૃષ્ટ મનાયાં છે. અમૃતરસથી જેવી તૃપ્તિ થાય તેવી કાવ્યામૃતથી થાય છે. એક કવિ કહે છે કે

**कान् पृच्छामः सुराः स्वर्गे निवसामो वयं भुवि।**
**किं वा काव्यरसः स्वादुः किं वा स्वादीयसी सुधा ॥**

સુર લોકો સ્વર્ગમાં વસે છે અને અમે પૃથ્વીમાં વસીએ છીએ, તેથી અમે કોને પૂછીએ કે કાવ્યરસ સ્વાદવાળો છે કે અમૃત તેથી અધિક સ્વાદવાળું છે ? વળી નીચેનો શ્લોક પણ એજ અર્થનો છે:—

**किं स्वर्गादधिकसुखं बन्धुसुहृत्पण्डितैः समं गोष्ठी।**
**सौराज्यशुद्धवृत्ति सत्काव्यरसामृतं स्वादु ॥**

આમાં પરિસંખ્યાલંકારથી કવિ કહે છે કે સ્વર્ગથી અધિક સુખવાળું શું છે? તેના જવાબમાં બે વાનાં કહે છેઃ–૧ બંધુ, મિત્ર, ને પંડિત સાથે ગોષ્ઠી; ૨ સૌરાજ્યના જેવી શુદ્ધ વૃત્તિ (૧ વર્તન, ૨ રચના) જેમાં છે એવું સ્વાદયુક્ત, સત્કાવ્યનું રસામૃત. આમાં બાન્ધવ, મિત્ર, ને પંડિત સાથે ગોષ્ઠી ને સત્કાવ્યરસામૃત એજ સ્વર્ગસુખ છે, અન્ય નથી એમ પરિસંખ્યા–નિયમ છે, માટે પરિસંખ્યાલંકાર છે. જે અન્ય, સ્વર્ગસુખ નથી એમ, નિષેધ્ય છે તે શબ્દથી સ્પષ્ટ કહ્યું નથી, માટે શાબ્દ નથી, પણ આર્થ–અર્થગમ્ય છે. પ્રશ્ન વગર પણ એ અલંકાર આવે છે. અહિં પ્રશ્નપૂર્વક છે. વળી **वृत्ति** શબ્દ બે અર્થમાં છેઃ જેમ સૌરાજ્યમાં શુદ્ધ વૃત્તિ–આચરણ હોય છે, તેમ સત્કાવ્યમાં શુદ્ધ વૃત્તિ–રચના હોય છે. એમ શ્લેષાલંકારથી અધ્યવસાય–ઐક્ય છે.

કાવ્ય એટલે કવિનું અલૌકિક કર્મ. માત્ર છન્દોબદ્ધ રચના એ કંઈ કાવ્ય નથી ને એવી રચના રચનાર કંઈ કવિ નથી. જેમ તેમ કરી કોઈ કવિની કૃતિનું અનુકરણ કરીને થોડાંક પદ્યો રચે તે કવિપદને યોગ્ય નથી.

**हठादाकृष्टानां कतिपयपदानां रचयिता**
**जनः स्पर्धालुश्चेदहह कविना वश्यवचसा।**
**भवेदद्यश्वो वा किमिह बहुना पापिनि कलौ**
**घटानां निर्मातुस्त्रिभुवनविधातुश्च कलहः ॥**

બળાત્કારે ખેંચેલાં–તાણી તૂસીને ઉત્પન્ન કરેલાં કેટલાંક પદ્યોનો રચનાર, જેને વાણી વશ છે એવા કવિ સાથે સ્પર્ધા કરવા ઇચ્છે, તો બહુ કહેવાનું શું પ્રયોજન? આજે કે કાલે, અહિં પાપી કલિયુગમાં, ઘડાના બનાવનાર ને ત્રિભુવનના નિર્માણ કરનારની વચ્ચે કલહ થાય!

અર્થાત્, થોડાંક પદ્યો જેમ તેમ બહુ પ્રયત્ને રચનાર કવિપદને યોગ્ય નથી. જો એવાને કવિ કહીએ તો કુંભાર પણ સ્રષ્ટા કહેવાય–સ્રષ્ટાની પદવીને

માટે કુંભાર ને બ્રહ્માની વચ્ચે કજીઓ થાય. સારાંશ, કે જેમ ઘડારૂપી થોડાક પદાર્થોનો નિર્માણ કરનાર સ્રષ્ટા કહેવાતો નથી, તેમ જેમ તેમ ઊભાં કરેલાં થોડાંક પદ્યો રચનાર કવિની ઉચ્ચ પદવીને યોગ્ય નથી. કવિને વાણી વશ હોવી જોઈએ. જેમ ભવભૂતિ પોતાને વિષે કહે છે તેમ—

**यं ब्राह्मणमियं देवी वाग्वश्येवानुवर्तते ।**

(જે બ્રાહ્મણને આ સરસ્વતી દેવી વશ રહેલી સ્ત્રીની પેઠે અનુસરે છે) વાણી સ્વાધીન જોઈએ.

**परश्लोकान् स्तोकाननुदिवसमभ्यस्य ननु ये**
**चतुष्पादीं कुर्युर्बहव इह ते सन्ति कवयः ।**
**अविच्छिन्नोद्गच्छज्जलधिलहरीरीतिसुहृदः**
**सुहृद्या वैशद्यं दधति किल केषांचन गिरः ॥**

થોડાક પારકાના શ્લોકોનો પ્રતિદિન અભ્યાસ કરી ચાર પાદ જેઓ બનાવે છે એવા તો કવિઓ—કવિની ગણનામાં આવવા ઇચ્છનારા ઘણા છે; પણ, ખરેખર, થોડાકનીજ વાણી અવિચ્છિન્ન—અટકાવ વગર ઊંચે ચડતી સમુદ્રનાં મોજાંની રીતિના જેવી છે. અર્થાત્, જેમ સમુદ્રની લહરી અવિચ્છિન્ન રીતે ઊંચે ચઢે છે, તેમ તેમની કલ્પના કંઈ પણ પ્રતિબન્ધ વગર ઊંચે ચાલી જાય છે તેથીજ અતિરમણીય ને વિશદ—વિસ્પષ્ટ છે. સારાંશ કે માત્ર અન્ય કવિની કવિતાના અભ્યાસથી કે પિંગળ કે ગાયનના જ્ઞાનથી સારાં કાવ્ય રચી શકાતાં નથી. તેમજ સારાં કાવ્યમાં કવિની કલ્પના ઊંચે ઊડે, મોજાંની પેઠે ઊછળે. પણ તેનીજ સાથે તે રમણીય ને પ્રાસાદિક હોવી જોઈએ.

કાવ્યનું લક્ષણ આપવામાં સંસ્કૃત આલંકારિકો એકમત થયા નથી. કોઈ શબ્દને પ્રાધાન્ય આપે છે, તો કોઈ અર્થને ને કોઈ શબ્દને અર્થ બંનેને, કોઈ રીતિનું પ્રાધાન્ય ગણે છે તો કોઈ રસનું; પણ એટલું તે નક્કીજ છે કે કાવ્યમાં અર્થગાંભીર્ય ને શબ્દચમત્કૃતિ બંને હોવાં જોઈએ. કલ્પના ગમે તેવી ઊંચી હોય તોપણ તે વિશદ—સુસ્પષ્ટ હોવી જોઈએ. રસમાં ક્ષતિ ન આવવી જોઈએ. ઔચિત્ય બરાબર જળવાવું જોઈએ.

'अनौचित्यादृते नान्यद्रसभङ्गस्य कारणम्।
प्रसिद्धौचित्यबन्धस्तु रसस्योपनिषत् परा'॥

અનૌચિત્ય-ઔચિત્ય કે યોગ્યતાનો અભાવ-એ સિવાય રસભંગનું બીજું કંઈ કારણ નથી, પ્રસિદ્ધ ઔચિત્યવાળી રચના એજ રસને શ્રેષ્ઠ રીતે પ્રતિપાદન કરે છે, જેમ ઉપનિષદ્ બ્રહ્મને પ્રતિપાદન કરે છે તેમ. જે વાંચવાથી તરતજ વાચ્યાર્થ કરતાં વ્યંગ્યાર્થ વધારે ચમત્કારી લાગે તેજ ઉત્તમ કે ધ્વનિ કાવ્ય છે. વ્યંગ્ય અર્થની વધારે ખુબી જોઈએ એ વાત ખરી છે; પણ વ્યંગ્ય અર્થ કોઈનો-સહૃદયના પણ ધારવામાં ન આવે એવી કિલષ્ટ કલ્પનાવાળો ન જોઈએ. વડ્ઝવર્થ કવિની કવિતામાં એવો વ્યંગ્યાર્થ રહેલો છે, પણ તેની શબ્દચમત્કૃતિમાં કે વૈશદ્યમાં કોઇ પણ પ્રકારનો વાંધો નથી.

શેર્પ 'કાવ્ય ને તત્ત્વજ્ઞાનના અભ્યાસ' નામના પોતાના પુસ્તકમાં લખે છે કે For what is best in him lies not on the surface but in the depth. It is so far hidden that it must needs be sought for. Not that his language is obscure. For what he has to say is expressed for the most part in words as well ordered, as luminous, as adequate as any words in which thought so subtle and so deep has ever clothed itself. But many of his thoughts are of such a nature, so near, yet so hidden from men's ordinary ways of thinking that the reader, ere he apprehend them, must needs himself go through somewhat of the same processes of feeling and reflection as the poet himself passed through in creating them'—અર્થાત્, વર્ડ્ઝવર્થના કાવ્યમાં જે ઉત્તમ છે તે વાચ્યાર્થમાં નથી, ઉપરના તલપ્રદેશમાં નથી, પણ વ્યંગ્યાર્થમાં છે, છેક ઉંડાણુમાં રહેલું છે. તે એટલું ગૂઢ છે કે શોધ્યા વગર જડે એમ નથી. એની ભાષા અવ્યક્ત છે એમ ન સમજવું. કેમકે એને જે વર્ણ-

વવાનું છે તે એના જેવા ગૂઢ ને ઉંડા વિચારો જેવા વ્યવસ્થિત, સુસ્પષ્ટ અને સમર્થ શબ્દોમાં દર્શાવી શકાય તેવા શબ્દોમાંજ બહુધા એ વર્ણવે છે. પણ એના ઘણાખરા વિચારો એવા તો સ્પષ્ટ તોપણ મનુષ્યની સામાન્ય વિચારશ્રેણીથી એવા તો ગૂઢ છે કે વાચક તે ગ્રહણ કરે તે પહેલાં જે ભાવના ને કલ્પનાથી કવિએ તે પેદા કર્યા હોય તેવીજ ભાવના ને કલ્પના વાચકના મનમાં કંઈક આવવી જોઈએ.

આ પ્રમાણે વ્યંગ્ય અર્થ વાચ્યાર્થ કરતાં વિશેષ ચમત્કારી હોય તેજ ઉત્તમ કાવ્ય છે એમ પાશ્ચાત્ય પ્રજાને પણ સંમત છે; પરંતુ તેમાં વૈશદ્ય-સ્પષ્ટતા–પ્રસાદ ગુણ તો હોવોજ જોઈએ. ગમે તેવો ગંભીર અર્થ સુંદર વાણીમાં ન કહ્યો હોય તો તે કાવ્ય નથી.

જગન્નાથ કવિએ રમણીય અર્થનો પ્રતિપાદક શબ્દ તે કાવ્ય એમ કાવ્યનું લક્ષણ આપી શબ્દને પ્રાધાન્ય આપ્યું છે; માટે શબ્દચમત્કૃતિ એ કાવ્યનું ઘણું અગત્યનું અંગ છે, પણ માત્ર શબ્દચમત્કૃતિ અનેક પ્રકારનાં શબ્દચિત્ર કાવ્યો ઉત્પન્ન કરે તોપણ તે કંઈ ઉત્તમ કાવ્ય તો નથીજ. તેને બધા આલંકારિકોએ છેક છેલ્લા વર્ગમાં મૂકી અધમ કાવ્યજ ગણ્યાં છે.

આમ કાવ્યના સામાન્ય લક્ષણનું તેમજ ઉત્તમ કાવ્યના સ્વરૂપનું દિગ્દર્શન કરાવી કેટલાંક કાવ્ય દૃષ્ટાન્તરૂપે નીચે આપ્યાં છે. જેમાં શબ્દચમત્કૃતિ ને અર્થચમત્કૃતિ બંને હોય ને જેથી વિચાર પવિત્ર ને સાધુ માર્ગે જાય એવાંજ ઉદાહરણ આપવાનો ઉદ્દેશ છે. સારાં કાવ્યનો એવોજ ઉદ્દેશ હોવો જોઈએ. '**कान्तासंमिततयोपदेशयुजे**' કાન્તાની પેઠે મધુર વચનથી કાવ્યે ઉપદેશ કરવો જોઈએ.

'Poetry is highly conducive to morality, for when noble thoughts and virtuous principles are presented to the mind, clothed in all the fascinations of verse, can we doubt that they will make a permanent impression upon the mind and the heart'?— નીતિ ઉત્પન્ન કરવા તરફ કાવ્યનું ઘણું વલણ છે; કારણ કે જ્યારે ઉત્તમ વિચાર અને સદ્ગુણનાં ઊંચાં ધોરણો, કવિતાની લલિત ને મનોહર

ભાષામાં, વાચકના મન આગળ મૂકવામાં આવે, ત્યારે તેઓ તેના મન ને અંતઃકરણ પર ચિરસ્થાયી સંસ્કાર પાડશે એમાં આપણે કંઈ સંશય લાવવાનું કારણ છે?

**૨. પ્રાતઃકાળ ને સાયંકાળ પર કેટલાંક સુંદર કાવ્યો :—**

પ્રાતઃકાળનું વર્ણન નીચેના શ્લોકોમાં બહુ સારૂં કર્યું છે ;—

**विरलविरलाः स्थूलास्ताराः कलाविव सज्जना**
**मन इव मुनेः सर्वत्रैव प्रसन्नमभून्नभः ।**
**व्यपसरति च ध्वान्तं चित्तात् सतामिव दुर्जनः**
**व्रजति च निशा क्षिप्रं लक्ष्मीनिरुद्यमनादिव ॥**

સવારના પાંચેક વાગતાના સુમારના આકાશના દેખાવનું આ વર્ણન કેવું સુંદર છે!

આકાશમાં માત્ર સ્થૂલ તારાજ જોવામાં આવે છે ને તે પણ અતિ-વિરલ છે, ઘણા થોડાજ છૂટાછવાયા દેખાય છે, તેને માટે **ઉપમા** અલંકાર આપે છે કે જેમ કળિયુગમાં સજ્જનો વિરલ ને મોટા મોટા હોય તેજ જોવામાં આવે છે, તેમ દુષ્ટ સમયમાં–ખરાબ પરિસ્થિતિમાં–માત્ર ખરેખરા સત્પુરુષો હોય છે–ને તે અતિવિરલજ હોય છે–તેજ પોતાનો સદાચાર રાખી રહે છે.

બીજા પાદમાં કહે છે કે સર્વત્ર આકાશ પ્રસન્ન (સાફ, નિર્મળ, તારા વગરનું હોવાથી) થાય છે, કોની પેઠે? મુનિના મનની પેઠે. મુનિનું મન જેમ સર્વત્ર પ્રસન્ન–દુષ્ટવિચારરહિત હોય છે તેમ.

ત્રીજા પાદમાં કહે છે કે અન્ધકાર દૂર દૂર જતો રહે છે. કેવી રીતે? સજ્જનોના હૃદયમાંથી દુર્જન જેમ દૂર જતો રહે છે તેમ. સજ્જનો દુષ્ટ પુરુષનો વિચાર પણ કરતા નથી. પંડિત જગન્નાથે એવોજ વિચાર દર્શાવી કહ્યું છે કે,

**रे खल तव खलु चरितं विदुषामग्रे विविच्य कथयामि ।**
**अथवालं पापात्मन् कथया कृतयापि ते हतया ॥**

રે દુષ્ટ પુરુષ, ખરેખર, તારા ચરિતનું વિદ્વાનોની આગળ હું વિવેચન કરીને કહું છું. કવિ કહે છે કે વિદ્વાનો ખળથી દૂર રહે–'**मा भूवन् खलवक्त्रनिर्गतविषग्लानाननाः सज्जनाः**' (સજ્જનો ખળના મુખમાંથી નીકળેલા ઝેરથી જેમનાં મુખ ગ્લાનિ પામ્યાં છે એવા ન થાઓ)–માટે ખળના ચરિતનું તેમની આગળ બરાબર નિરૂપણ કરૂં છું. પણ **આક્ષેપાલંકારથી** (જે કહેવા ઇચ્છતો હોય તેનો જાણે નિષેધ કરતો હોય તેવી રીતે, નિષેધાભાસથી) કવિ ઉત્તરાર્ધમાં કહે છે કે હે પાપાત્મન્ ના, ના, તારી દુષ્ટ–નિન્દ્ય કથા પણ કરવી યુક્ત નથી. તારા નામથી ને વિચારથી પણ દૂર રહેવુંજ ઇષ્ટ છે. આ પ્રમાણે સજ્જનોના હૃદયમાંથી જેમ દુર્જનનો વિચાર દૂર જાય છે, તેમ આકાશમાંથી અન્ધકાર દૂર જાય છે.

છેલ્લા પાદમાં કવિ કહે છે કે રાત્રી જલદી ચાલી જાય છે, કોની પેઠે? જેમ આળસથી લક્ષ્મી જતી રહે છે તેમ; કેમકે **उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः** '–લક્ષ્મી તો ઉદ્યોગી પુરુષસિંહ–પુરુષશ્રેષ્ઠની પાસે જાય છે. ઉદ્યોગીને પુરુષસિંહ–નૃવર કહ્યો છે તેથી પણ કેટલો બધો ઉપદેશ મળે છે! ઉદ્યોગમાંજ સર્વત્ર જય રહ્યો છે, સર્વ કાર્ય એથીજ સિદ્ધ થાય છે; દુર્વાસનાને પણ એજ દૂર રાખે છે. જે અસાધારણ બુદ્ધિમાં ખપે છે તે પણ બહુધા ઉદ્યોગનુંજ પરિણામ છે; માટે ઉદ્યોગ એજ પરમ પુરુષાર્થનો સાધક છે.

ઉપલા વર્ણન સાથે નીચેનું સરખાવો :—

**अभूत् पिङ्गा प्राची रसपतिरिव प्राश्य कनकं**
**गतच्छायश्चन्द्रो बुधजन इव ग्राम्यसदसि ।**
**क्षणात् क्षीणास्तारा नृपतय इवानुद्यमपरा**
**न दीपा राजन्ते विनयरहितानामिव गुणाः ॥**

પૂર્વ દિશા પીળચટી થઈ; કોના જેવી? સુવર્ણનું પ્રાશન કરી પારો થાય છે તેવી. પ્રાતઃકાળમાં ઊઠીને આકાશ તરફ નજર કરીએ છીએ તો અરુણોદય થયો હોય છે તેથી આકાશમાં પીળચટા–લાલાશ પડતા ને પીળાશ પડતા–પટા દેખાય છે તે સુવર્ણની અંદર પારો મારેલો હોય તેવા

દેખાય છે. પ્રાતઃકાળમાં આકાશના આવા દેખાવનું વર્ણન અંગ્રેજ કવિઓએ પણ કર્યું છે. જુઓ મિલ્ટન શું કહે છે ?

Now Morn, her rosy steps in the eastern clime
Advancing, sowed the earth with orient pearl.

હવે ઉષાદેવીએ પૂર્વ પ્રદેશમાં, પોતાનાં ગુલાબી પગલાંથી પ્રચાર કરી, પૃથ્વી પર પ્રકાશિત મોતી ( ઝાકળનાં ટીપાં ) પાથર્યાં.

કાઉપર પણ કંઈક એવાજ વિચાર દર્શાવે છે :—

'Tis Morning; and the Sun with ruddy orb
Ascending, fires the horizon, . . . . .

પ્રાતઃકાળ થયો છે; અને સૂર્ય, રાતા બિંબ સહિત ઊંચે ચઢી, દૃષ્ટિમર્યાદાને જાણે સળગાવી મૂકે છે.

બીજા પાદમાં કવિ કહે છે કે ચંદ્ર પ્રકાશરહિત, નિસ્તેજ દેખાય છે. કોના જેવો ? ગામડીઆઓની સભામાં વિદ્વાન્ જેવો દેખાય તેવો. વિદ્વાન્ પુરુષ વિદ્વાનોની સભામાંજ શોભે છે. ગ્રામ્ય પુરુષોની સભામાં શોભતો નથીજ. તે ત્યાં જેવો ઝંખવાણો પડી જાય છે, તેવો અરુણોદય થયે આકાશમાં ચંદ્ર ઝાંખો થાય છે.

ત્રીજો પાદ શું કહે છે ? કહે છે કે ક્ષણમાં તારા ક્ષીણ થઈ જાય છે, જેમ અનુદ્યમમાં લીન થયલા રાજાઓ ક્ષીણ થાય છે તેમ. જ્યાંસુધી રાજાઓ ઉદ્યોગી છે ત્યાંસુધીજ તેમની સમૃદ્ધિ છે. મહાન્ રોમન રાજ્યનો અસ્ત થવાનાં કારણોમાં પણ વૈભવ ને આલસ્ય એ મુખ્ય હતાં.

પ્રાતઃકાળે દીવાઓ શોભતા નથી. કેવી રીતે ? વિનયથી રહિત હોય તેના ગુણો શોભે નહિ તેમ. વળી **विद्या विनयेन शोभते**–વિદ્યા પણ વિનયથી શોભે છે. વિનય એ સર્વ ગુણોને શોભાવનાર છે.

બંને શ્લોકોમાં પ્રાતઃકાળના સમયનું ઉત્તમ વર્ણન અને તે વર્ણનની સાથે ઉપદેશ પણ સમાયલો છે. અંગ્રેજી કાવ્યોમાં કુદરતના વર્ણનથી કવિ નીતિનો બોધ કરે છે. માટે એ કાવ્યો ઉત્તમ છે ને એવાં કાવ્યો સંસ્કૃતમાં નથી એમ કેટલાક એકદેશી વાચકોનું ધારવું કેવું ભૂલભરેલું છે તે આથી

સ્પષ્ટ જણાશે. પ્રાતઃકાળના આ વર્ણનોમાં કેવો નીતિબોધ સમાયો છે તે ઉપર દર્શાવ્યું છે. બીજા બે શ્લોકો પણ એવીજ જાતના છે :—

**यात्येकतोऽस्तशिखरं पतिरोषधीना-**
**माविष्कृतारुणपुरःसरमन्यतोऽर्कः ।**
**तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्यां**
**लोको नियम्यत इवात्मदशान्तरेषु ॥**

આ કાલિદાસનો શ્લોક છે. એમાં કવિ કહે છે કે એક તરફ ચંદ્ર અસ્તગિરિ પર ચઢે છે ને બીજી તરફ સૂર્ય અરુણને પોતાના પુરોગામી તરીકે દર્શાવે છે. બંને તેજસ્વી પદાર્થોના એકી વખતે અસ્ત ને ઉદયથી લોકો પોતાની ભિન્ન દશાઓમાં જાણે નિયમિત ન થતા હોય એમ છે. પ્રકૃત સંભવી અર્થની તેના સદૃશ અસંભવી અર્થ સાથે એકરૂપ તરીકે જે સંભાવના તે **ઉત્પ્રેક્ષા** સૂર્ય ને ચન્દ્રના ઉદય ને અસ્તની લોકોને સંપત્તિ ને વિપત્તિમાં નિયમમાં મૂકનાર તરીકે સંભાવના છે, માટે ઉત્પ્રેક્ષા છે. **इव** શબ્દ ઉત્પ્રેક્ષાનો વ્યંજક હોવાથી અહિં ઉત્પ્રેક્ષા વાચ્ય છે.

અર્થાત્, તેજસ્વી દેવોને પણ એકી વખત અસ્ત ને ઉદય જોવામાં આવે છે, તો લોકોમાં અસ્તોદય જોવામાં આવે તેમાં શી નવાઈ? જગત્સ્થિતિનાં કારણરૂપ બે તેજસ્વી પદાર્થની પણ આવી દશા છે તો અન્યને માટે તો કહેવુંજ શું ? સંપત્તિ ને વિપત્તિમાં મહાન્ પુરુષોએ એકરૂપજ રહેવું જોઈએ. સંપત્તિમાં અતિહર્ષ ન પામવો ને વિપત્તિમાં અતિખિન્ન ન થવું.

એનીજ સાથે નીચેનો શ્લોક સરખાવો :—

**कुमुदवनमपश्रि श्रीमदम्भोजषण्डं**
**त्यजति मुदमुलूकः प्रीतिमांश्चक्रवाकः ।**
**उदयमहिमरश्मिर्याति चास्तं हिमांशु-**
**र्हतविधिलसितानां ह्री विचित्रो विपाकः ॥**

ચંદ્રકમળનું વન શોભારહિત થાય છે. સૂર્યકમળનો સમૂહ શોભાયુક્ત થાય છે; ઘુવડ આનંદ તજે છે, ( દિવાભીત છે તેથી દિવસે અંધ હોવાથી )

ચક્રવાક પ્રીતિમાન્ થાય છે ( રાત્રીએ પ્રિયાથી વિયુક્ત હોય છે ને દિવસે પ્રિયાથી સંયુક્ત હોય છે તેથી ); સૂર્ય ઉદય પામે છે ને ચંદ્ર અસ્ત પામે છે; **હી** એ વિસ્મયવાચક છે. **માઘ** કવિનું આ સુંદર પદ્ય છે. કારણથી કાર્યનું સમર્થન કર્યું છે. એને પણ અલંકારસર્વસ્વકાર **અર્થાન્તરન્યાસ** માને છે. જેમાં સામાન્ય બાબતથી વિશેષ બાબતનું ને વિશેષથી સામાન્યનું સમર્થન કર્યું હોય એ અલંકાર અર્થાન્તરન્યાસ છે; કાર્યથી કારણના સમર્થનને ને કારણથી કાર્યના સમર્થનને પણ અલંકારસર્વસ્વકારાદિ અર્થાન્તરન્યાસ ગણે છે. આ પ્રમાણે સામસામું ચિત્ર પ્રાતઃકાળ સમયના વર્ણનમાં કવિ દર્શાવે છે ને તે પરથી શો ઉપદેશ કાઢે છે ? અરેરે ! નિન્દ્ય વિધિની ક્રીડાનું વિચિત્ર પરિણામ છે. એકને સુખી કરે છે, બીજાને દુઃખી કરે છે.

**कालः काल्या भुवनफलकं क्रीडति प्राणिशारैः।**

કાળ પોતાની સ્ત્રીની સાથે ભુવનરૂપી બાજી પર પ્રાણિરૂપી સોકઠાં વડે રમે છે.

આ વર્ણનો સાથે આપણા ગુર્જર કવિનાં એક બે પ્રાતઃકાળનાં વર્ણન સરખાવો:—

આદિત્ય આભાસ વિશેષ થાય, શશાંક ઝાંખો પડતો જણાય;
બલિષ્ઠનો આગમ જાણી જેમ, ઝાંખો પડે નિર્બળ ભૂપ તેમ.
શશાંકનો છેક ઘટ્યો પ્રકાશ, કેવો દિસે પશ્ચિમ દીશ પાસ;
જાણે બજાવા ઘડી પૂર્ણ થાતે, આકાશ ટાંગી ઘડીઆળ આતે.
અંધેર ટાળી ન શક્યો શંશાક, પડ્યો શશીને શિર એક વાંક;
તેનો રવિદેવ તપાસ લીધો, જાણે શશીને પદભ્રષ્ટ કીધો.'

---

'ચારૂ અજવાળું તે જાય વધતું અને પૂર્વ દીશા બહુ લાલ થાએ;
બિંબ સુનેરિ તે નીકળે ઝટ પછી, દિગ તણો રંગ બદલાઈ જાએ.
નજર દરિ રાખતાં તેજમાં ઝાંખતાં, બિંબમાં બિંબ તરતું જણાએ;
ચક્ર આકારમાં ફરી ઉંચુ આવતું, કૂદતું દેખિ આનંદ થાએ.

જાગ મુજ વા'લા બાલ પંખી વન બોલે, . . . . . .
અને અન્ય પ્રભાતીઆં.

---

ત્યાં પેલું જો હરિણું નદતટ પર એ ચાવતું ઘાસ નીલું,
આછાં રૂડાં રૂપેરી કિરણ રવિતણાંએ બધું ઘાસ છાયું,
વૃક્ષોનાં ઝુંડ ઉંચાં પર ઢળકી રહી વેલડી કુંમળી, જો,
પુષ્પોના પુંજ ઝુમ્યા, વિવિધ વિલસતાં આ રૂપાળા લળ્યા, જો !
કુંજોમાં ત્યાં ઉડન્તું બુલબુલ રમતું, બેસતું ને ફરંતું,
ઓ ! ત્યાં બેઠું લપી ચંડુલ ગુલ પર જો વાણી મીઠી લવંતું,
ત્યાં આકાશે પડયો છે સ્થિર ઘન કટકો શ્વેતને પિંગળો તે,
તેજસ્વી એ ડગે છે નિજરૂપ બદલી, શાન્ત પાછો થયો છે.

( આ શ્લોકોમાં યતિભંગ છે ).

જો ને પેલી દીન, કુમુદિની એકલી,
મુખડું નીચું ઢાળી, આંસુડાં ઢાળતી.
મ્હણે ચન્દ્ર પણ પ્રિયાવિયોગે વ્યાકુળો,
મન્દ કાન્તિ અતિ મન્દ મન્દ પગલાં ભરે.
તેજસ્વી ઓ પેલું રાતું બિમ્બ જો,
ઉદય-શિખર મસ્તકમણિ શું શું શોભતું !
કમલિની ખીલી ખીલી હશી હશી ઘોળા કેસરે,
મધુકર ગુંજારે એ ગાતી ગીતડાં.

નીચેનું મિલ્ટનનું સાંજનું વર્ણન ઘણું ઉત્તમ છે.

'Now came still Evening on, and twilight gray
Had in her sober livery all things clad;
Silence accompanied; for beast and bird,
They to their grassy couch, these to their nests
Were slunk, all but the wakeful nightingale.
She all night long her amorous descant sung.

Silence was pleased. Now glowed the firmament
With living sapphires; Hesperus that led
The starry host, rode brightest till the moon,
Rising in clouded Majesty, at length
Apparent Queen, unveiled her peerless light
And o'er the dark her silver mantle threw.'

હવે શાન્ત સંધ્યા પ્રકટ થઈ, અને નીલ જ્યોતિએ સર્વ પદાર્થોને પોતાનો ગંભીર વાઘો પહેરાવ્યો. શાન્તિ પણ સાથે આવી; કેમકે પશુ ને પક્ષી–એક પોતાના ઘાસના શયનસ્થાનમાં ને બીજા માળામાં લીન થયાં, જાગ્રત્ બુલબુલ પક્ષી સિવાય સર્વેએ આરામ લીધો. બુલબુલ પક્ષીએ તો આખી રાત પોતાનું પ્રેમી ગીત ગાયું. શાન્તિદેવી પ્રસન્ન થઈ. હવે નભોમંડળમાં અગ્રણી હેસ્પીરસ સર્વથી વિશેષ પ્રકાશમાન થતો ઉદયારૂઢ થયો; અન્તે ચન્દ્ર રાજાએ, મેઘથી આચ્છાદિત થયલો ઉદય પામી, પોતાના અનુપમ પ્રકાશનો આવિર્ભાવ કર્યો અને સર્વ અન્ધકારવાળા પ્રદેશને પોતાનાં રૂપેરી કિરણરૂપ વસ્ત્ર ઓરાડી દીધાં.

### ૩. ચન્દ્રકલંક વિષે કવિકલ્પના.

અપહ્નુતિ ને ઉત્પ્રેક્ષાથી કવિ વિચિત્ર પણ મનોરમ કલ્પના દર્શાવે છે. એવી કલ્પનામાં કવિ ગમે તેટલા ઊંચા જાય છે, તોપણ કંઈક સુશ્લિષ્ટતા–બંધ બેસતું આવે એવો ગુણ હોય છે. કેવળ ક્લિષ્ટ કલ્પના, કોઈના હૃદયમાં ઉતરે એવી નહિ એવી હતી નથી. એક બે દાખલા નીચે આપ્યા છેઃ—

अङ्कं केऽपि शशङ्किरे जलनिधेः पङ्कं परे मेनिरे
सारङ्गं कतिचिच्च संजगदिरे भूच्छायमैच्छन् परे ।
इन्दौ यद्दलितेन्द्रनीलसकलश्यामं दरीदृश्यते
तत् सान्द्रं निशि पीतमन्धतमसं कुक्षिस्थमाचक्ष्महे ॥

ચન્દ્રમાં કલંક છે તેને વિષે કેટલાકે ચિહ્ન–ડાઘો છે એવી શંકા કરી, બીજાએ (ચન્દ્ર સમુદ્રમાંથી મન્થન કરી કાઢેલાં ચૌદ રત્નમાંનો હોવાથી)

સમુદ્રનો એ ક્રાદવ છે એમ ધાર્યું, કેટલાકે હરણ છે એમ કહ્યું, અને બીજાઓએ પૃથ્વીની એ છાયા છે એમ ઇચ્છયું. ( કવિ કહે છે કે મારા વિચાર પ્રમાણે એ બધા ખોટા છે ). ચન્દ્રમાં જે ભાંગેલા ઇન્દ્રનીલ પથ્થરના જેવું શ્યામ અતિશય દેખાય છે તે ગાઢ અન્ધકાર રાત્રે ચન્દ્ર પી જાએ છે તે તેના પેટમાં રહેલો છે એમ અમે તો કહીએ છીએ. ચન્દ્ર ઊગે છે, ત્યારે રાત્રે અન્ધારૂં ક્યાં જાય છે ? ચન્દ્ર પી જાય છે ને તે આ કલંકરૂપે એના પેટમાં દેખાય છે. અર્થાત્, ચન્દ્રમાં જે કલંક દેખાય છે તે કલંક નથી, પણ રાત્રે જે અન્ધારૂં ચન્દ્ર પી જાય છે તે તેના પેટમાં રહેલું છે. પ્રકૃત-વર્ણ્ય કલંકનો નિષેધ કરી અન્ય-અપ્રકૃત સત્ય તરીકે સ્થપાય છે, માટે તે **અપહ્નુતિ** અલંકાર છે, ને અપહ્નવ-નિષેધ ઉક્ત નથી માટે અપહ્નુતિ અલંકાર ગમ્ય છે.

**यदेतच्चन्द्रान्तर्जलदलवलीलां वितनुते**
**तदाचष्टे लोकः शशक इति नो मां प्रति यथा ।**
**अहं त्विन्दुं मन्ये त्वदरिविरहाक्रान्तरुणी-**
**कटाक्षोल्कापातव्रणकिणकलङ्काङ्किततनुम् ॥**

ચન્દ્રને વિષે વાદળાના કકડા જેવી શોભા જે આ વિસ્તારે છે (વાદળાનો નાનો ખંડ હોય એવી જે આ શોભા ધારણ કરે છે) તેને લોક શશક છે-સસલું છે એમ કહે છે, પણ મારા વિચાર પ્રમાણે એમ નથી. હું તો (હે રાજન્) ચન્દ્રને તારા શત્રુઓની વિરહથી યુક્ત થયલી તરુણ સ્ત્રીઓના કટાક્ષરૂપી મસાલના પડવાથી જે ઘા થયો છે તેના ડાઘાનું જેના શરીર પર ચિહ્ન થયું છે એવો માનું છું. વાચ્ય **ઉત્પ્રેક્ષા** છે; કેમકે દંડીએ **मन्ये** વગેરે શબ્દો ઉત્પ્રેક્ષાના વ્યંજક ગણ્યા છે.

આ ચાટુ ઉક્તિ છે. કવિ રાજાની સ્તુતિ કરે છે કે તું તારા શત્રુને મારી નાખે છે તેથી તેમના વિરહથી તેમની તરુણ સ્ત્રીઓ ચન્દ્રનું તેજ સહન કરી શકતી નથી. વિરહમાં ચન્દ્રનાં કિરણ શીતળ લાગવાને બદલે અસહ્ય ઉષ્ણ લાગે છે, તેથી તરુણ સ્ત્રીઓ તે તરફ ક્રોધથી કટાક્ષ નાખે છે, તે કટાક્ષને કવિ ઉલ્કાપાતનું રૂપ આપે છે ને તેથી જે વ્રણ થાય

છે તે વ્રણુ હમેશ બાણુ મારવાથી કાંડા પર જે કિણુ—આંટણુ પડે છે તેના જેવો છે, તેનો ડાઘ ચન્દ્ર પર છે, કંઈ હરણુ નથી એમ કવિ ઉત્પ્રેક્ષા કરે છે.

વળી એજ કલંક વિષે—

**मन्थानभूमिधरमूलशिलासहस्र-**
**संघट्टनव्रणकिणः स्फुरतीन्दुमध्ये ।**
**छाया मृगः शशक इत्यतिपामरोक्ति-**
**स्तेषां कथंचिदपि तत्र हि न प्रसक्तिः ॥**

સમુદ્રનું મન્થન કરનાર પર્વતના મૂળની હજારો શિલાના સંઘટ્ટનથી જે વ્રણુનો ડાઘ પાડયો છે તે આ ચન્દ્રને વિષે શોભે છે. એ (પૃથ્વીની) છાયા છે, હરણુ છે, સસલું છે, એ તો અતિપામરોની—અસમર્થ કવિઓની ઉક્તિ છે, કેમકે એનો કોઈ પણુ પ્રકારે ત્યાં ચન્દ્રમાં પ્રસંગ નથી, એનો કોઈ પણુ રીતે ચન્દ્રમાં સંબન્ધ ઘટતો નથી. અહિં યુક્તિપૂર્વક કલંકનો અપહ્નવ—નિષેધ છે માટે અપ્પય્યદીક્ષિત એને હેત્વપહ્નુતિ કહે છે.

**ज्योत्स्नाभस्मच्छुरणधवला बिभ्रती तारकास्थी-**
**न्यन्तर्धानव्यसनरसिका रात्रिकापालिकीयम् ।**
**द्वीपाद् द्वीपं भ्रमति दधती चन्द्रमुद्राकपाले**
**न्यस्तं सिद्धाञ्जनपरिमलं लाञ्छनस्य च्छलेन ॥**

આ રાત્રિરૂપી યોગિની એક દ્વીપથી બીજે દ્વીપ ભમે છે. કેવી? ચન્દ્રિકારૂપી ભસ્મથી અંગલેપન કર્યું છે તેથી ધવલ, તારકારૂપી અસ્થિ ધારણુ કરતી, અન્તર્ધાનરૂપી વ્યસન—ક્રીડાને વિષે રસિકા, ચન્દ્રરૂપી મુદ્રાકપાલ—દીક્ષા લેતી વખતે સ્વીકારેલું કપાલ—તેમાં કલંકને નિમિષે—બહાને મૂકેલું સિદ્ધાંજન ચૂર્ણ (જેથી પોતે આવિર્ભાવ ને તિરોભાવ યથેચ્છ કરી શકે એવું સાધન) ધારણુ કરતી.

અર્થાત્—ચન્દ્રમાં લાંછન દેખાય છે તે લાંછન નથી, પણુ રાત્રિરૂપી યોગિનીનું સિદ્ધાંજન ચૂર્ણ છે, કે જે વડે તે મરજીમાં આવે તેમ આવિર્ભાવ ને તિરોભાવ કરે છે.

આ સાંગરૂપક છે, તેમાં અપહ્નુતિ પણ છેલ્લા પાદમાં છે.

श्रीमन्नृसिंह नृपते भवतां यशोभिः
क्षीरार्णवं स्वपितरं परिभूयमानम् ।
उत्पश्यतः सितकरस्य कुरङ्ग एष
शोकाग्निधूम इव भाति तदात्मजस्य ॥

શ્રીમન્ નૃસિંહ રાજન્, તમારા યશથી પોતાના પિતા ક્ષીર સમુદ્રને પરિભવ પામતો ધારનાર તેના પુત્ર ચન્દ્રનું આ હરણ તેના શોકાગ્નિના ધૂમ જેવું ભાસે છે.

ચન્દ્ર ક્ષીરસમુદ્રમાંથી નીકળ્યો છે, માટે ક્ષીરસાગર એનો પિતા છે, એ પિતાનો નૃસિંહ રાજાના યશથી પરિભવ થતો જોયો (રાજાના યશનું શ્વેતત્વ ક્ષીરસાગરના શ્વેતત્વ કરતાં વિશેષ છે તેથી), તેથી તેનો પુત્ર ચન્દ્ર શોકાગ્નિથી બળવા માંડયો ને તે અગ્નિનો આ હરણ જેવું દેખાય છે તે ધુમાડો છે. વાચ્યોત્પ્રેક્ષા છે

૪. સુંદર અપહ્નુતિ ને ઉત્પ્રેક્ષા.

વળી એજ વિદ્યાધર કવિ કલંકને મૃગ ગણી નીચેની સુંદર ઉત્પ્રેક્ષા કરે છે.

ननु मृगाङ्कमृगस्य तृणैर्विना
कथममुष्य भविष्यति जीवितम् ।
इति मृगाङ्करुचः कुरुते तृणं
तव कृपालु कलिङ्गपते यशः ॥

ખરેખર, ચન્દ્રના આ હરણનું તૃણ વિના જીવન શી રીતે રહેશે એમ ધારી, હે કલિંગના પતિ, તારો કૃપાળુ યશ ચન્દ્રને તૃણ કરે છે–અનાદર કરે છે.

અહિં તૃણકરણના શ્લેષથી બે અર્થ છે, એક અનાદર કરવો ને બીજો ઘાસ પુરૂં પાડવું. તેમાં અનાદર કરવાનો (રાજાનો યશ એવો શ્વેત છે કે શ્વેતપણામાં ચન્દ્રનો તિરસ્કાર કરે છે તેનો) 'ઘાસ સંપાદન કરવું' એની

સાથે ઐક્ય તરીકે નિશ્ચય છે તેને અભેદાધ્યવસાય—અભેદાતિશયોક્તિ કહે છે—ને એ અભેદાતિશયોક્તિ કૃપાળુત્વગુણરૂપ હેતુની ઉત્પ્રેક્ષામાં નિમિત્ત થાય છે. આ પ્રમાણે **શ્લેષ** જેનું મૂળ છે એવી **અભેદાતિશયોક્તિવાળું** ક્રિયાનિમિત્ત (તૃણકરણ) જેમાં છે એવી આ ગુણહેતુની (કૃપાલુત્વની) **ઉત્પ્રેક્ષા** છે. યશ અચેતન હોવાથી કૃપાળુ હોઈ શકે નહિ, માટે એમાં કૃપાલુત્વ ગુણની ઉત્પ્રેક્ષા છે ને તે ગમ્ય છે; કેમકે ઉત્પ્રેક્ષાવાચક **इव, मन्ये, शङ्के**, ઇત્યાદિ કોઈ શબ્દ નથી.

ઉત્પ્રેક્ષાના વિષયમાં કવિ પ્રેમાનંદની કેટલીક ઉત્તમ ઉત્પ્રેક્ષા નીચે આપી છે.—

જોઈ ભિમકસુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી;
હંસને પણ થઈ ચટપટી, ચાલ ગોરીની આગળ મટી.
રામા અંગની રોમાવળી, વનસ્પતિ દવે મરે છે બળી;
તેનાં વસ્ત્ર રહ્યાં જળહળી, દેખી આભમાં પેસે વીજળી.
પગપાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાયે લળતો;
નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો.

---

દમયન્તીનો ચોટલો, દેખી અતિ સોહાગ;
અભિમાન મુકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.
ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચન્દ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.
કામિનીનો પરિમળ બેહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચડયો ચંદન વૃક્ષ.

---

પહેલા બે ઉતારામાં **હેતૂત્પ્રેક્ષા** છે ને તેનો દ્યોતક શબ્દ ન હોવાથી તે ગમ્ય છે. છેલ્લામાં **વાચ્યોત્પ્રેક્ષા** છે. શકે એ **शङ्के** સંસ્કૃતમાં આવે છે તેને સ્થળે છે.

**'मन्येशङ्केध्रुवंप्रायोनूनमित्येवमादिभिः ।**
**उत्प्रेक्षा व्यज्यते शब्दैरिवशब्दोऽपि तादृशः ॥**

સંસ્કૃતમાં દંડીના આ વચન પ્રમાણે **मन्ये, शङ्के** ઇત્યાદિ ઉત્પ્રેક્ષા-વ્યંજક શબ્દો છે, ને **इव** શબ્દ પણ તેવોજ છે. પ્રેમાનંદે 'શકે' એ શબ્દનો ઉત્પ્રેક્ષાના વ્યંજક શબ્દ તરીકે અનેક સ્થળે પ્રયોગ કર્યો છે.

## ૫. અન્યોક્તિ કે અપ્રસ્તુતપ્રશંસાનાં સુંદર ઉદાહરણ.

કેટલીક અન્યોક્તિ એટલે અપ્રસ્તુતપ્રશંસા ( અપ્રસ્તુના વર્ણનથી જેમાં પ્રસ્તુત ગમ્યમાન થાય એવા ) અલંકારના દાખલા, જેમાંથી સારો ઉપદેશ મળે એવા નીચે આપ્યા છેઃ—

**रे रे चातक सावधानमनसा मित्र क्षणं श्रूयता-**
**मम्भोदा बहवो हि सन्ति गगने सर्वेऽपि नैकादृशाः ।**
**केचिद् वृष्टिभिरार्द्रयन्ति धरणीं गर्जन्ति केचिद् वृथा**
**यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनं वचः॥**

હે ચાતક, હે મિત્ર, સાવધાન મનથી ક્ષણવાર સાંભળ; ખરેખર, આકાશમાં ઘણાં વાદળો છે; પણ તે સર્વ એક સરખાં નથી. કેટલાંક વૃષ્ટિથી પૃથ્વીને આર્દ્ર-ભીની કરી નાંખે છે; ને કેટલાંક વૃથા ગર્જના કરે છે; માટે તું જેને જે જેને જુએ છે તેની તેની આગળ દીન વાણી મા વદ.

સ્વાભિમાન છોડી જેની તેની ખુશામત કરનારાઓની દુનિયામાં ખોટ નથી, તેઓને કવિ ભર્તૃહરિ ચાતકની અન્યોક્તિથી ઉત્તમ ઉપદેશ આપે છે.

**अस्यां सखे बधिरलोकनिवासभूमौ**
**किं कूजितेन किल कोकिल कोमलेन ।**
**एते हि दैवहतकास्त्वदभिन्नवर्णं**
**त्वां काकमेव कलयन्ति कलानभिज्ञाः ॥**

હે સખે કોકિલ, આ બહેરા લોકોની નિવાસભૂમિમાં તારા કોમળ સ્વરનું શું પ્રયોજન છે; કેમકે નસીબથી હણાયલા, કળાને ને કલ વાણીને ન જાણનારા ( બહેરા લોકો ) તને, તારાથી જેનો વર્ણ જુદો નથી એવો કાગડોજ, વિચારે છે.

અર્થાત્, જ્યાં આપણા કામની પરીક્ષા કે કદર નથી, ત્યાં બોલવું નકામું છે, અરસિકની આગળ રસની વાત કરવી એ પણ એવુંજ કામ છે. તેથીજ એક કવિએ કહ્યું છે કેઃ—

**इतरतापशतानि यथेच्छया वितर तानि सहे चतुरानन ।**
**अरसिकेषु रसाभिनिवेदनं शिरसि मा लिख मा लिख मा लिख ॥**

હે ચતુરાનન, બ્રહ્મદેવ, સેંકડો અન્ય તાપ તમારી મરજીમાં આવે તેમ મને આપો, તે હું સહન કરીશ; પણ અરસિક પુરુષોને વિષે રસનું અભિનિવેદન કરવું એ તું મારા કપાળ પર, ન લખ, ન લખ, ન લખ. અર્થાત્, એ તું મને અવશ્ય નજ આપ. અરસિક પુરુષને રસનું અભિનિવેદન કરવું એ અન્ય સેંકડો દુઃખથી વિશેષ અસહ્ય છે, માટે તું મને એમાંથી મુક્ત રાખજે.

**यद्वक्त्रं मुहुरीक्षसे न धनिनां ब्रूषे न चाटून् मृषा**
**नैषां गर्ववचः शृणोषि न च तान् प्रत्याशया धावसि ।**
**काले बालतृणानि खादसि परं निद्रासि निद्रागमे**
**तन्मे ब्रूहि कुरङ्ग कुत्र भवता किं नाम तप्तं तपः ॥**

હે હરિણ! તું ધનવાન્ પુરુષોનું મુખ વારંવાર જોતું નથી, કે ફોકટ ચાટુ વચનો તેઓ પ્રતિ વદતું નથી, તેમની ગર્વવાણી સાંભળતું નથી કે તેઓ પ્રતિ આશાથી દોડતું નથી. બુભુક્ષાને સમયે બાલ તૃણ ખાય છે ને નિદ્રા આવે છે ત્યારે નિદ્રિત થાય છે; માટે હે મૃગ, તેં તે ક્યાં ને કયું તપ તપ્યું છે તે તું મને કહે.

અર્થાત્, ઈશ્વર જે આપે તેમાં સંતોષ પામવો, ચાટુ વચનોથી ધનાઢ્ય પુરુષોની ખુશામત કરી તેની પાછળ દોડવા ન કરવું.

દંડી પ્રમાણે આ અપ્રસ્તુતપ્રશંસા છે. અપ્પય્યદીક્ષિત એને વ્યાજસ્તુતિ (જેમાં નિન્દાથી સ્તુતિ ને સ્તુતિથી નિન્દા ગમ્યમાન થાય એવો અલંકાર) ગણે છે. હરિણની સ્તુતિથી રાજ સેવાથી કંટાળેલા પુરુષની નિન્દા અભિવ્યક્ત થાય છે.

**याते मय्यचिरान्निदाघमिहिरज्वालाशतैः शुष्कतां**
**गन्ता कं प्रति पान्थसन्ततिरसौ संतापमाला कुला ।**
**एवं यस्य निरन्तराधिपटलैर्नित्यं वपुः क्षीयते**
**धन्यं जीवनमस्य मार्गसरसो धिग्वारिधीनां जनुः ॥**

હું જ્યારે થોડા વખતમાં ગ્રીષ્મકાળના સૂર્યની સેંકડો જ્વાલાથી સુકાઈ જઈશ ત્યારે અતિશય સંતાપથી આકુળ થયલો આ પાન્થસમૂહ કોની પાસે ( સંતાપ સમાવવા ) જશે એમ નિરન્તર આધિસમૂહથી જેનું શરીર નિત્ય ક્ષીણ થાય છે તે પાન્થના માર્ગમાં આવેલા સરોવરના જીવન( પાણી ને જિંદગી )ને ધન્ય છે; સમુદ્રના જન્મને ધિક્કાર છે, કેમકે એનું પાણી કંઈ કામનું નથી.

અર્થાત્, **परोपकाराय सतां विभूतयः**–સત્પુરુષોનો વૈભવ આત્મ-સુખ માટે નથી; પરંતુ પરોપકારને અર્થેજ છે.

**परार्थे यः पीडामनुभवति भङ्गेऽपि मधुरो**
**यदीयः सर्वेषामिह खलु विकारोऽप्यभिमतः ।**
**न संप्राप्तो वृद्धिं स यदि भृशमक्षेत्रपतितः**
**किमिक्षोर्दोषोऽयं न पुनरगुणाया मरुभुवः ॥**

જે ઇક્ષુ-શેરડી અન્યને માટે પીડા અનુભવે છે, ભાંગીએ છીએ તો પણ મધુર છે, જેનો વિકાર પણ ( ગોળ, ખાંડ વગેરે ) સર્વને અભિમત છે, તે જો વારંવાર અયોગ્ય ક્ષેત્રમાં પડવાથી વૃદ્ધિ પામે નહિ તો તેમાં શું ઇક્ષુનો દોષ છે ને ગુણરહિત મરુભૂમિનો–મારવાડની જલ-રહિત ભૂમિનો દોષ નથી ?

ગુણવાન્ પણ અસ્થાને હોય તો તેના ગુણની કદર નજ થાય.

**૬. ચાટૂક્તિના દાખલા:**—

સંસ્કૃતમાં ચાટૂક્તિનાં પણ અત્યુતમ પદ્યો છે, તેમાંનાં ત્રણચ્યાર નીચે આપ્યાં છે :—

**महाराज श्रीमन् जगति यशसा ते धवलिते**
**पयः पारावारं परमपुरुषोऽयं मृगयते।**
**कदर्पी कैलासं करिवरभौमं कुलिशभृत्**
**कलानाथं राहुः कमलभवनो हंसमधुना॥**

હે મહારાજ, શ્રીમન્, જગત્ તારા યશથી શ્વેત થયું તેથી હમણા વિષ્ણુ ક્ષીરસાગરનું જળ શોધે છે, શિવ કૈલાસ શોધે છે, ઇન્દ્ર સ્વર્ગીય શ્રેષ્ઠ હસ્તી-ઐરાવત હાથી શોધે છે, રાહુ ચન્દ્રને શોધે છે, ને બ્રહ્મા હંસને શોધે છે. યશથી જગત્ અતિશય શ્વેત થવાથી ક્ષીરસાગર કૈલાસ, ઐરાવત, ચન્દ્ર, ને હંસ શ્વેત હોવાથી જડતા નથી એવો ભાવ છે. ભ્રાન્તિમત અલંકારનો ધ્વનિ છે.

**लावण्यौकसि सप्रतापगरिमण्यग्रेसरे त्यागिनां**
**देव त्वय्यवनीभरक्षमभुजे निष्पादिते वेधसा।**
**इन्दुः किं घटितः किमेष विहितः पूषा किमुत्पादितं**
**चिन्तारत्नमहो मुधैव किममी सृष्टाः कुलक्ष्माभृतः॥**

હે રાજન્, બ્રહ્માએ તમને ઉત્પન્ન કર્યા, તમે કેવા છો ? લાવણ્યનું ઘર. લાવણ્યનું લક્ષણ આવું છે–'**मुक्ताफलेषु छायायास्तरलत्वमिवान्तरा। प्रतिभाति यदङ्गेषु तल्लावण्यमिहोच्यते॥**' જેમ મોતીમાં ઓળા ફરતા દેખાય છે તેમ જે અંગોમાં વચ્ચે વચ્ચે જોનારની છાયા જણાતી હોય તે અંગોની કાન્તિ તે લાવણ્ય, વળી કેવા ? પ્રતાપનું (ઉષ્ણતા, પરાક્રમ, મહિમા) ગૌરવ જેનામાં છે એવા, દાન કરનારાઓમાં અગ્રેસર, ને પૃથ્વીનો ભાર ખમવા લાયક જેના ભુજ છે એવા એવા તમને બ્રહ્માએ ઉત્પન્ન કર્યા, પછી શા માટે ચન્દ્ર બનાવ્યો (કેમકે ચન્દ્રનું લાવણ્ય તમારામાં છે, માટે લાવણ્યના ગૃહસ્થાન તરીકે ચન્દ્રને ઉત્પન્ન કર્યો હોય તો તે નકામું છે)? સૂર્ય શા માટે પેદા કર્યો (કેમકે તમારામાં પ્રતાપનું ગૌરવ છે)? ચિન્તારત્ન–વિચાર થાય તે પુરૂં પાડનાર રત્ન–ચિન્તામણિ પણ શા માટે ઉત્પન્ન કર્યો (કેમકે તમે દાનશ્રીમાં અગ્રેસર છો)? ખરેખર, આ કુલપર્વતો

(પૃથ્વીને ધારણ કરવા માટે) ફોગટજ સર્જ્યાં છે (કેમકે તમારો ભુજ પૃથ્વીનો ભાર ખમવા યોગ્ય છે ).

ઉપમાનોનો—ચન્દ્ર, સૂર્ય આદિનો આક્ષેપ તિરસ્કાર છે, માટે આ પ્રતીપ અલંકાર છે. યથાસંખ્ય (ક્રમે નિર્દિષ્ટ કરેલાનો ક્રમિક જેમાં અન્વય છે એવો) પણ બીજો અલંકાર એમાં છે; પણ પ્રતીપ પ્રધાન છે.

अर्धं दानववैरिणा गिरिजयाप्यर्धं शिवस्याहृतं
देवेत्थं जगतीतले स्मरहराभावे समुन्मीलति ।
गङ्गा सागरमम्बरं शशिकला नागाधिपः क्ष्मातलं
सर्वज्ञत्वमधीश्वरत्वमगमत् त्वां मां च भिक्षाटनम् ॥

હે રાજન્, શિવનો અર્ધ ભાગ દાનવોના વૈરી કૃષ્ણે ને અર્ધ ભાગ ગિરિજાએ હરી લીધો, એ પ્રમાણે પૃથ્વી પર કામના નાશક શિવનો અભાવ પ્રકાશમાન થયે, ( શિવનાં આશ્રિતો ક્યાં ગયાં ? ) ગંગા સાગરમાં ગઈ, ચન્દ્રકળા આકાશમાં ગઈ, સર્પનો રાજા પાતાળમાં ગયો, સર્વજ્ઞત્વ ને અધીશ્વરત્વ એ તમારી પાસે આવ્યું, ને ભિક્ષાટન મારી પાસે આવ્યું.

स्वर्गाद् गोपाल कुत्र व्रजसि सुरमुने भूतले कामधेनो-
र्वत्सस्याद्धेतुकामस्तृणचयमधुना मुग्धदुग्धं न तस्याः ।
श्रुत्वा श्रीभोजराजप्रचुरवितरणं व्रीडशुष्कस्तनी सा
मिथ्या हि स्यात्प्रयासस्तदपि तदरिभिश्चर्वितं सर्वमुर्व्याम् ॥

આ પ્રશ્નપ્રતિવચનના રૂપમાં ચાટુ ઉક્તિ છે. હે ગોપાલ, સ્વર્ગથી ક્યાં જાઓ છો ? હે સુરમુને, કામધેનુના વત્સને માટે ઘાસનો ભારો લાવવાની ઇચ્છાથી ભૂતળમાં જાઉં છું; કેમકે કામધેનુના હવાડામાં વાછરડા માટે દૂધ નથી. ( કારણ આપે છે )—શ્રી ભોજરાજાનું પુષ્કળ દાન સાંભળી વ્રીડાથી તેનાં સ્તન શુષ્ક થઈ ગયાં છે. સુરમુનિ કહે છે કે તમારો પ્રયાસ-ભૂતલમાં જઈ ઘાસ લાવવાનો પ્રયાસ--ખનેખર મિથ્યા થશે; કારણ કે તે પણ-ઘાસ પણ-પૃથ્વી પરનું સર્વ તેના શત્રુઓ ચર્વણ કરી ગયા છે.

नभसि निरवलम्बे सीदता दीर्घकालं
त्वदभिमुखविसृष्टोत्तानचञ्चूपुटेन ।
जलधरजलधारा दूरतस्तावदास्तां
ध्वनिरपि मधुरस्ते न श्रुतश्चातकेन ॥

આધાર વગરના આકાશમાં દીર્ઘકાલ સુધી વિષણ્ણ થઈ ફરતા, તારી તરફ અભિમુખ રાખી છે, ઊભી કરેલી ચાંચ જેણે એવા ચાતકે, હે જળધર, તારો ધ્વનિ પણ સાંભળ્યો નથી, તો જળધારાની તો વાત ક્યાંથી ?

આ ચાટૂક્તિમાં અન્યોક્તિથી યાચક રાજાને કહે છે કે ચિરકાળ યાચના કરી, પણ તારી આશ્વાસન આપનારી વાણી પણ સાંભળી નથી તો દ્રવ્યની તો વાતજ શી ?

૭. હૃદયદ્રાવક કરુણરસ કાવ્યો.

ભવભૂતિનાં કેટલાંક કરુણ રસનાં ઉત્તમ પદ્યો નીચે આપ્યાં છેઃ—

दलति हृदयं गाढोद्वेगं द्विधा तु न भिद्यते
वहति विकलः कायो मोहं न मुञ्चति चेतनाम् ।
ज्वलयति तनूमन्तर्दाहः करोति न भस्मसात्
प्रहरति विधिर्मर्मच्छेदी न कृन्तति जीवितम् ।

રામ સીતાના વિયોગથી અતિદુઃખિત થઈ કહે છે—ગાઢ શોકોદ્વેગવાળું હૃદય ફાટી જાય છે, પણ તેના બે ભાગ થતા નથી, વિવશ શરીર મોહ—મૂર્ચ્છા ધારણ કરે છે, પણ ચેતના છોડી દેતું નથી; અન્તરનો દાહ શરીરને બાળે છે, પણ ભસ્મીભૂત કરતો નથી; વિધિ પ્રહાર કરી મર્મને છેદે છે, પણ જીવિતને કાપી નાખતો નથી. અર્થાત્, શોક અસહ્ય છે, જીવ નીકળી જતો હોય તો સારૂં, પણ તેમ થતું નથી. પ્રક્રમ બરોબર સચવાયો છે. તેનો ભંગ થયો નથી. જે શૈલીએ વર્ણન આરંભ્યું તે શૈલી સમાપ્તિ પર્યન્ત ટકાવી રાખી છે, તેથી કાવ્ય ઘણું આહ્લાદક છે.

न किल भवतां स्थानं देव्या गृहेऽभिमतं तत-
स्तृणमिव वने शून्ये त्यक्ता न वाप्यनुशोचिता ।
चिरपरिचितास्ते ते भावाः परिद्रवयन्ति मा-
मिदमशरणैरद्याप्येवं प्रसीदत रुद्यते ॥

રાવણને ત્યાંથી સીતાને પાછી લાવ્યા પછી પ્રજાને રાજી રાખવા રામે તેમનો ત્યાગ કર્યો. જે વનમાં વનવાસવખત રહ્યા હતા તે વનમાં આવવાથી શોક ઉદ્દીપ્ત થવાથી રામ કહે છે-રાણીનું મારે ઘેર રહેવું તમને ગમ્યું નહિ તેથી મેં એનો શૂન્ય વનમાં તૃણની પેઠે ત્યાગ કર્યો ને તેનો શોક પણ કર્યો નહિ, ચિરકાળના પરિચિત થયલા તે તે પદાર્થો મારા હૃદયને સમન્તાત્-ચારે તરફ દ્રવીભૂત કરે છે; તેથી અશરણ થઈ આજે હું આ પ્રમાણે રુદન કરૂં છું; કૃપા કરો. હૃદય ચારે તરફથી દ્રવીભૂત થવાથી આજે મારૂં ચાલતું નથી ને રુદન થઈ જાય છે, કૃપા કરો એમ રામ રાજા પોતાની પ્રજાને કહે છે. રાજધર્મનો આ કેવો અદ્વિતીય ઉચ્ચ આદર્શ !

हा हा देवि स्फुटति हृदयं स्रंसते देहबन्धः
शून्यं मन्ये जगदविरतज्वालमन्तर्ज्वलामि ।
सीदन्नन्धे तमसि विधुरो मज्जतीवान्तरात्मा
विष्वङ् मोहः स्थगयति कथं मन्दभाग्यः करोमि ॥

અરેરે, દેવી, હૃદય ફાટી જાય છે, દેહબન્ધ છૂટી જાય છે, જગત્‌ને સૂનકાર જેવું ધારૂં છું, જવાળા વિરામ ન પામે એવી રીતે અન્દર બળું છું, વિષણ્ણ થઈ અન્તરાત્મા વિવશ બની શોકના ગાઢ અન્ધારામાં જાણે ડૂબી જાય છે; સર્વ તરફથી મોહ ઢાંકી દે છે; મન્દભાગ્ય હું શું કરૂં ?

એની સાથે નીચેનું પદ્ય સરખાવોઃ—

'ચાલે આડાં ભ્રમણ શિરમાં ચક્ર આવેજ આંખે;
રૂંસાયે છે ધસી ધસી રહ્યું, કાળજું કાં ન ફાટે ?
અંગેઅંગો જડ થઈ ગયાં, ભાગિયાં શક્તિહીન;
તોયે મારા દુખરસિક આ પાપી ના જાય પ્રાણ !'

૮. બાલવર્ણનઃ સ્વભાવોક્તિ.

હવે નીચેનાં બાળવર્ણનનાં કાવ્ય જુઓઃ—

आलक्ष्यदन्तमुकुलाननिमित्तहासै-
रव्यक्तवर्णरमणीयवचःप्रवृत्तीन् ।
अङ्काश्रयप्रणयिनस्तनयान् वहन्तो
धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति ॥

અકારણ હાસ્યથી જેના કળી જેવા દાંત સહેજ જણાય છે, જેમાં વર્ણો અવ્યક્ત—અસ્પષ્ટ છે એવી રમણીય જેની વાણીની પ્રવૃત્તિ છે એવા, ખોળામાં આશ્રય ઇચ્છનારા પુત્રોને ધારણ કરનારા ધન્ય પુરુષો તેના શરીરની રજથી મલિન થાય છે.

આ વર્ણનમાં કેવી સુંદર સ્વભાવોક્તિ છે? ચારુ યથાવદ્ વસ્તુવર્ણન જેમાં હોય તે સ્વભાવોક્તિ અલંકાર છે.

अनियतरुदितस्मितं विराजत्-
कतिपयकोमलदन्तकुड्मलाग्रम् ।
वदनकमलकं शिशोः स्मरामि
स्खलदसमञ्जसमञ्जु जल्पितं ते ।

જનક રાજા સીતાના બાળપણનું સ્મરણ કરે છે કે તું બાળક હતી ત્યારે તારું સુંદર મુખકમળ, જેમાં રુદન ને સ્મિત નિયમ વગરનાં—અકારણ હતાં, જેમાં કેટલાક કોમળ કળી જેવા દાંત શોભતા હતા, ને જેમાં ભાંગુતુટું, અસ્પષ્ટ, મધુર (કાલું કાલું) બોલવું થતું હતું તે તારું મુખકમળ હું સ્મરું છું.

अमृतस्पर्शप्रदा मधुरानना
नयनयोर्हरिणीव विहारिणी ।
कलकलं पिकवन्मृदुभाषिणी
जयति कस्य मनो न जयन्मनाः ॥

અમૃતના જેવો સુખકર સ્પર્શ આપનારી, મીઠા વદનવાળી, નયનને વિષે હરિણીની પેઠે વિહાર કરનારી-હરિણીના જેવી ચપળ આંખવાળી, અસન્ત કલ-અવ્યક્ત મધુર ને કોમળ કોયલની પેઠે ભાષણ કરવાનું જેનું શીલ છે એવી જયન્મનાઃ-જેણે સર્વનાં મન હરી લીધાં છે એવી બાલા-કોનું મન જીતતી નથી? એનું નામ જયન્મનાઃ છે, જીતનાર-સર્વનાં હૃદય હરનાર-છે મન જેનું એવી.

**सुखकरा मधुरा मधुरानना अनलसा चपला चपलासमा ।**
**विविधक्रीडनकैव सुनान्दिनी भवति कस्य न लोचननान्दिनी ॥**

સુખ કરનારી, મધુર, મધુર મુખવાળી, અનલસ-આળસુ નહિ એવી, ચપલા-વિદ્યુત્ જેવી ચપળ, વિવિધ રમકડાંવાળી, સુનન્દિની બાળા કોના લોચનને આનન્દ કરનારી થતી નથી?

**किं न्वेतदित्यभिनवं खलु वस्तुमात्रं**
**पृच्छत्यरालनयना सुदती स्मितेन ।**
**वाचं च कामपि कलां सुकलां लपन्ती**
**बाला सखे मम मनो मदयत्यवश्यम् ॥**

આ શું છે? એમ ખરેખર અભિનત વસ્તુમાત્રને વિષે પૂછતી, વાંકી (બાડી) આંખે જોતી, સ્મિતને લીધે જેના દાન્ત સુંદર દેખાય છે એવી, કંઈક અનિર્વચનીય કલ, અત્યન્ત કલ-કાલી વાણી લપલપ કરતી, હે મિત્ર, બાલા મારા મનને અવશ્ય મદ પમાડે છે.

**कमलवदना मुग्धा बाला हसत्यनिमित्ततः**
**भ्रमति सदने ह्यन्विष्यन्ती स्वपुत्तलिकां मुहुः ।**
**यदपि च वयं ब्रूमस्तत् तत् प्रयस्याति जल्पितुं**
**हरति हृदयं केषां नैषा स्वचेष्टितविभ्रमैः ॥**

કમળ જેવું વિકસિત જેનું વદન છે, એવી મુગ્ધ બાળા અકારણ હસે છે, ઘરમાં વારંવાર પોતાની પુતળી શોધતી ભટકે છે, અને જે અમે

બોલીએ છીએ તે તે લપ લપ બોલવા પ્રયાસ કરે છે, એ બાળા પોતાની મનોહર હીલચાલથી કોનું હૃદય હરતી નથી?

આ સ્વભાવોક્તિના દૃષ્ટાન્ત છે. છેલ્લા ચાર મારાં પોતાનાં બાળકો માટે વિનોદાર્થે મેં રચ્યા છે.

એ સંબંધી ભવભૂતિનું નીચેનું વર્ણન અત્યુત્તમ છે.

**अङ्गादङ्गाच्च्युत इव निजो देहजः स्नेहसारः**
**प्रादुर्भूय स्थित इव बहिश्चेतनाधातुरेव ।**
**सान्द्रानन्दक्षुभितहृदयप्रस्नवेनेव सृष्टो**
**गात्रं श्लेषे यदमृतरसस्रोतसा सिञ्चतीव ॥**

રામ કુશને ભેટી, શું આ બાળક મારૂં છોકરૂં છે એમ વિચાર કરી કહે છે–જાણે દરેક અંગમાંથી નીકળેલો મારા દેહમાંથી ઉત્પન્ન થયલો મારો પોતાનો સ્નેહનો સારરૂપ ન હોય અથવા ચેતના ધાતુ બહાર નીકળી પ્રાદુર્ભૂત થયલો ન હોય, અતિશય આનન્દથી ક્ષુભિત થયલા હૃદયના આર્દ્રીભાવ–ઝરી જવાથીજ જાણે ઉત્પન્ન ન થયો હોય એવો આ બાળક છે; કેમકે આલિંગન થયે મારૂં ગાત્ર અમૃતરસના ઝરાથી જાણે સિંચે છે.

આ ઉપલાં ઉદાહરણો ઘણાં સુંદર લાગે છે એનું કારણ શું છે? એ બધાંમાં પ્રસાદ ગુણ છે. કલ્પના ગમે તેવી ઊંચી ઉડે છે તોપણ પ્રસાદ ગુણને લીધે તે વાચકનું મન હરણ કરે છે. પંડિત જગન્નાથ પ્રસાદ ગુણને વિષે કહે છે કે **यावदर्थैकपदत्वरूपमर्थवैमल्यं प्रसादः** અર્થને માટે જરૂર જેટલાંજ પદનો પ્રયોગ જેમાં છે એવું અર્થનું વૈશદ્ય–સ્પષ્ટતા. વળી અન્ય આલંકારિક કહે છે કે—

**यस्मादन्तःस्थितः सर्वः स्पष्टमर्थोऽवभासते ।**
**सलिलस्येव सूक्तस्य स प्रसाद इति स्मृतः ॥**

જેથી સારી રીતે બોલાયલી વાણીની અંદર આવેલો સર્વ અર્થ સલિલની અંદર આવેલા સર્વ અર્થ–વસ્તુના જેવો સ્પષ્ટ ભાસે છે તેને વિદ્વાનો પ્રસાદ ગુણ કહે છે. જેમ યોગીઓને અખિલ ભુવન કરબદરસદૃશ દેખાય છે, તેમ પ્રસાદ ગુણને લીધે અખિલ કાવ્ય હૃદયંગમ થાય છે.

મમ્મટનું લક્ષણ સર્વથી ઉત્તમ છે.

शुष्केन्धनाग्निवत् स्वच्छजलवत् सहसैव यः।
व्याप्नोत्यन्यत् प्रसादोऽसौ सर्वत्र विहितस्थितिः॥

જેમ સૂકા લાકડામાં એકદમ અગ્નિ વ્યાપી જાય છે, જેમ સ્વચ્છ જળ લુગડામાં એકદમ પ્રસરી જાય છે, તેમ જે ગુણ અન્ય એટલે વ્યાપ્ય ચિત્તમાં એકદમ વ્યાપી જાય છે તે પ્રસાદ છે. સર્વ રસ ને સર્વ રચનામાં એની સ્થિતિ છે. એ ગુણ જેમાં નથી તે કાવ્યપદને યોગ્યજ નથી. સંક્ષેપમાં નીચેના શ્લોકમાં કાવ્યનું રહસ્ય સારૂં સમજાવ્યું છેઃ—

शाणोत्कीर्णमिवोज्ज्वलद्युति पदं बन्धोऽर्धनारीश्वर-
श्लाघालङ्घनजाङ्घिको दिविलतोद्भिन्नेव चार्थोद्गतिः।
किञ्चित्पीडितचन्द्रमण्डलगलत्पीयूषहृद्यो रसः
तत् किञ्चित् कविकर्म मर्म न पुनर्वाग्डिण्डिमाडम्बरः॥

સરાણ પર ઘસી ઉદ્દીપ્ત કરેલા જેવા ઉજ્જવલ પ્રકાશવાળું પદ, ( અર્થાત્, શબ્દ હૃદયંગમ, લલિત હોવા જોઈએ ), અર્ધ નારીને અર્ધ ઈશ્વિર એવું જે શિવપાર્વતીનું એકત્ર સ્વરૂપ તેની જે શ્લાઘા–સંઘટનસૌન્દર્ય તેનું લંઘન કરવામાં–ઓળંગી જવામાં શીઘ્રગામી એવી પદસંઘટના ( અર્થાત્ અર્ધનારીશ્વરની સુન્દર રચનાથી જેમાં વિશેષ સૌન્દર્ય છે એવી સુંદર પદોની રચના ), આકાશને વિષે લતા એટલે વિદ્યુલ્લતા તેના જે પ્રકાશમાન અર્થનું સ્ફુરણ ( અર્થાત્, અર્થ વીજળીના ઝબકારા જેવો સ્ફુટ, વાચ્યાર્થ એકદમ સ્ફુરી જતો હોઈ વ્યંગ્ય અર્થના વિચારમાં મનને લીન કરતો), કંઈક દબાવેલા ચન્દ્રમંડળમાંથી ગળતા અમૃત જેવો હૃદયને પ્રિય લાગે એવો રસ ( ચન્દ્ર એ અમૃતમય છે, તેના મંડળને સહજ દબાવવાથી તેમાંથી નીકળતા અમૃતરસ જેવો જેમાં રસ છે–બહુ દબાવવાથી વિરસ થાય માટે **किञ्चित्पीडित** કહ્યું છે ), જે કાવ્યમાં આવા ગુણો છે– ઉજ્જવલ પદ, ઉત્કૃષ્ટ પદરચના પ્રસાદ ગુણવાળો અર્થ, ને હૃદયંગમ રસ– તે કંઈક અનિર્વચનીય, લોકોત્તર કવિકર્મ–કાવ્ય એ રહસ્ય છે, નહિ તો વાણીરૂપ પડઘમનો આડંબર છે, માત્ર કર્ણકોલાહલ છે, કાવ્યપદને યોગ્ય નથીજ.

## આખ્યાયિકાવિનોદ

### ૯. ગુરુશિષ્યસંબંધ.

આ પ્રમાણે કાવ્યનો થોડોક વિનોદ કર્યો. હવે આપણે આખ્યાયિકાથી સહજ વિનોદ કરીએ ને વિનોદની સાથે જ્ઞાન પણ પ્રાપ્ત કરીએ. તેમજ પૂર્વ સમયના ચિત્રને આધુનિક સમય જોડે સરખાવી ઉપદેશ ગ્રહણ કરીએ.

પ્રથમ તો એ આખ્યાયિકા કહેનારા ગુરુઓ ને શિષ્ય વચ્ચે કેવો સંબન્ધ હતો, શિષ્ય કેવો નમ્ર હતો, તે અધિકારી છે કે નહિ તે વિષે કેવો વિચાર થતો તે માટે નીચેનાં શ્રુતિવાક્યો વિચારોઃ—

विद्या ह वै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्टेऽहमस्मि ।
असूयकायानृजवेऽयताय न मा ब्रूया वीर्यवती तथा स्याम् ॥
य आतृणत्त्यवितथेन कर्णावदुःखं कुर्वन्नमृतं संप्रयच्छन् ।
तं मन्येत पितरं मातरं च तस्मै न द्रुह्येत् कतमच्चनाह ॥
अध्यापिता ये गुरुं नाद्रियन्ते विप्रा वाचा मनसा कर्मणा वा ।
यथैव ते न गुरोर्भोजनीयास्तथैव तान्न भुनक्ति श्रुतं तत् ॥
यमेव विद्याः शुचिमप्रमत्तं मेधाविनं ब्रह्मचर्योपपन्नम् ।
यस्ते न द्रुह्येत् कतमच्चनाह तस्मै मा ब्रूया निधिपाय ब्रह्मन् ॥

કહે છે કે વિદ્યા (કામરૂપિણી થઈ) કોઈ બ્રાહ્મણ પાસે ગઈ. તેની પાસે જઈ કહ્યું, મારૂં રક્ષણ કર, હું તારૂં સુખસ્થાન–સુખ કરનારી થઈશ. (શાથી રક્ષણ કરે તેને માટે કહે છે) અસૂયઃ–પરનિન્દા કરનાર, ઋજુ–સરળ નહિ એવા, અર્થાત્, જેનાં મન, વાણી, ને દેહને વિષે નિષ્કપટ પ્રવૃત્તિ નથી એવા, ને અયત–અપવિત્ર પુરુષને મને કહેનો મા, તેથી હું તને વીર્યવતી પ્રભાવવાળી થઈશ.

અવિતથ–સત્ય જ્ઞાનથી દુઃખ કર્યા વિના અમૃતત્વ પ્રાપ્ત કરવાનો જે હેતુ છે એવું જ્ઞાન આપતો હમેશ કાનને ધ્વનિની ગર્જનાથી જે પૂરે છે તે ગુરુને પિતા ને માતા માનવો; એવા ગુરુનો કદાપિ દ્રોહ ન કરવો.

જેમને ગુરુએ વિદ્યા શિખવી છે તેમાંના જે વિપ્રો વાણી, મન, કે કર્મ વડે ગુરુ પ્રતિ આદર દર્શાવતા નથી તેઓ તે ગુરુના ભોજનીય નથી, ગુરુના ભોજનને તેઓ યોગ્ય નથી, તેજ પ્રમાણે તે વિદ્યા પણ તેમને ભોજન આપતી નથી-તેમને વિદ્યાનું ફળ મળતું નથી.

જેને (યમ, નિયમ, વગેરેમાં) પવિત્ર, અપ્રમત્ત-પ્રમાદી નહિ એવો, મેધાવી, બ્રહ્મચર્યથી યુક્ત એવો તું જાણે અને જે તારો કદાપિ (આપત્તિમાં પણ) દ્રોહ કરે નહિ તેવા વિદ્યાધનના રક્ષણ કરનારને હે બ્રહ્મન્-તું કહે-વિદ્યા શિખવ.

આ મન્ત્રોનો સાર એવો છે કે ગુરુએ અનધિકારીને વિદ્યા શિખવવી નહિ. જેના આચરણ પવિત્ર છે, જે અપ્રમત્ત નથી, અર્થાત્, જેને ભણવામાં પ્રમાદ નથી, ને જે ગુરુ પ્રતિ પૂજ્ય બુદ્ધિ રાખી તેને પોતાના પિતા સમાન સમજે છે તેનેજ વિદ્યા શિખવવી.

પ્રાચીન સમયમાં નીતિ ને આચરણ-ઋજુતા, અપ્રમાદ, સત્યશીલતા, પરનિંદાથી દૂર રહેવું, નમ્રતા ઇત્યાદિ ગુણો-પર ગુરુઓ કેટલું લક્ષ આપતા તે આથી સ્પષ્ટ સમજાય છે.

ગુરુને આજ્ઞા કરી છે કે એવાને વિદ્યા શિખવવી નહિ, એવાને શિખવવાથી ગુરુની વિદ્યાને પણ હાનિ થાય છે. વળિ અનધિકારીને પણ વિદ્યા શિખવવાની એવીજ મના કરી છે. જેને શીખવાનો અધિકાર નથી-યોગ્યતા નથી તે તે શિક્ષણ શા રીતે ગ્રહણ કરે? હાલ પણ જો ઉપલા વર્ગોમાં કાચા છોકરાઓને ચઢાવવામાં ન આવે તો શિક્ષકનું કામ કેવું અસરકારક થાય!

## ૧૦ નીતિની કેળવણી-તે વિષે પ્લેટો.

નીતિ વિષેની કેળવણી પર હાલ સરકારનું લક્ષ ખેંચાયું છે તે સમયે પ્રાચીન કાળમાં પણ એ વિષે ગુરુઓ કેટલું બધું ધ્યાન આપતા તે જાણવું જરૂરનું છે. જેની નીતિમાં વાંધાભરેલું હોય તેવા શિષ્યને શિક્ષણ આપવાનીજ ગુરુને મના હતી.

વળી નીતિ વિષે એટલું પણ કહેવું આવશ્યક છે કે એનું મૂળ ઘર કેળવણી છે. ઘરનું શિક્ષણ ને ઘરનું વાતાવરણ-માબાપ ને ભાંડુનું આચરણ-જેવું હોય તેવું બાળકોનું થાય છે. તેથી પણ આગળ વધી એમ કહી

શકાય કે જન્મથીજ બાળકો વારસારૂપે માબાપ તરફથી શારીરિક, માનસિક, ને આધ્યાત્મિક તત્ત્વો પ્રાપ્ત કરે છે. જેવાં માબાપનાં શરીર, જેવી તેમની બુદ્ધિ, જેવાં તેમનાં હૃદય તેવાં કેટલેક અંશે બાળકોનાં જન્મથીજ હોય છે. આ પ્રમાણે નીતિની કેળવણીનું મૂળ જન્મનો સંસ્કાર ને ગૃહશિક્ષણ છે; પાછળથી મળતું ગુરુનું શિક્ષણ, સામાજિક કે આસપાસના વાતાવરણની અસર ઉપલાં ચણતર જેવું છે.

પ્લેટો તો એથી પણ આગળ જઈ કહે છે કે સદ્‌ગુણ એ ઈશ્વરી બક્ષીસ છે, એ કુદરતથી કે કોઈ શિક્ષણથી મેળવી શકાતીજ નથી. સોક્રેટીસ અને એક મિત્રની વચ્ચેના સંવાદમાં તે એવા વિચાર દર્શાવે છે. 'Is virtue a thing to be taught or to be not taught? ... ... Do men become good by nature or by any other means?'—સદ્‌ગુણ શિક્ષણથી પ્રાપ્ત કરી શકાય એવી વસ્તુ છે કે નહિ? માણુસો કુદરતથી કે બીજા કોઈ સાધનથી સદ્‌ગુણી થઈ શકે છે કે નહિ?

પછી એવાં પ્રશ્નોત્તર થાય છે કે જો કોઈ પુરુષને પાકશાસ્ત્રનો કે વૈદ્યકશાસ્ત્રનોને સ્થાપત્યનો ગુણ પ્રાપ્ત કરવો હોય તો તે માટે તેણે કોઈ સારા પાકશાસ્ત્રી, કે વૈદ્ય કે સ્થપતિ પાસે જવું જોઈએ કે નહિ? બેલાશક, જવું જોઈએજ. તેમજ સદ્‌ગુણ પ્રાપ્ત કરવા એણે કોની પાસે જવું? જો એમ કર્યાથી સદ્‌ગુણ પ્રાપ્ત થતો હોય તો કોઈ સદ્‌ગુણી માણસ પાસેજ જવું, એવા સદ્‌ગુણી માણસો થ્યુસિડાઇડીસ, થેમિસ્ટોક્લીસ, એરિસ્ટાઇડીસ, ને પેરિક્લીસ છે.

એમના શિક્ષકો કોણ હતા તે આપણે કહી શકીએ છીએ? ના; કેમકે તેનો વૃત્તાંત કહેવામાં આવ્યો નથી. ત્યારે એમની સાથેના સમાગમથી કોઈ શિષ્ય, સ્વદેશી કે પરદેશી, સદ્‌ગુણી થયો હોય એવું કહેતો તમે કોઈ જોયો છે? ના, કેમકે તેનો વૃત્તાંત જાણવામાં નથી.

પણ એ લોકોએ અદેખાઈ તો નહિજ કરી હોય કે રખેને આપણા જેવા બીજા સદ્‌ગુણી થઈ જતા, કેમકે જેમ રસોઇઆ, વૈદ, ને સુથારને

પોતાના ધંધામાં પોતાના જેવા બીજા હોશિયાર થાય તેની અદેખાઈ રહે છે, તેમ સદ્ગુણી પુરુષને કંઈ રહેતી નથી.

એ પ્રમાણે સંવાદ ચાલી થેમિસ્ટોકલીસ, એરિસ્ટાઇડીસ, પેરિકલીસ, થ્યુસિડાઇડીસ, એમણે પોતાના છોકરાઓને બધી કેળવણી આપી, પણ તેઓ તેમનાં પડોશી કરતાં વિશેષ સદ્ગુણી થયા નહિ એમ પ્રતિપાદન કરે છે. છેવટે એવા પરિણામ પર આવે છે કે 'Virtue is a thing not to be taught.'—સદ્ગુણનું શિક્ષણ આપી શકાતું નથી.

પછી બીજા વિચાર ચાલે છે કે 'But if it is not to be taught, are the good naturally so from their birth?'—જો સદ્ગુણનું શિક્ષણ આપી શકાતું નથી, તો સદ્ગુણી પુરુષો જન્મથી, સ્વાભાવિક રીતે તેવા છે?

તેનો વિચાર આ પ્રમાણે ચલાવે છે. ઘોડા સારા સ્વભાવના-શારીરિક ને માનસિક પ્રકૃતિના-દોડવામાં જબરા ને લાગણીવાળા તેજી-હોય છે? હા, તેને કોણ પારખે છે? અશ્વશાસ્ત્રમાં પ્રવીણ હોય તે. કુતરા પણ સારા નઠારા સ્વભાવના હોય છે? હા, તેને કોણ પારખે છે? શિકારી. સોનું અને રૂપું પારખનારા છે? હા. ત્યારે આ બધા કરતાં સદ્ગુણી માણસો પારખવાનું કામ ઓછું અગત્યનું છે? ના.

ત્યારે જો માણસના સ્વભાવજ સદ્ગુણને માટે લાયક હોય તો તે સ્વભાવ શોધી કાઢવા મનુષ્ય કંઈ યોજના ન કરત? 'Can you then mention any art which has been exhibited and applied to the natures of good men, so as to enable persons to decide upon them?'—ત્યારે કોઈ સારા માણસના સ્વભાવ પારખવા શક્તિમાન્ થાય તેને માટે કોઈ કળા પ્રદર્શાવેલી કે તે સ્વાભાવને લાગુ પાડેલી તમે કહી શકશો? ના, હું કહી શકતો નથી.

'And yet the art would be worth much, and so too the parties possessing it. For they would have pointed out the young men, who, when they were still boys were about to be good; and whom

we should have taken and kept in the Acropolis for the public use, as it were silver, and some thing more beautiful, in order that they might not suffer any mishief, either in fight or in any other danger, but be laid up as the saviours and benefactors of the state, since they should have arrived at a proper age.'—અને તોપણ એ કળા ઘણી કામની થઈ પડે, અને એ કળાવાળા પણ ઘણા ઉપયોગી થાય; કેમકે તેઓ આપણને એવા સદ્‌ગુણી મનુષ્યો બાળપણથીજ બતાવે, કે આ આગળ જતાં સદ્‌ગુણી થશે. તેથી આપણે તેને પ્રજાના ઉપયોગને માટે જાણે તે રૂપું અને તેથી પણ વધારે સુંદર હોય તેમ એક્રોપોલિસમાં રાખીએ, કે તેથી કરીને લડાઈમાં કે બીજા કોઈ ભયમાં તેમને હાનિ ન થાય, પણ જ્યાંસુધી તેઓ યોગ્ય ઉમ્મરે પહોંચે ત્યાંસુધી રાજ્યના ઉદ્ધારક ને કલ્યાણકર્તા તરીકે તેમનું સંરક્ષણ થાય.

'But it seems almost that virtue does not exist in mankind either by nature or instruction'—પણ લગભગ એમજ લાગે છે કે સદ્‌ગુણ કુદરતથી કે શિક્ષણથી મનુષ્યને મળતો નથી.

છેવટે નીચેનો પ્રશ્ન ને ઉત્તર આપી વિષય સમાપ્ત કરે છે–'How then, Socrates, would persons seem to become (good) if they do not become so by nature or instruction? By what other means could the good exist? This, I think, could not be shown easily; but I conjecture that the property (of goodness) is some thing especially divine, and that good men exist, as prophets do and oracle chaunters. For these exist neither by nature, nor by art, but become such by the inspiration of the gods. And so too,

good men point out to state what is about on each occasion to happen, and what is about to be, from the inspiration of a god much more and more clearly than oracle chaunters do: and even women somehow say that such a person is divine. ... ...... Thus then it is likely that virtue is a thing not to be taught nor (derived) from nature, but exists by a divine allotment to those who possess it.'—

ત્યારે સોક્રેટીસ, માણસો કુદરત કે શિક્ષણથી સદ્‌ગુણી થતા નથી તો તેઓ સદ્‌ગુણી થતા શી રીતે દેખાય છે? બીજાં કયાં સાધનોથી સદ્‌ગુણી પુરુષો સદ્‌ભાવ પામી શકે? હું ધારૂં છું કે એ સહેલાઈથી બતાવી શકાય એમ નથી; પણ હું એવી અટકળ કરૂં છું કે સદ્‌ગુણરૂપી ધર્મ ખાસ કરીને કંઈક દૈવી છે અને જેમ ભવિષ્યવાદી ને ઇશ્વરી વાણી કહેનારા દુનિયામાં હોય છે તેમજ સદ્‌ગુણી પુરુષો પણ હોય છે. કારણ કે ઇશ્વરી સંદેશો કહેનારા ને ભવિષ્યવાદીઓ કંઈ કુદરત કે કળાથી થતા નથી; પણ ઇશ્વરી પ્રેરણાથી થાય છે; અને એવીજ રીતે આકાશવાણી કહેનારા બતાવે છે તેથી વિશેષ સ્પષ્ટતાથી દરેક પ્રસંગે શું બનવાનું છે કે થવાનું છે તે સદ્‌ગુણી પુરુષો રાજ્યોને દર્શાવે છે. વળી સ્ત્રીઓ પણ કંઈ ન કળાય એમ કહે છે કે ફલાણો માણસ દૈવી પુરુષ છે. ત્યારે આ પ્રમાણે સંભવિત છે કે સદ્‌ગુણનું શિક્ષણ આપી શકાતું નથી, તેમજ તે કુદરતથી પણ પ્રાપ્ત કરી શકાતો નથી; પણ જેમનામાં છે તેમનામાં ઇશ્વરેજ અર્પેલા છે.

પ્લેટોના આવા વિચાર છે. જ્ઞાન કરતાં સદ્‌ગુણ કેવો ઊંચો છે તે આ સંવાદથી સ્પષ્ટ સમજાય છે. સદ્‌ગુણ કંઈ પ્રાપ્ત થઈ શકતો નથી, એ તો ઇશ્વરદત્તજ છે, પૂર્વજન્મના સંસ્કારનુંજ ફળ છે. અત્યુત્તમ, અનુકરણીય સદ્‌ગુણી પુરુષો, ખરેખર, દેવપુરુષોજ છે. એવા કંઈ બહુ જોવામાં આવતા નથી. એ તો વિરલજ છે, ને ઇશ્વરવત્‌ સર્વથા પૂજ્ય ને વન્દીય છે.

અગાઉના ગુરુઓ નીતિ વિષે કેટલું લક્ષ રાખતા તે ઉપનિષદ્‌ની કેટલીક આખ્યાયિકા વાંચવાથી જણાશે.

**૧૧. સત્ય પર પ્રેમ.**

સત્યકામનો પિતા મરણ પામ્યો હતો. તેણે પોતાની માતા જબાલાને પૂછ્યું કે મારૂં ગોત્ર શું છે? માતાએ જવાબ દીધો કે સ્વામીની સેવામાં વ્યગ્ર રહેવાથી તારા પિતાના ગોત્રની મને ખબર નથી. મારૂં નામ તો જબાલા છે ને તારૂં નામ સત્યકામ છે એટલું હું જાણું છું.

પછી તે જાબાલ સત્યકામ ગૌતમ પાસે ગયો; ને ગૌતમે તારૂં શું ગોત્ર છે એમ પૂછ્યું એટલે કહ્યું, હું ગોત્ર જાણતો નથી, માતા પણ જાણતી નથી, પણ માતાએ કહ્યું છે કે ઉપનયન માટે આચાર્ય પાસે જઈ 'હું સત્યકામ જાબાલ છું,' એમ કહે. આ સત્ય વચનથી તે શૂદ્ર નથી એમ આચાર્યે નક્કી કર્યું.

અબ્રાહ્મણ સત્યને અસત્યથી વિવિક્ત કરી બોલવા યોગ્ય નથી એમ નિર્ધારણ કરી આચાર્યે કહ્યું, હે જાબાલ, તું સત્યથી દૂર ગયો નથી, તેં સત્યનો ત્યાગ કર્યો નથી. અબ્રાહ્મણ આવું ઋજુ–સરળ વચન બોલે એ યુક્ત નથી તેથી તું બ્રાહ્મણજ હોવો જોઈએ. હું તને ઉપનયન કરીશ તેટલા માટે સમિધ લાવ એમ કહી તેને ઉપનયન કરવા ગૌતમ પ્રવૃત્ત થયો.

**(तं होवाच किंगोत्रो नु सोम्यासीति। होवाच नाहमेतद्वेद भो यद्गोत्रोऽहमस्म्यपृच्छं मातरं सा मा प्रत्यब्रवीद् बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसीति सोऽहं सत्यकामो जाबालोऽस्मि भो इति॥ तं होवाच नैतदब्राह्मणो विवक्तुमर्हति समिधं सोम्याहरोप त्वा नेष्ये न सत्यादगा इति॥**

[ છાન્દો. ૪ । ૪ । ૪–૫ ]

સ્ત્રીઓ સ્વામિસેવામાં કેવી તત્પર હતી, સત્ય પર તેમનો કેવો પ્રેમ હતો, એ સત્યપ્રેમજ શૂદ્ર નથી એવી કસોટીનું કેવી રીતે કારણરૂપ હતો, ને ગુરુ પણ આચરણ પર કેટલું લક્ષ આપતા એ બધાનો આ આખ્યાયિકા કેવો સુંદર બોધ આપે છે!

ઉપનયનનો બરોબર અર્થ અત્ર સમજવો આવશ્યક છે. '**उपसदनं नाम गुरुसमीपे शिष्यस्य गमनम्। उपनयनं तूपसन्नस्य विद्यां**

स्यामीत्यङ्गीकारपूर्वकं शिष्यत्वेन स्वनिकटे स्थापनम्'-ઉપસદન એટલે ગુરુની સમીપ શિષ્યનું જવું. પણ ઉપનયન એટલે તો ગુરુ પાસે ગયલાને 'હું વિદ્યા આપીશ' એમ અંગીકાર કરીને શિષ્ય તરીકે ગુરુ પોતાની પાસે બેસાડે તે.

**૧૨. શ્રદ્ધા, દાન, અનુદ્ધતત્વ-વિદ્યાનાં સાધન.**

છાન્દોગ્યમાં એક ઉપાખ્યાન નીચે પ્રમાણે છેઃ—

જાનશ્રુતિ, જનશ્રુતનો પુત્ર, બહુ દાન કરતો અને અતિથિઓનો ઘણો સારો સત્કાર કરતો. અતિથિઓ મારાજ અન્નથી તૃપ્ત થાઓ એવું ધારી તેણે પોતાના રાજ્યમાં સર્વત્ર અતિથિગૃહો રચાવ્યાં.

તે એક દિવસ મહેલમાં ઉપલે માળે એકાન્તમાં સૂતો હતો. ત્યાં તેના અન્નદાનથી તુષ્ટ થયલા ઋષિઓ હંસરૂપ લઈ તે મહેલની ઉપર આકાશમાં ગયા. તે રાજાને હિતકારક ઉપદેશ કરવા માટે તે હંસોમાં આગલાને પાછલાએ કહ્યું, હે મન્દ બુદ્ધિવાળા! જાનશ્રુતિનું તેજ સ્વર્ગલોક પર્યન્ત વ્યાપ્ત થયું છે, માટે તું તેથી દૂર રહે; કેમકે તેની પાસે આવવાથી તું બળી જઈશ. તેટલા માટે અન્ય માર્ગેજ જવું યુક્ત છે.'

તે પાછલાને અગ્રગામી હંસે કહ્યું, 'આ દીન જાનશ્રુતિની આવા મહિમાવાળા પુરુષ તરીકે શા માટે સ્તુતિ કરો છો? એટલી સ્તુતિને એ યોગ્ય નથી; પણ શકટયુક્ત રૈકવજ એવી સ્તુતિને યોગ્ય છે.'

પૃષ્ઠગામી હંસે પૂછ્યું કે શકટયુક્ત રૈકવ એવો મહિમાવાળો શી રીતે?

અગ્રગામી હંસે કહ્યું કે 'રૈકવનો ઉપાસના નામનો મોટો ધર્મ છે, તે ઉપાસનાને જે બીજો જાણે છે તેના ધર્મમાં સર્વ ધર્મોનો અન્તર્ભાવ થાય છે, તેથી તે રૈકવજ ઉત્કૃષ્ટ છે.'

આમ સંભાષણ કરી હંસો ગયા એટલે જાનશ્રુતિએ પથારીમાંથી ઊઠીને દ્વારપાલને કહ્યું, 'જેના ધર્મમાં સર્વ ધર્મોનો અન્તર્ભાવ થાય છે તેવો મહર્ષિ શકટયુક્ત રૈકવ નામનો છે. તે ઉચિત પ્રદેશમાં, એકાન્તમાં, નદીકિનારે કે અન્ય સ્થળે જ્યાં હોય ત્યાં તેને શોધી કાઢી મને ખબર કરો.' તે દ્વારપાલે એ પ્રમાણે સંશોધન કરી કોઈક સ્થળે શકટની પાસે, ભાર્યા, ધન આદિથી રહિત બેઠેલા રૈકવને જોયો ને તેની રાજાને ખબર કરી.

રાજા છસેં ગાય, નિષ્કયુક્ત હાર, ને ખચ્ચરવાળો રથ ઉપહાર તરીકે લઈ તેની પાસે ગયો. પાસે જઈને રાજાએ કહ્યું, 'આ ઉપહારનો સ્વીકાર કરી તમે જે દેવની ઉપાસના કરો છો તે દેવનો મને ઉપદેશ કરો.'

રૈક્વે કહ્યું, નિષ્કયુક્ત હારથી યુક્ત રથ, ગાયસહિત તારોજ થાઓ, અર્થાત્, ગૃહસ્થાશ્રમ માટે ઉપયોગી ન થાય એટલા અલ્પ દ્રવ્યનું મારે કંઈ પ્રયોજન નથી.

એ વચન સાંભળી જાનશ્રુતિ ફરી હજાર ગાય, નિષ્કયુક્ત હાર, ખચ્ચરવાળો રથ, ને પોતાની પુત્રીને ઉપહાર તરીકે લઈ તેની પાસે ગયો, ને કહ્યું, 'આ સર્વનો સ્વીકાર કરો, જે ગામમાં તમે છો તે ગામનો પણ સ્વીકાર કરી તે દેવતાનો મને ઉપદેશ કરો.' એનો સ્વીકાર કરી રૈક્વે કહ્યું, '**आजहोरमाः शूद्रानेनैव मुखेनालापयिष्कथाः**'–હે શૂદ્ર, એ સર્વ તેં આણ્યું છે; એજ વિદ્યાગ્રહણ કરવાના ઉપાયથી મને તું આલાપ કરાવીશ— મારી પાસેથી તું વિદ્યાગ્રહણ કરીશ.

મહાવૃષ દેશમાં જે ગામમાં એ રૈક્વ રહેતો હતો તે એ રૈક્વપર્ણ નામે પ્રખ્યાત થયું. તે ગામ રાજાએ એ રૈક્વને આપ્યું ને તે રાજાને રૈક્વે વિદ્યાદાન કીધું.

શ્રદ્ધા, અન્ન, દાન, અનુદ્ધતત્વ આદિ વિદ્યાપ્રાપ્તિનાં સાધન છે એ આ આખ્યાયિકા દર્શાવે છે. આ બાપડા વિદ્યાહીન રહેલાનું તેજ તું વખાણે છે. બ્રહ્મજ્ઞાની રૈક્વનું તેજ દુર્લંઘ્ય છે, બ્રહ્મજ્ઞાનરહિત જાનશ્રુતિનું નથી. આ હંસનું વચન રાજાને ભાન કરાવવા માટે છે કે ઐહિક સંપત્તિ બ્રહ્મજ્ઞાન આગળ નિસ્તેજ છે. આપણા વચનથી ખિન્ન થયલો રાજા શકટીલિંગથી રૈક્વને ઓળખી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરશે એવો હંસનો અભિપ્રાય છે. હંસોનું અનાદરવચન સાંભળી રાજાને શોક ઉત્પન્ન થયો. શૂદ્ર શબ્દનો આ ઠેકાણે રૂઢાર્થ લેવાનો નથી; પણ યૌગિક અર્થ લેવાનો છે. તે શોક પ્રતિ રાજાનું અભિદ્રવણ થયું અથવા શોકે રાજાનું અભિદ્રવણ કર્યું. શોકે રાજાને સપડાવ્યો અથવા શોકથી રાજા રૈક્વ પાસે ગયો તેથી શૂદ્ર શબ્દ કહ્યો છે એમ બ્રહ્મસૂત્ર '**तद्राद्रवणात्**' પદ વાપરી શૂદ્ર શબ્દનો અર્થ દર્શાવ્યો છે.

રાજાને પણ બ્રહ્મજ્ઞાન જોઈતું હતું તેથી શ્રદ્ધા, દાન, વિનય આદિ સંપત્તિ લઈને ગુરુ પાસે ગયો ત્યારેજ ગુરુએ તેને વિદ્યાદાન દીધું એમ સમજવાનું છે.

## ૧૩. બ્રહ્મજ્ઞાન વિષે સંવાદ.

દેવકન્યા સુવર્ચલા જેને અન્ય જન્મના સંસ્કારથી બ્રહ્માત્મતત્ત્વનો અનુભવ સહજસિદ્ધ હતો તે પોતાના જેવા પતિને ઇચ્છતી હતી ને પિતા પાસેથી આત્મજ્ઞાન શ્વેતકેતુએ મેળવ્યું છે એમ સાંભળી તેણે તેને વર્યો. પિતાએ પણ તેને તેની સાથે પરણાવી. તે બ્રહ્મજ્ઞાનિષ્ઠ દંપતીએ વૈદિક કર્મના અનુષ્ઠાનયુક્ત ગૃહસ્થાશ્રમ ચલાવ્યો.

તે બેની વચ્ચે આ પ્રમાણે બ્રહ્મ વિષે સંવાદ થયો:—

એક વખત પોતાના સ્વામી શ્વેતકેતુને સુવર્ચલાએ પૂછ્યું, 'હે. દ્વિજોત્તમ, આપ કોણ છો તે મને કહો.'

શ્વેતકેતુએ તેને કહ્યું કે હે સુભગે, તું મને બરાબર જાણ્યો છે. હું સત્યવ્રતમાં પરાયણ દ્વિજોત્તમ છું, એમાં સંશય નથી.'

તેણે તેને કહ્યું, 'હૃદયસ્થ મહાત્મા વિષે હું પૂછું છું.'

તે સાંભળી સર્વજ્ઞ મુનિશ્રેષ્ઠે તેને ઉત્તર આપ્યો, મનનીજ સાથે સમાયુક્ત થયલો આત્મા છે એમ જો તું માને છે, તો તે દેહના બન્ધનવાળો મિથ્યા ગોત્રના સદ્ભાવમાં છે. તું તે હું છું ને હું સર્વ છું; હું હું એમજ પ્રવર્તે છે. જે તું મને પૂછે છે તે પરમાર્થ એમાં નથી.

આમાં સમજવાનું આ પ્રમાણે છે. સદ્વિદ્યાને વિષે '**तत्त्वमसि**' (તે બ્રહ્મ તું છે) એમ અસકૃત્ પિતાએ ઉપદેશ કરેલો શ્વેતકેતુ આત્માને કેવો જાણે છે એમ જિજ્ઞાસા થવાથી સુવર્ચલાએ '**कस्त्वं द्विजोत्तम**' હે દ્વિજોત્તમ તું કોણ છે—એવો પ્રશ્ન કર્યો. તેના પ્રશ્નનો અભિપ્રાય શ્વેતકેતુ જાણતો હતો તોપણ ક્રમે તેને તે અર્થનો બોધ કરવો એમ માની તેને વિષે ઉત્તર કહ્યું કે 'દ્વિજોત્તમ, એમ તું મને સંબોધન કરે છે તેથી હું બ્રાહ્મણ છું એમ તું જાણે છેજ. હવે પૂછવાનું શું રહ્યું

છે ?' ત્યારે સુવર્ચલાએ દેહના ઉપાધિ તરીકે આત્માને વિષે કલ્પેલા પ્રત્યક્ષ બ્રાહ્મણત્વ વિષે હું પૂછતી નથી; પણ '**द्विजोत्तमोऽहं**' (હું દ્વિજોત્તમ છું) એમ દેહથી વિવિક્ત જે આત્માને **अहम्** (હું) શબ્દથી તું હૃદયશાયી તરીકે નિર્દેશ કરે છે તેને વિષે હું પૂછું છું.' શ્વેતકેતુ ઉત્તર આપે છે કે **अहम्** શબ્દ મન સાથે સમાયુક્ત આત્માને વિષે પ્રવર્તે છે; અને મનઃસમાયુક્ત આત્મસ્વરૂપ મિથ્યા છે, જેમ બ્રાહ્મણ કુલમાં ઉત્પન્ન થયલા દેહોપાધિક આત્માને વિષે બ્રાહ્મણત્વ મિથ્યા છે તેમ; માટે આત્મતત્ત્વ જાણવા ઇચ્છનારાઓએ **अहम्** શબ્દનો અર્થ પૂછવો યુક્ત નથી. વળી અહંભાવ સર્વમાં સાધારણ છે ને પ્રત્યક્ષસિદ્ધ છે માટે જો પરમાર્થ જાણવાની ઇચ્છા હોય તો અહંભાવ પ્રશ્ન માટે યોગ્ય નથી.

પછી કર્તૃત્વ, ભોકર્તૃત્વ (હું કર્તા છું, ભોક્તા છું), આદિ યુક્ત અહંભાવને જો તમે અસત્ય સમજો છો તો કર્તૃત્વપૂર્વક વૈદિક કર્મ શા માટે આચરો છો, એમ સુવર્ચલા પૂછે છે, તેનો શ્વેતકેતુ ઉત્તર આપે છે કે વૈદિક કર્મનું આચરણ લોકસંગ્રહને અર્થે–વ્યવહાર અર્થે છે.

પછી સર્વ આત્માને વિષે **अहम्** શબ્દનો પ્રયોગ કરે છે, તો **अहम्** શબ્દનો એવો અર્થ કેમ ન થાય એમ મનમાં ધારી શબ્દ ને અર્થ વચ્ચે કેવો સંબન્ધ છે એવો પ્રશ્ન સુવર્ચલાએ પૂછ્યો, ત્યારે શ્વેતકેતુએ કહ્યું કે શબ્દ ને અર્થનો સંબન્ધ સંયોગ આદિ નથી. પણ શબ્દ ને અર્થની વચ્ચે વાચ્યવાચકભાવ સંબન્ધ છે. સુવર્ચલા કહે છે, 'અહંકાર શબ્દ એ સર્વદા આત્માને વિષે સંશ્રિત થયલો વ્યક્ત છે, ને વાણી તેમાં પ્રવર્તતી નથી, માટે તે મિથ્યા થશે.'

શ્વેતકેતુ કહે છે, **अहम्** શબ્દ અહંભાવમાં પ્રવર્તે છે, આત્મભાવમાં પ્રવર્તતો નથી. અને સગુણસ્વરૂપ વાણી, પર, અચિન્ત્ય આત્માને વિષે પ્રવર્તતી નથી.'

સુવર્ચલા કહે છે, 'ત્યારે અહંભાવ ને આત્મભાવનો અર્થ મને કહો. જો શબ્દ ને અર્થ વચ્ચે વાચ્યવાચકભાવ સંબન્ધ હોય તો **अहम्** શબ્દ આત્મવાચક કેમ ન થાય ?'

શ્વેતકેતુ સમજાવે છે કે '**અહમ્** શબ્દનો મુખ્ય અર્થ-આત્મા નથી, પણ હું એ અર્થ થાય છે.' ત્યારે હું એ અર્થથી અન્ય એવો આત્મા કોણ છે એમ સુવર્ચલા પૂછે છે.

શ્વેતકેતુ કહે છે કે મૃત્તિકાને વિષે જેમ ઘટનો આભાસ છે, તેમ આત્માને વિષે અહંભાવનો આભાસ છે. કલ્પિત આકારની ઉપાધિથી પ્રવૃત્ત થતો શબ્દ શુદ્ધ અધિષ્ઠાનને-જેને વિષે આરોપ કર્યો છે તેને-વિષે પ્રવૃત્ત થતો નથી, રજતની ઉપાધિથી શુક્તિને વિષે પ્રવૃત્ત થયલા રજત શબ્દની પેઠે; માટે કલ્પિત ઉપાધિથી પ્રવૃત્ત થતો **અહમ્** શબ્દ શુદ્ધ આત્માને વિષે પ્રવૃત્ત થતો નથી. તેટલા માટે અહંકારથી વિવિક્ત આત્માજ બ્રહ્મ છે ને તે પ્રપંચનું અધિષ્ઠાન છે; ને જેમ આકાશ પ્રપંચનો આશ્રય છે તોપણ તેનું સંગી નથી, તેમ બ્રહ્મ પણ અસંગી છે.

પછી સુવર્ચલા પૂછે છે કે 'પ્રપંચાધિષ્ઠાન બ્રહ્મ આકાશની પેઠે દેખાતું કેમ નથી?'

શ્વેતકેતુ કહે છે કે 'આકાશ દેખાતું નથી, આકાશનું ગ્રહણ થતું નથી, વાયુને ત્વચા વડે સ્પર્શ કરો છો, આકાશસ્થ ગન્ધને નાસિકા વડે સૂંઘો છો, આકાશસ્થ જ્યોતિને ચક્ષુ વડે જુઓ છો, તેમજ અંધકાર, મેઘ, તારા વગેરે આકાશસ્થને દેખો છો; પણ આકાશને દેખી શકતા નથી. લૌકિક આકાશની પણ એવી ગતિ છે, તો તેથી પણ સૂક્ષ્મ પરમાત્માનું શું પૂછવું.' આવો આ સંક્ષેપમાં સંવાદ છે.

ગહન વિષય પણ સંવાદના સ્વરૂપમાં કેવો હૃદયંગમ થાય છે!

લેખ ઘણો લાંબો થઈ જવાથી હવે એટલેથીજ વિરમું છું. કાવ્ય ને શાસ્ત્રનો વિનોદ કેવી રીતે થઈ શકે છે તેનું અહિં આ પ્રમાણે દિગ્દર્શન કર્યું. પૂર્વ સમયના કાવ્યસાહિત્ય ને શાસ્ત્રના સ્વરૂપનું પણ યત્કિંચિત્ નિરૂપણ થયું.

---

( ૬ )

## કવિ નર્મદ

ગુજરાતી સાહિત્યનાં વિવિધ અંગના આરંભક અને સંસ્કારક કવિ નર્મદ આપણા સુરતનાજ નહિ, પણ અખિલ ગુર્જરભૂમિના અલંકારરૂપ છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. સુરતના ત્રણ સુપ્રસિદ્ધ નન્ના—નર્મદાશંકર, નવલરામ, અને નન્દશંકર—એ ત્રણે માટે સુરત યોગ્ય રીતેજ અભિમાન ધરાવે છે.

ત્રણે વિદ્વાનોએ પોતપોતાના ક્ષેત્રમાં અમૂલ્ય સાહિત્યસેવા બજાવી છે. તેમાં કવિ નર્મદે તો પોતાનું અખંડ જીવન સરસ્વતીની ઉપાસનામાં અર્પણ કર્યું છે અને ગુજરાતી સાહિત્યનાં જુદાં જુદાં અંગોને આરંભી શિષ્ટ અને સ્થાયી રૂપ આપ્યું છે. ખરેખર, એમનો સાહિત્યપ્રેમ અને સાહિત્યસેવા અદ્વિતીયજ છે. એવું સ્વાર્પણ વિરલજ છે અને તેનું અનુકરણ પણ કઠિન અને વિરલજ છે.

પાશ્ચાત્ય કેળવણીનો એમના સમયમાં આરંભજ થયો હતો. સંસ્કૃત શિક્ષણ માટે પણ હાલના જેવી અનુકૂળતા તેમના સમયમાં નહોતી. તેવે સમયે સ્વાભાવિક નાગરિક સંસ્કાર અને બુદ્ધિબળ તથા ઉદ્યોગથી તેમણે બંને ભાષાનું સારૂં જ્ઞાન મેળવ્યું, કાવ્યસંપત્તિનાં સાધનો—પિંગળ, અલંકાર, રસ, વગેરેનો સારો અભ્યાસ કર્યો અને એ રીતે કટિબદ્ધ થઈ કલમ પકડી તે પકડી, વિદેહ થયા ત્યાંસુધી છોડીજ નહિ.

તેઓ આદ્ય કોષકર્તા, શિષ્ટ ગદ્યશૈલીના આદ્ય અધિષ્ઠાતા, તેમના સામયિક કવિ દલપતરામના કરતાં કવિતાને ભિન્ન માર્ગમાં પ્રવર્તાવનાર, શ્રૃંગાર અને વીર રસને અદ્ભુત રીતે પોષનાર, 'પ્રેમ—શૌર્ય'ની અદ્વિતીય ભાવના જગાવનાર અને 'કથાકોષ' રચી શિષ્યવર્ગને માટે પૌરાણિક મહાપુરુષોનાં જીવનની ઘણી ઉપયોગી હકીકત પૂરી પાડી જ્ઞાનનો અમૂલ્ય સંગ્રહ કરનાર છે.

કવિની ભાષા શિષ્ટ, સરળ, તેજસ્વી, ને મરોડદાર છે. એમનો શૃંગાર કેટલેક સ્થળે અમર્યાદિત ને અશ્લીલ થાય છે. કવિએ એકલે

હાથે જેટલું ગુજરાતી સાહિત્ય કેળવ્યું છે તેટલું કેળવવા બીજા થોડાજ ભાગ્યશાળી થયા છે એ કંઈ કવિની જેવી તેવી પ્રતિષ્ઠા નથી.

આ પ્રમાણે કવિ નર્મદે ગુર્જર સાહિત્યના જુદા જુદા અંશો ખેડ્યા છે તોપણ આપણે કવિ નર્મદ તરીકે તેમનો જેટલો નિર્દેશ કરીએ છીએ તેટલો કોષકાર નર્મદ કે ગદ્યકાર નર્મદ તરીકે કરતા નથી તેનું કારણ દેખીતુંજ છે. સાહિત્યનાં બધાં અંગોમાં કવિત્વ એ સર્વોપરિ અને ઉત્કૃષ્ટ છે. સ્વાભાવિક પ્રતિભા, કુદરતનું સૂક્ષ્મ અવલોકન, બહુશ્રુતપણું, અને ઉત્તમ કવિઓનાં કાવ્યોનું પરિશીલન, એટલા ગુણ વિના કવિત્વ આવતું નથી. પ્રતિભા એ ઘણા ઊંચા પ્રકારની બુદ્ધિ છે. 'बुद्धिर्नवनवोन्मेषशालिनी प्रतिभा मता'–નવા નવા ઉન્મેષ–અંકુરથી, નવા નવા કલ્પનાના તરંગોથી શોભતી જે બુદ્ધિ તે પ્રતિભા છે એમ કાવ્યશાસ્ત્રનું રહસ્ય જાણનારાઓ માને છે. આવી બુદ્ધિ અને અન્ય આવશ્યક તત્ત્વો વિરલજ છે અને તેથીજ કવિત્વ સાહિત્યમાં ઉચ્ચતમ સ્થાન પામે છે. એવી કીર્તિ મેળવવાનું ઘણાને મન થાય એ સ્વાભાવિક છે હાલનાજ સમયમાં નહિ પણ પ્રાચીન સમયમાં પણ ઘણા લેખકોએ શક્તિ, અભ્યાસ અને યોગ્ય પરિશ્રમ વિના એ દિશામાં પ્રયત્ન આદર્યો છે ને તેથી પરિહાસ પામ્યા છે. એવું દર્શાવનારાં સંસ્કૃત પદ્યો છે. એકમાં કહ્યું છે કે

हठादाकृष्टानां कतिपयपदानां रचयिता
जनः स्पर्धालुश्चेदहह कविना वश्यवचसा ।
भवेदद्य श्वो वा किमिह बहुना पापिनि कलौ
घटानां निर्मातुस्त्रिभुवनविधातुश्च कलहः ॥

બળાત્કારે આકર્ષેલાં–તાણી તૂસીને ઉત્પન્ન કરેલાં કેટલાંક પદ્યોનો રચનાર, જેને વાણી વશ છે એવા કવિ સાથે સ્પર્ધા કરવા ઇચ્છે તો બહુ કહેવાનું શું પ્રયોજન ? આજે કે કાલે પાપી કલિયુગમાં ઘડાના બનાવનાર અને ત્રિભુવનના નિર્માણ કરનારની વચ્ચે કલહ થશે. અર્થાત્, ઘડો બનાવનાર કુંભાર સર્જનહાર થવાનો દાવો કરે ને જેવો હાસ્યપાત્ર થાય તેવોજ, જેમ તેમ કરી અતિ પ્રયત્ને રચેલાં નાનાં કાવ્યોનો કર્તા કવિમાં ખપવા માગનાર થાય છે.

અન્યત્ર કહ્યું છે કે,

**कवयः कालिदासाद्याः कवयो वयमप्यमी ।**
**पर्वते परमाणौ च पदार्थत्वं प्रतिष्ठितम् ॥**

કાલિદાસ વગેરે પણ કવિઓ છે ને અમે પણ કવિઓ છીએ. પર્વતમાં ને પરમાણુમાં બંનેમાં પદાર્થત્વ છે એની કોનાથી ના કહેવાશે? ક્યાં પરમાણુ ને ક્યાં પર્વત! તેમ ક્યાં કવિત્વનો દાવો કરનાર ક્ષુદ્ર લેખકો ને ક્યાં કાલિદાસ જેવા પ્રતિષ્ઠિત કવિઓ!

અતિપરિશ્રમે થોડાંક સુંદર કાવ્યો તો ઘણા પુરુષો બનાવી શકે; પરંતુ તેથી કંઈ તેઓ કવિપદને યોગ્ય થતા નથી. જેમનો વાણીનો પ્રવાહ અવિચ્છિન્ન પ્રસર્યો જાય છે અને જેઓ વાંચનારને ને સાંભળનારને રસથી તરબોળ કરી, અદ્વિતીય, અલૌકિક, સ્વર્ગસુખસમાન સુખ અનુભવાવે છે તેઓજ કવિની ગુરુ પદવીને યુક્ત છે. એવા કવિઓ વિરલજ છે. એક સંસ્કૃત પદ્યમાં આ વિચાર બરાબર દર્શાવ્યો છે. કહ્યું છે કે થોડાંક પારકાનાં પદ્યોનો પ્રતિદિન અભ્યાસ કરી કેટલાંક ચરણો જેઓ બનાવે છે એવા કવિઓ–કવિની ગણનામાં આવવામાં ઇચ્છતા ઘણા હોય છે; પરંતુ, ખરેખર થોડાનીજ વાણી અવિચ્છિન્ન ઊંચે ચડતાં સમુદ્રનાં મોજાં જેવી છે–જેમ સમુદ્રનાં મોજાં અટકયા વિના ઊંચે ચડ્યાં જાય છે, તેમ થોડાનીજ કલ્પનાનો પ્રવાહ અપ્રતિહત ચાલ્યોજ જાય છે ને તેથીજ તે અતિરમણીય ને વિશદ–વિસ્પષ્ટ છે.

કવિપદનું ગૌરવ આવું પ્રતિષ્ઠિત છે. આલંકારિકોએ રસનું વિવેચન કરતાં તેને બ્રહ્મરસના આસ્વાદ જેવો કહ્યો છે તે યુક્તજ છે. જેમ બ્રહ્મરસનો આસ્વાદ થતાં મન નિર્વિકલ્પક સમાધિમાં પેસે છે ને જ્ઞાતૃ, જ્ઞેય, ઇત્યાદિ સર્વ અવિચ્છિન્ન જ્ઞાનૈક્યમાં પરિણામ પામે છે, તેમ રસની ચર્વણા પણ 'વિગલિતવેદ્યાન્તર'–કહેવાય છે, અર્થાત્, જ્યારે રસનો આસ્વાદ થાય છે ત્યારે તેમાંજ મન લીન થાય છે અને અન્ય જ્ઞેય વસ્તુ રહેતીજ નથી, ખરેખર, કાવ્યરસ અમૃતરસથી કોઈ પણ રીતે ઉતરતો નથી, એ અલૌકિકજ છે એમ એક સંસ્કૃત કવિએ ચમત્કારિક રીતે કહ્યું છે તે સર્વાંશે યુક્ત છે. તે નીચે પ્રમાણે છેઃ—

**कान् पृच्छामः सुराः स्वर्गे निवसामो वयं भुवि ।**
**किं वा काव्यरसः स्वादुः किं वा स्वादीयसी सुधा ॥**

અમે કોને પૂછીએ ? દેવો સ્વર્ગમાં વસે છે ને અમે પૃથ્વી પર વસીએ છીએ એટલે કાવ્યરસ કે અમૃત સ્વાદુતર છે તે જાણી શકાતું નથી. અમૃતરસ સ્વર્ગમાં છે તેનો સ્વાદ દેવો જાણે છે. કાવ્યરસ પૃથ્વીમાં છે, તેનો સ્વાદ આપણે જાણીએ છીએ. આપણે અમૃતરસનું સ્વરૂપ જાણુતા નથી ને દેવો કાવ્યરસનો સ્વાદ જાણી શકતા નથી. એનો મુકાબલો શી રીતે કરાય ?

કવિનું પદ આવું ઊંચું હોવાથી આપણે નર્મદને કવિ તરીકેજ વિશેષ ઓળખીએ છીએ.

મારૂં પૈતૃક ગૃહ કવિના ગૃહની સમીપ હતું તેથી એમને ત્યાં જે મંડળ દરરોજ ભેગું થતું હતું તે કંઈક મારા જાણવામાં છે. અમારી જ્ઞાતિના કવિ સવિતાનારાયણ, ' વિજયવાણી 'ને ' સૃષ્ટિસત્ત્વ 'ના કર્તા કવિ વિજયાશંકર, અને કવિ લલિતાશંકર એ સર્વનાં કવિત્વનાં બીજ કવિ નર્મદના સમાગમમાંજ વવાયાં હતાં.

કવિશ્રી પોતાની લાવણીઓ અને ગરબીઓ ઘણી ઉત્તમ રીતે ગાતા હતા. મધુરી વાણીથી પોતાનાં એવાં કાવ્યોને લલકારતા કવિને સાંભળવાને હું ભાગ્યશાળી થયો છું. ખરેખર, ગેયત્વ ને કાવ્યને કંઈ સંબંધજ નથી એમ કહેવામાં કેટલું અસત્ય છે તેના કવિમુખે કવિનાં કાવ્યો સાંભળનારને તરતજ સમજાય એવું છે. જો ઉત્તમ ગદ્ય પણ ઉત્તમ વાંચનારને મોંએ સાંભળવાથી બહુ અસરકારક થાય છે તો ઉત્તમ કાવ્ય કવિની વાણીમાં સાંભળનારને રસમાં આર્દ્ર કરેજ એમાં શી નવાઈ ?

કવિના સાહિત્યજીવનમાંથી અનેક રીતનો બોધ મળે છે. એમણે સાહિત્યનેજ આખું જીવન અર્પણ કર્યું. સરકારી કે ખાનગી નોકરીનો ભોગ આપી સરસ્વતીસેવામાંજ બધું જીવન વ્યતીત કર્યું એ મોટું સ્વાર્પણ છે. એમનાં કાવ્યમાં સ્વાભિમાન, સ્વદેશાભિમાન, અને સ્વાતન્ત્ર્યપ્રેમ સ્પષ્ટ જણાય છે. સહુ ચલો જિતવા જંગ બ્યૂગલો વાગે, યા હોમ કરીને પડો,

ફતેહ છે આગે' જેવાં કાવ્યો વાચકના મનમાં સાહસ અને શૌર્ય ઉત્તમ રીતે પ્રેરે છે. તેમજ ' કરવું 'દાસપણું ક્યાં સુધી ' જેવાં કાવ્યો સ્વાતન્ત્યનો જુસ્સો ઉત્પન્ન કરે છે. ' નવ કરશો કોઈ શોક, રસિકડાં, નવ કરશો કોઈ શોક' એ ઉત્તમ કાવ્યમાં કવિએ પોતાના જીવનના ઉત્તમ અંશ ઉત્તમ રીતે આલેખ્યા છે. સ્વાર્પણ, સ્વાભિમાન, સ્વાતન્ત્ય, 'પ્રેમશૌર્ય' ને ટેક એ કવિજીવનના ઉત્તમ અંશ છે અને મારા શત્રુને પણ એ મારા ગુણો સ્વીકારવા પડશેજ એવું જે કવિએ કવન કર્યું છે તે શબ્દેશબ્દ સત્ય છે.

એવા કવિવરના જીવનનાં તત્ત્વોમાંથી તરૂણ લેખકવર્ગમાં કવિના ઉદ્યોગ, સાહિત્યપ્રેમ, સ્વદેશાભિમાન ને અભિનિવેશને અનુકરણ કરવાની વૃત્તિ પ્રેરાય તો સાહિત્યને ઘણો લાભ થાય એ નિઃસંશય છે.

કવિના જમાનામાં વહેમનું બળ જબરૂં હતું. એ વહેમદુર્ગને તોડવા મહેતાજી દુર્ગારામ અને કવિશ્રી જેવા સુધારકો બહાર પડ્યા હતા. 'દાંડીઆ'માં એ વિષે કવિના ખાસ લેખ આવતા હતા. એમનાં પુસ્તકોમાં—ગદ્યમાં તેમજ પદ્યમાં—એવા ઘણા લેખો છે. તરૂણ અવસ્થામાં આવેશના બળથી તણાઈ વિદ્વાનો પણ ભૂલભરેલા વિચારો બાંધે છે. અનુભવથી એને પરિપક્વ બુદ્ધિથી ઉત્તરાવસ્થામાં એમાંના ઘણાની ભૂલ તેઓ જાતે સમજે છે. પરંતુ થોડાઓમાંજ એવી ભૂલ જાહેરમાં સ્વીકારવાની હિંમત હોય છે, કવિ નર્મદને વૃદ્ધાવસ્થામાં પોતાની ભૂલ માલમ પડી, એટલે એમણે 'ધર્મ—વિચાર' નામના પુસ્તકમાં પોતાના વિચાર પ્રકટ કર્યા. કવિનો એ ધીટ સ્વભાવ અને અભિનિવેશ સર્વથા અનુકરણીય છે.

---

## ( ૭ )

# ભાષાશુદ્ધિ વિષે કેટલાક વિચારો

ગુજરાત વર્ણાક્યુલર સોસાઇટીનો ઉદ્દેશ ગુજરાતી સાહિત્યને ઉત્તેજન આપી તેમાં વૃદ્ધિ કરવાનો છે, તેથી તેના આ ' ડાયમંડ જ્યુબિલિ 'ના શુભ સમારંભમાં 'ભાષાશુદ્ધિ' વિષે મારા વિચાર દર્શાવવા એ અપ્રાસંગિક નથી, રે પ્રસંગને બહુ અનુકૂળ છે, એવો વિચાર સ્ફુરવાથી મેં એ વિષય લીધો. આરંભમાંજ મારે સ્પષ્ટ કરવું જોઈએ કે મારો વિચાર જોડણીના તકરારી વિષયમાં ઊતરી હકારનો ઉચ્ચાર ઘણા શબ્દોમાં થાય છે તે લખાણમાં જણાવવો યુક્ત છે કે નહિ અને તે જણાવવો યુક્ત હોય તો કેવી રીતે, તેનો નિશ્ચય કરવાનો નથી, ઇ કે ઉ હ્રસ્વ દીર્ઘ લખવાના કે એવા વિવાદિત વિષયો વિષેના નિયમો આપવાનો નથી, તેમજ આજ્ઞાર્થ કે બીજાં રૂપો કેટલાક યકારસહિત અને કેટલાક યકાર-રહિત લખે છે, તેમાં શુદ્ધ કયું રૂપ છે, તે વિષે બોલવાનો નથી. એ બધા વિષયો વિષે મારા વિચારોનું સવિસ્તર નિરૂપણ મેં ' શાળાપત્ર 'માં કર્યું છે. એ એવી તકરારી બાબતો છે કે તેનો નિર્ણય સાક્ષરમંડળમાં એકમતે થઈ શકવાનો હાલ તો સંભવ જણાતો નથી.

આ માંગલિક પ્રસંગે આવા વિવાદિત વિષય પર બોલી ગરમાગરમ ચર્ચા ઉત્પન્ન કરી ઉત્સવના આનંદમાં વિક્ષેપ નાખવાનો મારો બીલકુલ ઈરાદો નથી. આજે જે વિચાર દર્શાવવા હું માગું છું, તે વિદ્વન્મંડળને માન્ય થશે, એવી આશા છે. ગુજરાતી ભાષાનાં અનેક જાતનાં પુસ્તકો સરકારી રીતે મારી પાસે અભિપ્રાય માટે આવે છે. તેનાં લખાણમાં જાતજાતના દોષો નજરે પડે છે. એ દોષોના વર્ગીકરણથી ' ભાષાશુદ્ધિ ' વિષે કેટલાક વિચારોનું નિરૂપણ કરવું, એ મારો હેતુ છે.

શુદ્ધ ભાષા કોને કહેવી અને ભાષા શુદ્ધ બોલવાની અને લખવાની જરૂર છે કે નહિ, તે વિષે પ્રથમ વિચાર કરીએ. દરેક શહેર કે ગામમાં કેળવાયલા અને બીનકેળવાયલા માણસની ભાષામાં બહુ ફેર પડે છે. કેળવાયલા માણસો કંઈ ' લેમડો, ' ' પેપળો,' ' હેંડ,' ' હવાકો,' ' હાક,'

'શેવક,' 'દાશી,' વગેરે અશુદ્ધ શબ્દો બોલતા નથી. બાળકને વડીલના, શિષ્યને શિક્ષકના અને પ્રજાને રાજાના કે કાયદાના અંકુશમાં રહેવાની જરૂર છે, નહિ તો ઉચ્છૃંખલિત થાય. આચારવિચાર વગેરે દરેક બાબતમાં નિયમની જરૂર છે. ભાષાને પણ નિયમિત કરવાની જરૂર વિદ્વાનોએ સ્વીકારી છે. શિષ્ટ પુરુષોની બોલી અને લખાણ ઉપરથી ભાષાશુદ્ધિના નિયમો તારવી વૈયાકરણોએ વ્યાકરણ બનાવ્યાં છે. 'વ્યાકરણ' શબ્દનો અર્થ એવો છે કે **व्याक्रियन्ते शब्दा अनेनेति व्याकरणम्**, એટલે જે વડે શબ્દોનું સ્પષ્ટીકરણ થાય તે વ્યાકરણ. અર્થાત્, પ્રકૃતિપ્રત્યયના વિભાગ દર્શાવી શબ્દોની વ્યુત્પત્તિ આપી હોય તથા શુદ્ધ શબ્દોમાં જોવામાં આવતા નિયમો તેમજ તે શબ્દોનું વર્ગીકરણ, પ્રકાર ઇત્યાદિ વિષયો પર જેમાં ચર્ચા કરી હોય તે વ્યાકરણ. વ્યાકરણને ભાષ્યકાર પતંજલિએ 'શબ્દાનુશાસન' કહ્યું છે; કેમકે એમાં શબ્દો વિષે ઉપદેશ કરવામાં આવે છે. **अनुशिष्यन्तेऽसाधुशब्देभ्यो विविच्य ज्ञाप्यन्तेऽनेनेत्युनुशासनम्**' એટલે જેમાં અસાધુ શબ્દોથી જુદા પાડી સાધુ શબ્દોનો બોધ કરવામાં આવે છે તે.

'વ્યાકરણ' અને 'અનુશાસન' એ બન્ને શબ્દોમાં કરણાર્થે **ल्युट् (अन)** પ્રત્યય થયો છે. આ પ્રમાણે 'વ્યાકરણ' અને 'અનુશાસન' શબ્દોનો અર્થજ શબ્દશુદ્ધિનો વિચાર આગળ પાડે છે.

વળી ભાષ્યકૃત્ પતંજલિએ વ્યાકરણ શીખવાનાં પ્રયોજનો ગણાવ્યાં છે તેમાં શુદ્ધ શબ્દો શીખવા, અશુદ્ધ શબ્દોથી દૂર રહેવું એ એક પ્રયોજન કહ્યું છે. **'तेऽसुरा हेलयो हेलय इति कुर्वन्तः पराबभूवुः। तस्माद् ब्राह्मणेन न म्लेच्छितवै॥ म्लेच्छो ह वा एष यदपशब्दः। म्लेच्छा मा भूमेत्यध्येयं व्याकरणम्'** ॥

આનો અર્થ એવો છે કે અસુરો અપશબ્દ બોલ્યા માટે તેમનો પરાભવ થયો, માટે બ્રાહ્મણે મ્લેચ્છિત ન થવું. અપશબ્દ ન બોલવો. મ્લેચ્છ એટલે અપશબ્દ. આપણે મ્લેચ્છ–અપશબ્દ બોલનારા–નિંદ્ય ન થઈએ માટે વ્યાકરણ શીખવું જોઈએ. સારાંશ કે અશુદ્ધ બોલવાથી અર્થ સમજાય નહિ અને તેથી અનિષ્ટ ફળ થાય. અસુરોનો અશુદ્ધ

બોલવાથી પરાજય થયો, માટે આપણે અશુદ્ધ બોલવું નહિ. અપશબ્દને મ્લેચ્છ કહ્યો છે. પ્રાચીન કાળમાં સુધરેલી પ્રજાઓ થોડી હતી તેથી તે અન્ય પ્રજાને મ્લેચ્છ, યવન, ( Barbarians ) વગેરે કહેતા. જેમ અન્ય પ્રજા અશિષ્ટ હોવાથી તેમને સ્પર્શ કરવો પણ દોષ ગણાયો, તેમ શિષ્ટ પુરુષો ન બોલે એવા શબ્દો મ્લેચ્છ છે, અપશબ્દ છે, આપણા કલ્યાણને અર્થે એ શબ્દોથી દૂર રહેવું એવું તાત્પર્ય છે. ભાષ્યમાં દુષ્ટ શબ્દની એવીજ નિંદા ફરીથી કરી છે.

**दुष्टः शब्दः स्वरतो वर्णतो वा मिथ्याप्रयुक्तो न तमर्थमाह।**
**स वाग्वज्रो यजमानं हिनस्ति यथेन्द्रशत्रुः स्वरतोऽपराधात् ॥**

સ્વર કે વર્ણમાં દોષવાળો શબ્દ, વિવક્ષિતથી અન્ય અર્થમાં વપરાયલો તે અર્થ પ્રતિપાદન કરતો નથી. વાક્રૂપી એ વજ્ર યજમાનની હિંસા કરે છે, જેમ સ્વરના અપરાધથી ‘ઇન્દ્રશત્રુ’ શબ્દે યજમાનની હિંસા કરી તેમ. વૃત્રે ઇન્દ્રનો અભિચાર–મારણ મન્ત્ર આરંભ્યો હતો, તેમાં હોમ કરવાને વખતે **स्वाहेन्द्रशत्रुर्वर्धस्व** એ મંત્ર કહ્યો. પણ એ મંત્ર ભણવામાં તેણે ‘**इन्द्रशत्रु**’ શબ્દના સ્વરમાં ભૂલ કીધી. વૃત્રનો વિવક્ષિત અર્થ એવો હતો કે હે અગ્નિ, તું ઇન્દ્રનો છેદનાર થઈ વૃદ્ધિ પામ. અહિં **शत्रु** શબ્દનો અર્થ **शातयतीति शत्रुः**–શાતન–છેદન કરે તે શત્રુ, એવો યૌગિક લેવાનો છે, દુશ્મન એવો રૂઢ લેવાનો નથી. હવે ‘**इन्द्रशत्रुः**’ એ સમાસ ષષ્ઠીતત્પુરુષ વિવક્ષિત છે અને તત્પુરૂષ સમાસ અન્તોદાત્ત છે તેથી અન્ત્ય સ્વર ઉદાત્ત હોય એમ ઉચ્ચાર કરવો જોઈએ. પણ વૃત્રે સ્વરમાં ભૂલ કરી આદિ સ્વર ઉદાત્ત પઠ્યો, તેથી સમાસ બહુવ્રીહિ થયો અને ઇન્દ્ર જેનો શત્રુ–શાતન કરનારો–છેદક છે એવો અર્થ થવાથી વૃત્રની–યજમાનનીજ હિંસા થઈ. આમ સ્વરમાં ભૂલ કરવાથી અનિષ્ટ ઉપજ્યું; માટે સ્વર કે વર્ણથી જે શબ્દ દૂષિત હોય તેવાનો કદિ ઉચ્ચાર કે પ્રયોગ કરવો નહિ. આ પ્રમાણે દુષ્ટ શબ્દની નિંદા છે, અર્થાત્ શુદ્ધ શબ્દની પ્રશંસા છે.

શ્રુતિમાં પણ પ્રશંસા આ પ્રમાણે છે–‘**एकः शब्दः सम्यग् ज्ञातः सुष्ठु प्रयुक्तः स्वर्गे लोके च कामधुग्भवति.**’ એક પણ

શબ્દનું સમ્યગ્જ્ઞાન અને યુક્ત પ્રયોગ સ્વર્ગમાં અને આ લોકમાં કામ દોહન કરનાર-સફળ કરનાર થાય છે.

દણ્ડીએ એજ શ્રુતિની સૂચના કરી કહ્યું છે કે—

**गौर्गौः कामदुघा सम्यक् प्रयुक्ता स्मर्यते बुधैः ।**
**दुष्प्रयुक्ता पुनर्गोत्वं प्रयोक्तुः सैव शंसति ॥**

સમ્યક્-દોષથી મુક્ત પ્રયુક્ત કરેલી વાણી કામદુઘા ગાય છે-સર્વ મનોરથો સફળ કરનારી છે એમ વિદ્વાનો કહે છે, પણ તેજ વાણીનો દોષયુક્ત પ્રયોગ તેનો પ્રયોક્તા ગોવૃષભ છે એમ કહે છે.

આ પ્રમાણે શુદ્ધ શબ્દ પ્રયોજવાથી કલ્યાણ અને અશુદ્ધ શબ્દ પ્રયોજવાથી અકલ્યાણ થાય છે. એમ ભાષાશુદ્ધિનું મહત્ત્વ કહ્યું છે. ભાષાશુદ્ધિ માટે પ્રાચીન વિદ્વાનોની કેટલી બધી કાળજી હતી, તે આ ઉપરથી જણાય છે.

અત્ર કોઈને શંકા ઊઠે કે એકાદ શબ્દ સહજ અશુદ્ધ વપરાયો તો તેથી શી હાનિ છે ? ભાષા એ વિચાર દર્શાવવાનું સાધન છે અને તે વિચાર સમજી શકાય તો એટલી બધી ચાપાચીપ કરવાનું શું પ્રયોજન ?

જસ્ટિસ ચંદાવરકરે વાઇસ-ચેન્સેલર તરીકેના 'કોન્વોકેશન'ના સમારંભ વખતના ભાષણમાં જે વિચારો દર્શાવ્યા છે તેથી એ શંકાનું નિરાકરણ થાય છે. તેઓ કહે છે કે શુદ્ધ શબ્દો ગ્રાહ્ય અને અશુદ્ધ શબ્દો વર્જ્ય છે. તેને માટે પતંજલિ* પ્રમાણ છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે પતંજલિથીએ પ્રાચીન શ્રુતિવાક્ય **एकः शब्दः** ઇત્યાદિ-પ્રમાણ છે. શંકાનું નિરાકરણ કરતાં તેમણે પોતાના અનુભવનોજ દાખલો આપ્યો છે. સેન્ટ મેરિના ઇન્સ્ટિટ્યુશનમાં જ્યારે એ પોતે શીખતા હતા ત્યારે લેટિન ભાષામાં લખેલા નિબંધ રેવરન્ડ ડો. વિલ્લિ તપાસતા હતા. તેઓ શિષ્યને કહેતા કે 'જુઓ, જે મનુષ્ય શુદ્ધ રીતે અને ચોકસાઈથી બોલતા અને લખતા નથી તે ગૃહસ્થ નથી. અશુદ્ધ બોલવું અને અશુદ્ધ

*'We have it on the authority of Patanjali that the use of correct words to express our thoughts leads to spiritual good and that the use of ungrammatical words is a sin !'

લખવું એ એક જાતનો પ્રમાદ છે ને પ્રમાદ જ્યારે સ્વભાવ થઈ જાય છે ત્યારે તેમાંથી અસત્ય ભાષણ કરવાની અનિષ્ટ ટેવ પડે છે'. આ પ્રમાણે ભાષાશુદ્ધિ એ આવશ્યક છે અને ઉચ્ચારના, જોડણીના કે જાતિના પ્રાન્તિક કે અન્ય ભેદ બાતલ કરતાં જ્યાં વિવાદનો પ્રસંગજ નથી, એવે સ્થળે તો ભાષાશુદ્ધિ જળાવાવીજ જોઈએ. આપણા પ્રાચીન ગ્રંથકારો એ શુદ્ધિ જાળવવા માટે બહુજ શ્રમ લેતા. ભાષાનું જે નામ પડયું છે એથી પણ એ બાબત સ્પષ્ટ સમજાય છે. સંસ્કૃત ભાષા એટલે સંસ્કાર-સંપન્ન—સંસ્કાર પામેલી, શુદ્ધ ભાષા, શિષ્ટ પુરુષો જે બોલે તે. સાધારણ માણસો બોલે તે ભાષા પ્રાકૃત. વળી સંસ્કાર પામેલી ભાષાની ઉત્તમતા દર્શાવવા તેને ગીર્વાણ કે દેવભાષા પણ કહેતા. દણ્ડી કહે છે કે **संस्कृतं नाम दैवी वागन्वाख्याता महर्षिभिः**—સંસ્કૃતને મહર્ષિઓએ દૈવી વાક્ કહી છે.

આ પ્રમાણે ભાષાશુદ્ધિ કેવી આવશ્યક છે તે આપણે જોયું. હવે એ શુદ્ધિની ક્ષતિ થઈ ભાષાદોષ કેવી રીતે થાય છે તેના કેટલાક દાખલા આપીએ. દોષનું 'લક્ષણ' આપતાં પહેલાં 'લક્ષણ' શબ્દ વિષે કંઈક કહેવું જરૂરનું છે. ગુજરાતી પુસ્તકોમાં 'લક્ષણ' ને બદલે 'વ્યાખ્યા' શબ્દ વપરાયલો જોવામાં આવે છે, પરંતુ લક્ષણ અને વ્યાખ્યા એ એક નથી. 'લક્ષણ' એટલે અસાધારણ ધર્મ, કોઈ પણ પદાર્થનું લક્ષણ આપવું એટલે તેના અસાધારણ ધર્મ ગણાવવા. જે ધર્મ એટલે ગુણ તે જાતની દરેક વ્યક્તિમાં હોય અને તે સિવાયની બીજી જાતની કોઈ પણ વ્યક્તિમાં ન હોય તે અસાધારણ ધર્મ. પદાર્થના એવા અસાધારણ ધર્મ આપવા તેજ તેનું લક્ષણ છે; કેમકે તે અસાધારણ ધર્મથી તે પદાર્થ લક્ષિત—ચિહ્નિત થાય છે. લક્ષણ એવું ન જોઈએ કે તે અવ્યાપ્ત થાય, એટલે લક્ષ્યના એકદેશને—તે જાતની અમુક વ્યકિતને—લાગુ ન પડે; તેમજ અતિવ્યાપ્ત થાય એવું પણ લક્ષણ ન જોઈએ, એટલે અલક્ષ્યને—તે જાતથી અન્ય જાતની વ્યકિતને—પણ લાગુ પડે એવું ન જોઈએ; લક્ષણ અસંભવિત ન જોઈએ એટલે તે જાતની કોઈ પણ વ્યક્તિને લાગુ ન પડે એવું ન જોઈએ એ તો સ્પષ્ટજ છે. આ પ્રમાણે અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ

અને અસંભવ એ ત્રણ દોષથી મુક્ત, કોઈ પદાર્થ અસાધારણ ધર્મ તેજ તેનું લક્ષણ. એ ધર્મથી તે પદાર્થ અન્ય વર્ગના પદાર્થથી વ્યાવૃત્ત થાય છે–જુદો પડી આવે છે, એ લક્ષણનું પ્રયોજન છે. હવે ' વ્યાખ્યા 'નો અર્થ તપાસીએ. જેથી પદાર્થનું વિશિષ્ટ આખ્યાન–વિવરણ થાય તે તેની વ્યાખ્યા. આ પ્રમાણે 'વ્યાખ્યા' શબ્દની વ્યુત્પત્તિ તપાસતાં તરત સમજાશે કે ' લક્ષણ 'ની પેઠે એથી પદાર્થના અસાધારણ ધર્મજ કહેવાતા નથી. પણ તેનું વિવરણ–વર્ણન આપવાનું છે. ' લક્ષણ ' અને 'વ્યાખ્યા'નો ભેદ અંગ્રેજીમાં ' Definition ' અને ' Description ' વચ્ચેનો ભેદ જેવો છે. ' લક્ષણ ' તે ' Definition ' ને ' વ્યાખ્યા ' તે 'Description' છે. આ ઉપરથી સમજાશે કે ગુજરાતી પુસ્તકોમાં ' વ્યાખ્યા ' શબ્દ 'લક્ષણ'ના અર્થમાં વપરાયો છે તે અનુચિતજ છે. એ રીતે ' લક્ષણ 'નું લક્ષણ આપ્યું. હવે દોષનું લક્ષણ શું છે તે જોઈએ.

કાવ્યના દોષનું લક્ષણ મમ્મટે નીચે પ્રમાણે આપ્યું છે—

**मुख्यार्थहतिर्दोषः रसश्च व्यस्तदाश्रयाद्वाच्यः।**
**उभयोपयोगिनः स्युः शब्दाद्यास्तेन तेष्वपि सः॥**

એનો અર્થ એવો છે કે મુખ્ય અર્થની જેથી હતિ એટલે અપકર્ષ થાય તે દોષ; રસ એ કાવ્યમાં મુખ્ય અર્થ છે અને તે વાચ્યાર્થને આશ્રય છે, તેથી વાચ્યાર્થ પણ મુખ્ય છે. રસ અને વાચ્યાર્થ એ બંનેને ઉપયોગી શબ્દ, વર્ણ, રચના આદિ છે તેથી તેમાં પણ એ–દોષ છે. અર્થાત્, જેથી રસનો, વાચ્યાર્થનો, શબ્દ, વર્ણ, રચના આદિનો અપકર્ષ થાય તે કાવ્યદોષ. ગદ્યમાં પણ જેથી વાચ્યાર્થનો, શબ્દ, વર્ણ, રચના આદિનો અપકર્ષ થાય તે દોષ એજ લક્ષણ યુક્ત છે. અર્થની અપ્રતીતિ કે વિલંબિત પ્રતીતિ એ દોષ છે. જેથી અર્થ પ્રતીત ન થાય–સમજાય નહિ, કે પ્રતીત થવામાં વિલંબ થાય તે દોષ. દોષનું સામાન્ય લક્ષણ આવું છે.

હવે વિશિષ્ટ દોષોનો વિચાર કરીએ.

૧ ભાષાનું સંસ્કારક વ્યાકરણ છે. તેમાં આપેલા નિયમોની ચ્યુતિ-ભ્રંશ થાય તે દોષ ચ્યુતસંસ્કૃતિ કે ચ્યુતસંસ્કાર કહેવાય છે. અર્થાત્ વ્યાકરણના નિયમોનું ઉલ્લંઘન થયું હોય એવા શબ્દો ચ્યુતસંસ્કૃતિદોષ-યુક્ત છે. થોડાક દાખલા નીચે આપ્યા છે.

( અ ) આઘય, પશ્ચિમાત્ય.

( આ. ) જાત્યાભિમાન, નિરાભિમાન, કોટયાવધિ, અધમોધમ, પુનરોદ્ધાર, પુનરાવલોકન, અનોપમ.

( ઇ ) પ્રમાણિક, વ્યવહારિક, ઇતિહાસિક.

( ઈ ) બુદ્ધિવાન્, નીતિવાન્, સમૃદ્ધિવાન્, શક્તિવાન.

( ઉ ) રાજ્યમાન, આનંદમાન, દેદીપ્યમાન્, તુષ્ટમાન.

( ઊ ) લાવણ્યતા, ધૈર્યતા, આરોગ્યતા, ઐકયતા, પક્ષપાતપણું, તારતમ્યપણું, સાફલ્યતા, વિરામતા.

( એ ) પશ્નોદ્વારા, ઇંદ્રિયોદ્વારા, પ્રવાહોરૂપ.

( ઐ ) ખુશી થવું, મૌન્ય રહેવું, મુખ પર સૌમ્ય દેખાવું.

( ઓ ) ચર્ણુ, મર્ણુ, અંતઃકર્ણુ, કીર્ણુ.

( ઔ ) તત્વ, મહત્વ, સત્વ.

( ક ) સશક્ત, સજ્ઞાત, સકોમળ, સાનુકૂળ.

( ખ ) નિરોગી, નિરસ.

( ગ ) નર્કે, વિક્રાળ, કલ્લેષ, અદ્રષ્ય, પદ્ધી, શેવક, દાશી, નૈઋત્ય, સતત્, આશિર્વાદ, શ્રીયુત્, અદ્ભૂત, દ્રઢ દ્રષ્ટાન્ત, પ્રથક્કર, દીવસ.

( ઘ ) હાવભાવ.

( ચ ) પ્રત્યેક મનુષ્યો, દરેક પુરુષો વગેરે.

મુખ્ય દોષોનું આ વર્ગીકરણ થયું. હવે દરેક વર્ગ વિષે સંક્ષેપમાં વિવેચન કરીએ.

( અ ) વર્ગમાં નવા બનાવેલા અશુદ્ધ શબ્દો છે. 'પ્રત્યય'ને અનુસારે 'આઘય' શબ્દ બનાવેલો છે, પણ તે શુદ્ધ નથી. 'આઘય' એવો શબ્દ સંસ્કૃત ભાષામાં છેજ નહિ અને નવીન શબ્દ મરજી મુજબ બનાવી શકાય નહિ. "પાશ્ચિમાત્ય" શબ્દ "દાક્ષિણાત્ય"ની પેઠે બનાવ્યો છે, પણ તે પણ અશુદ્ધ છે. "**दक्षिणापश्चात्पुरसस्त्यक्**" ૪।૨।૯૮ આ પાણિનિસૂત્ર પ્રમાણે દાક્ષિણાત્ય, પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય શબ્દો બને છે. "દક્ષિણ" એ અવ્યય છે, આ ઉપરથી 'દક્ષિણાત્ય' શબ્દ બને છે. 'પાશ્ચિમાત્ય' ને ઠેકાણે 'પાશ્ચાત્ય' એ શુદ્ધ શબ્દ વાપરવો જોઈએ.

(આ) જેમાં સંધિનિયમોનો ભંગ થયો છે, એવા કેટલાક અશુદ્ધ શબ્દો આ વર્ગમાં એકઠા કર્યા છે.

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| જાત્યાભિમાન | જાત્યભિમાન |
| નિરાભિમાન | નિરભિમાન |
| કોટયાવધિ | કોટયવધિ |
| અધમોધમ | અધમાધમ |
| પુનરોદ્ધાર | પુનરુદ્ધાર |
| પુનરાવલોકન | પુનરવલોકન |
| અનોપમ | અનુપમ |

'ઉત્તમોત્તમ' શબ્દના જેવો તેથી ઉલટો 'અધમોધમ' શબ્દ સંસ્કૃતના સંધિનિયમો ન જાણનાર બનાવે છે.

(ઇ) થોડાં વર્ષ પર 'સ્વાભાવિક' શબ્દ થોડાજ લેખકો વાપરતા. લખાણમાં બહુધા 'સ્વભાવિક'જ શબ્દ જોવામાં આવતો. તેવે સમયે 'સ્વાભાવિક' શબ્દ વાપરનાર પાણ્ડિત્યનો ડોળ કરનાર લેખાતો હશે. હાલ સમય ફર્યો છે. સંસ્કૃત ભાષાના જ્ઞાનના પ્રભાવથી હવે લેખકો શુદ્ધ શબ્દ 'સ્વાભાવિક' છે એમ જાણતા થયા છે. આથી એટલું સિદ્ધ થાય છે કે જેમ જેમ જ્ઞાનની વૃદ્ધિ થતી જશે તેમ તેમ શુદ્ધ શબ્દો અશુદ્ધ શબ્દોને કાઢી મુકશે અને પોતાની પદવી સ્થાપશે. '**प्रयोजनम्**' ૬।૧।૧૦૯ એ સૂત્ર પ્રમાણે 'તે એનું પ્રયોજન (કારણ કે ફળ) છે, એ અર્થમાં શબ્દથી **ठञ्** તદ્ધિત પ્રત્યય થાય છે અને તેનો **इक** આદેશ થાય છે. એ પ્રત્યય **ञित्** (**ञ्** ઇત્સંજ્ઞક–જેનો લોપ થવાનો છે તેવો) હોવાથી '**तद्धितेष्वचामादेः**' ૭।૧।૧૧૭ એ સૂત્ર (**ञित्** અને **णित्** તદ્ધિત પ્રત્યયો પર છતાં આદિ અચ્‌ની–સ્વરની વૃદ્ધિ થાય) પ્રમાણે આદિ સ્વરની વૃદ્ધિ થાય છે. વળી અન્ત્ય સ્વરનો લોપ થાય છે; આમ 'સ્વાભાવિક' શબ્દ સિદ્ધ થાય છે. એજ પ્રમાણે 'સાહસિક,' 'નૈસર્ગિક', 'માસિક' 'વાર્ષિક', 'દૈનિક' વગેરે શબ્દો વ્યુત્પન્ન થાય છે. આ બધા શબ્દો તથા ઉપર દર્શાવેલા નિયમને અનુસારે 'પ્રામાણિક' અને 'વ્યાવહારિક' શબ્દો શુદ્ધ છે, 'પ્રમાણિક' અને 'વ્યવહારિક' શબ્દો અશુદ્ધ છે. આ નિયમ પ્રમાણે 'નીતિ' ઉપરથી 'ઇક'

પ્રત્યય લગાડી શબ્દ બનાવવો હોય તો 'નૈતિક' અને ખરો અને ગુજરાતીમાં એ શબ્દ વપરાય છે; પરંતુ સંસ્કૃતમાં એ શબ્દનો પ્રયોગ મારા જોવામાં આવ્યો નથી; એને બદલે 'નીતિવિષયક,' 'નીતિનું,' 'નીતિ-સંબંધી,' 'નીતિવિષે,' વગેરે શબ્દો વાપરવા યુક્ત છે. 'ચમત્કાર' ઉપરથી 'ચામત્કારિક' થાય, પણ તેનો પણ સંસ્કૃતમાં પ્રયોગ જોવામાં આવતો નથી. તેને બદલે 'ચમત્કારી' શબ્દ વાપરવો ઉચિત છે.

(ઘ) આ વર્ગમાં **मतुप्** (**मत्**) પ્રત્યયાન્ત શબ્દો કેવી રીતે અશુદ્ધ વપરાય છે તેનો વિચાર છે. '**तदस्यास्त्यस्मिन्निति मतुप्**' ૫।૨।૯૪–એ સૂત્ર પ્રમાણે **मतुप्** પ્રત્યય થાય છે. 'તે આને કે આમાં છે.' એવા એટલે સ્વામિત્વના અર્થમાં **मत्** તદ્ધિત પ્રત્યય થાય છે. શબ્દને અન્તે કે ઉપાન્તે **अ** કે **आ** કે **म्** હોય તો **मत्** નો **वत्** થાય છે; પણ 'યવ' અને ભૂમિ' શબ્દમાં એ પ્રત્યય લગાડતાં **मत्** નો **वत्** થતો નથી. ('**णादुपधायाश्च मतोर्वोऽयवादिभ्यः**' ૮।૨।૯) આ નિયમ પ્રમાણે 'ભગવત્,' 'વિદ્યાવત્' 'યશસ્વત્' 'ભાસ્વત્' શબ્દો થાય છે. 'બુદ્ધીવાન્' 'નીતિવાન્' વગેરે અશુદ્ધ છે એ સ્પષ્ટ છે. 'બુદ્ધિમાન્', 'શક્તિમાન્' 'શ્રીમાન્' વગેરે શુદ્ધ રૂપો છે. 'લક્ષ્મીવાન્' થાય છે; કારણ કે 'લક્ષ્મી' શબ્દમાં મ્ ઉપાન્તે છે. 'યવમાન્' અને 'ભૂમિમાન્' એમાં નિયમ પ્રમાણે '**मत्**'નો '**वत्**' થવો જોઈએ, પણ એ અપવાદનાં રૂપો છે. તેથી એવો ફેરફાર થતો નથી.

(ઙ) ગુજરાતીમાં **मत्** પ્રત્યયાન્ત શબ્દ સંસ્કૃત શબ્દના પ્રથમાના એક વચનમાં વપરાય છે. વળી "માન" એ કૃત્પ્રત્યય વર્તમાન કૃદંતનો છે. "વર્તમાન", "વર્ધમાન" વગેરે શબ્દો એ **मान** પ્રત્યયાન્ત છે. સંસ્કૃત વૈયાકરણોએ અન્વર્થ શબ્દ વાપરી ઘણે સ્થળે સંજ્ઞાશબ્દથીજ તેના સ્વરૂપની કે અર્થની સૂચના કરી છે. "વર્તમાન", "ભૂત", "ભવિષ્યત્", "તત્પુરુષ" "દ્વિગુ" "બહુવ્રીહિ" "અવ્યયીભાવ" ઇ૦ એવા શબ્દો છે. "વર્તમાન" કૃદંત છે. "ભૂત" કૃદંત છે, અને "ભવિષ્યત્" શબ્દ ભવિષ્ય કૃદંત છે.

"તત્પુરુષ" એ "તેનો પુરુષ" અને "તે પુરુષ" એ બે અર્થ

કહી " તત્પુરુષ" સમાસના બે પ્રકાર, અને બીજો પ્રકાર જે કર્મધારય તે તેમાં અંતર્ભૂત છે એમ સૂચવે છે.

દ્વિગુ શબ્દ જાતેજ દ્વિગુ સમાસ છે, અને પોતાના સ્વરૂપનું સ્પષ્ટ ભાન કરાવે છે. એ દ્વિગુ સમાસમાં પૂર્વપદ સંખ્યાવાચક હોય છે અને સમાસ નપુંસક એકવચનમાં બહુધા આવે છે.

બહુવ્રીહિના બે પ્રકારો છે, તે પણ એવાજ સૂચક શબ્દો છે. " લંબકર્ણ, " " મહાબાહુ " વગેરે તદ્‌ગુણસંવિજ્ઞાન બહુવ્રીહિ છે; કેમકે એ શબ્દોમાં કહેલા ગુણવિશિષ્ટજ પદાર્થનું ભાન થાય છે. " બહુવ્રીહિ " " કૃતાર્થ " ઇત્યાદિ એથી ઉલટા અતદ્‌ગુણસંવિજ્ઞાન બહુવ્રીહિ છે. " લંબકર્ણને આણ " એમ કહેવાથી જેમ " લંબકર્ણની સાથે લાંબા કાન પણ આવે છે તેમ " ચિત્રધેનુ પુરુષને લાવ " કહેવાથી તે પુરુષની સાથે " ચિત્રધેનુ " આવતી નથી, માટે એ અતદ્‌ગુણસંવિજ્ઞાન બહુવ્રીહિ છે. '**सर्वादीनि सर्वनामानि** અને **अक्षित्यादयः षट्** એ બે સૂત્રોમાં **सर्वादीनि** અને **जक्षित्यादयः** એ બે પદના નિર્દેશથી પાણિનિએ બહુવ્રીહિના આ બે પ્રકાર સૂચવ્યા છે. " **सर्वादीनि** "થી " **सर्व** "નું ગ્રહણ છે અને "**जक्षित्यादयः**"થી " **जक्ष्** " ધાતુનું ગ્રહણ નથી, " **जक्ष्** " ધાતુ ઉપરાંત છ ધાતુ છે, આમ બે પ્રકારનું સૂચન છે. "તદ્‌ગુણસંવિજ્ઞાન"માં સંયોગ કે સમવાય સંબંધ અને "અતદ્‌ગુણસંવિજ્ઞાન"માં સ્વસ્વામિભાવસંબંધ છે.

વળી " બહુવ્રીહિ " શબ્દ ભાષાના ઇતિહાસ પર કેટલો બધો પ્રકાશ પાડે છે ! એ શબ્દથી જણાય છે કે પ્રજાની આરંભ દશામાં તેના દ્રવ્યનું માપ અન્નથી થાય છે. અંગ્રેજીમાં ' pecuniary ' (pecca–cattle) શબ્દ જેમ ઢોરથી દ્રવ્યનું માપ થતું એમ દર્શાવે છે તેવોજ આ શબ્દ છે. Trench એ અંગ્રેજીમાં લખેલા ' Study on Words ' જેવું પુસ્તક ગુજરાતી ભાષામાં રચાયલું નથી, અને એવી દિશા તરફ ભાષાશોધકનું ધ્યાન ગયું નથી, પણ સહજ વિચાર કરતાં જણાશે કે ગુજરાતીમાં પણ "ટ્રેન્ચે" વર્ણવેલા ન્યાયો સિદ્ધ કરનાર ઘણા શબ્દો છે. "ધર્મ" શબ્દ સંકુચિત અર્થવાળો થઈ ઈશ્વર તરફ ફરજના અર્થમાં ગુજરાતી બહુધા વપરાય છે. "વ્યસન" શબ્દનો અર્થ ગુજરાતીમાં બગડ્યો છે. સંસ્કૃતમાં

એ સારા અર્થમાં પણ વપરાય છે. ('**विद्यायां व्यसनं स्वयोषिति रतिः**') એનો સંસ્કૃતમાં અર્થ આશક્તિ છે, પછી તે સારા કે નઠારા વિષયમાં, ગમે તેમાં હોય. ગુજરાતીમાં નઠારાજ અર્થમાં વપરાય છે. આ કેટલુંક પ્રાસંગિક સંક્ષેપમાં કહ્યું. હવે પ્રસ્તુત વિષયને અનુસરીએ.

અવ્યયીભાવ સંજ્ઞા પણ અન્વર્થજ છે. અવ્યય નથી, તે અવ્યયની સાથે વપરાવાથી અવ્યય જેવો થાય છે. જેમકે "પ્રતિદિન" માં "દિન" અવ્યય નથી પણ અવ્યય "પ્રતિ"ની સાથે આવવાથી અવ્યય થાય છે. આમ વૈયાકરણોએ સંજ્ઞાશબ્દો યુક્તિથી પ્રયોજ્યા છે. "વર્તમાન" શબ્દને અંતે "માન" એ અકારાંત પ્રત્યય વર્તમાન કૃદંતનો છે, અને "બુદ્ધિમાન્" શબ્દમાં **मत्** પ્રત્યય છે, અને "બુદ્ધિમાન્" આદિ શબ્દો એ સંસ્કૃતમાં પ્રથમાનું એકવચન છે ને તે નકારાંત છે. ગુજરાતીમાં અંત્ય "અ" શાન્ત હોવાથી આ બે પ્રકારના શબ્દોનું ખરૂં સ્વરૂપ ન જાણવાથી લેખકો ભૂલો કરે છે. "દેદીપ્યમાન" લખવાને બદલે "દેદીપ્યમાન્" લખે છે. "આનંદ-વાન્" ને બદલે 'આનંદમાન' વાપરે છે. 'આનંદી' શબ્દ વાપર્યો હોત તો ભૂલ ન થાત. પરંતુ એક તરફથી "સંસ્કૃતમય ગુજરાતી"ની નિન્દા કરે છે, અને બીજી તરફથી ભાષા સંસ્કારી થશે, એમ સમજી સંસ્કૃત શબ્દો પ્રયોજે છે, પરંતુ ભાષાના અજ્ઞાનને લીધે 'આનંદમાન' જેવાં હાસ્યજનક રૂપો ઉપજાવે છે. "રાજમાન" (રાજ્ ધાતુનો વર્તમાન કૃદંત) ને બદલે "રાજ્યમાન" શબ્દ વાપરે છે, તેમજ "તુષ્યમાન" ને બદલે 'તુષ્ટમાન' એવું અશુદ્ધરૂપ પ્રયોજે છે.

( ગ ) આ વર્ગમાં અશુદ્ધ ભાવવાચક શબ્દો મૂક્યા છે. વિશેષણને "**य**" પ્રત્યય લગાડવાથી ભાવવાચક નામ થાય છે, અને એ પ્રત્યય છતાં આદિ સ્વરની વૃદ્ધિ અને અંત્ય સ્વરનો લોપ થાય છે. "લવણ" ઉપરથી 'લાવણ્ય", "ધીર" ઉપરથી "ધૈર્ય", "શૂર" ઉપરથી "શૌર્ય", 'મધુર", ઉપરથી "માધુર્ય" વગેરે શબ્દો બને છે, "તા" અને 'ત્વ' પ્રત્યય પણ એજ અર્થમાં નામ અને વિશેષણને લગાડાય છે. કૃત્પ્રત્યય "અ"થી પણ ક્રિયાવાચક નામ બને છે, "વિનય", "ઉદ્‌ભવ", "વિરામ" વગેરે એવાં નામો છે. ગુજરાતીમાં "પણું," "આઇ," "આશ" વગેરે એજ અર્થના

તદ્ધિત પ્રત્યયો છે, એકજ અર્થના બે પ્રત્યયો એક શબ્દને લગાડી "ધૈર્યતા," "લાવણ્યતા," "ઐક્યતા" વગેરે શબ્દો વાપરવા એ કેવું હાસ્યજનક છે "આરોગ્યતા" પણ એવોજ શબ્દ છે. **नास्ति रोगो यस्य सः । अरोगस्य भावः आरोग्यम् ।** એવી એની વ્યુત્પત્તિ છે. "પક્ષપાતપણું" અને 'વિરામતા' એ પણ એવાજ હાસ્યજનક શબ્દો છે.

( એ ) "પ્રશ્નોદ્વારા" "પ્રવાહોરૂપ" વગેરે સમસ્ત પદો પણ આપણા વાંચવામાં આવે છે, તે ચ્યુતસંસ્કૃતિદોષયુક્ત છે. સંસ્કૃતમાં સમાસનો એવો નિયમ છે કે માત્ર અંત્ય પદનેજ લિંગ, વચન અને વિભક્તિ લાગે છે. પૂર્વ પદોને નહિ.

આ રીતે 'પ્રશ્નદ્વારા', 'પ્રવાહરૂપ' એ શુદ્ધ રૂપો છે. 'મનોભાવ' 'પ્રશ્નોત્તરરૂપ' વગેરે શુદ્ધ શબ્દો વપરાય છે. તેમજ અહિં પણ શુદ્ધ શબ્દો પ્રયોજવા જોઈએ. એ રીતે 'પ્રાણિવર્ગ' ('પ્રાણીવર્ગ' નહિ) 'ચક્ષુરિન્દ્રિય', 'યશોગાન' વગેરે શુદ્ધ સમાસો છે.

( ઐ ) 'ખુશ થવું' ને બદલે 'ખુશી થવું' 'મૌન્ય રાખવું' ને બદલે 'મૌન્ય રહેવું' એમાં વ્યાકરણનું ઉલ્લંઘન સ્પષ્ટ છે. છતાં પણ ઘણા ગ્રન્થોમાં એ ભૂલો જોવામાં આવે છે. 'જીંદગી સાર્થક થવી' એ વધારે સારો પ્રયોગ છે. 'સાર્થક' એ બહુવ્રીહિ સમાસ હોવાથી વિશેષણ છે.

( ઓ ) અને ( ઔ ) માં જે શબ્દો આપ્યા છે, તે વ્યુત્પત્તિના અજ્ઞાનથી અશુદ્ધ લખાય છે. ધાતુને 'અન' પ્રત્યય લગાડવાથી ક્રિયાવાચક નામ થાય છે. 'ચરણ,' 'મરણ' 'કરણ,' 'સ્મરણ,' 'કિરણ' વગેરે શબ્દો એ રીતે વ્યુત્પન્ન થાય છે. 'કર્ણ' અને 'વર્ણ' શબ્દો 'ન' પ્રત્યયથી સિદ્ધ થયા છે. 'પ્રશ્ન' અને 'યજ્ઞ'માં એવોજ 'ન' પ્રત્યય છે. વ્યુત્પત્તિના અજ્ઞાનથી 'કરણ'ને સ્થળે 'કર્ણ' શબ્દ વાપરી અન્તઃકર્ણ જેવો હાસ્યજનક શબ્દ બનાવે છે. 'તત્ત્વ', 'મહત્ત્વ', અને 'સત્ત્વ', શબ્દોમાં 'ત્વ' પ્રત્યય 'તદ્' મહત્' અને 'સત્' પ્રકૃતિને લાગ્યો છે, તેથી એ શબ્દોનાં શુદ્ધ રૂપોમાં બે તકાર લખવા જોઈએ. એક તકાર અશુદ્ધ છે. એ શબ્દોની વ્યુત્પત્તિ જોતાં સહજ સમજાશે કે બે તકાર આવશ્યક છે. એ શબ્દો કંઈ 'વર્તમાન,' 'કર્તા,' 'કીર્તિ,' ઇત્યાદિ શબ્દો જેવા નથી કે તેમાં

એક તકાર અને બે તકાર બંને શુદ્ધ થાય. 'अचोरहाभ्यां द्वे' ૮।૪।૪૬ (અચ્‌થી–સ્વરથી પર ર્ કે હ્ હોય તો તેર્ કે હ્‌થી પર યર્ પ્રત્યાહારનોહ્ સિવાયના વ્યંજનનો–વિકલ્પે દ્વિર્ભાવ થાય છે.) એ સૂત્ર પ્રમાણે 'વર્ત્તમાન' આદિ શબ્દોમાં રકાર પછીનો વ્યંજન વિકલ્પે દ્વિર્ભાવ પામે છે.

( ક ) અને ( ખ ) માં જે શબ્દો આપ્યા છે તે પણ વ્યુત્પત્તિના અજ્ઞાનથીજ અશુદ્ધ લખાય છે. કેટલાક 'અજ્ઞાતથી' ઉલટો 'સજ્ઞાત' અને અશક્તથી ઉલટો ' સશક્ત ' વાપરે છે. ' જ્ઞાત 'થી ઉલટો ' અજ્ઞાત ' અને 'શક્ત,'થી ઉલટો 'અશક્ત' છે. એ તેઓ ભૂલી જાય છે. 'સજ્ઞાત' અને 'સશક્ત' એનું યથાકથંચિત્ સમર્થનજ કરવું હોય તો તે થઈ શકે એમ છે. 'ત' પ્રત્યયને ભાવે क्त એમ ભાવના અર્થમાં લઈ 'શક્ત' એટલે 'શક્તિ' અને 'જ્ઞાત' એટલે 'જ્ઞાન' એમ અર્થ કરી શકાય અને એ શબ્દો શુદ્ધ છે એમ સમર્થન કરવું હોય તો કરાય.

' यतेष्वतत्र समर्थनम ' એ મમ્મટનું વચન પણ ઉત્તમ ગ્રંથકારોના પ્રયોગો હોય તો તેમાં આવી રીતે સમર્થન કરવાના માર્ગ દર્શાવે છે, સર્વથા નહિ.

વળી 'સકોમળ' 'સાનુકૂળ' અને ' સદૃઢ 'માં ' સ ' નકામો છે; કેમકે અહિં સહભાવનો અર્થ નથી. 'સુકોમળ' અને 'સુદૃઢ' શબ્દો યોગ્ય છે, આ 'સકોમળ' અને 'સદૃઢ' નહિ. જેને ઈશ્વર સાનુકૂળ છે તેને કોઈ શું કરનાર છે, એમ કેટલાક 'સાનુકૂળ' શબ્દ વાપરે છે, પણ તે અશુદ્ધજ છે. 'સ' એ 'સહ'ના અર્થમાં બહુવ્રીહિ સમાસના પૂર્વપદ તરીકે વપરાય છે; પણ અહિં ' સહ 'નો અર્થ નથી, માટે એ શબ્દ અશુદ્ધ છે.

' નિરોગી ' શબ્દનો પ્રયોગ બહુ સાધારણ છે; પરંતુ અશુદ્ધ છે. 'નીરોગ' એ બહુવ્રીહિ સમાસ છે, અને એનો અર્થ 'જેમાંથી રોગ જતો રહ્યો છે એવો, ' રોગમુક્ત ' થાય છે. ' નીરોગ 'જ વિશેષણ છે તો તેને इन ( ઇ ) પ્રત્યય લગાડી તેનું પુનઃ વિશેષણ બનાવવું એ 'આરોગ્યતા'ના જેવોજ પ્રયોગ છે. ' અરોગી ' શબ્દ શુદ્ધ છે, એ नञ्तत्पुरुष છે ને ' રોગી 'થી ઉલટો શબ્દ છે. ' અરોગી ' ને 'નીરોગ'ના અર્થમાં ફેર છે. તે સહજ વિચાર કરતાં જણાશે. ' નીરસ, ' ' નીરાગ ' ઇત્યાદિમાં ' નિર '

ઉપસર્ગ હોવાથી 'ની' દીર્ઘજ જોઈએ; કેમકે એ રકાર સાથે આવે તો એક લોપાઈ પૂર્વ સ્વર દીર્ઘ થાય એવો નિયમ છે.

(ગ) માં પરચુરણ અશુદ્ધ શબ્દો થોડાક આપ્યા છે 'નરક'ને બદલે વધારે શુદ્ધ સમજી અશુદ્ધ રૂપ 'નર્ક' વાપરે છે. 'વિકરાળ'ને બદલે 'વિક્રાળ,' 'પદવી'ને બદલે 'પદ્રી' 'સેવક'ને, બદલે 'શેવક' 'અદ્‌ભુત'ને બદલે 'અદ્‌ભૂત' વપરાય છે. એવા કેટલાક શબ્દોનો સંગ્રહ નીચે આપ્યો છે:—

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| દીવસ | દિવસ | વાવ્ય | વાયવ્ય |
| નૈરૃત્ય કે નૈઋત્ય | નૈર્ઋત | કઠીન કે કઠિણ | કઠિન કે કઠણ |
| ક્લેષ | ક્લેશ | નિસ્પૃહી | નિસ્સ્પૃહી |
| આશિર્વાદ | આશીર્વાદ | શ્રીયુત્ | શ્રીયુત |
| સતત્ | સતત | સન્મુખ | સંમુખ |
| ઉજ્વળ | ઉજ્જ્વળ | અશ્રુશ્રાવ | અશ્રુસ્રાવ |
| શોકાવૃત્ત | શોકાવૃત | સપથ | શપથ |
| ઉદાશ | ઉદાસ | મુખાર્વિંદ | મુખારવિન્દ |
| અવાસ | આવાસ | અરિષ્ટ | રિષ્ટ |
| અલોપ | લોપ | શુદિ | સુદિ |

ફારસી તથા અરબી ભાષામાંથી શબ્દો ગુજરાતીમાં આવ્યા છે તે પણ બને તેટલા શુદ્ધ લખવા યુક્ત છે. નીચે કેટલાક દાખલા આપ્યા છે.

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | હોંશિયાર | હોશિયાર |
| જનાવર | જાનવર | કબુતર | કબૂતર |
| દીલગીર | દિલગીર | રકેબી | રકાબી (રિકાબી) |
| જૂદા | જુદા | વિગેરે | વગેરે |
| શિવાય | સિવાય | નુકશાન | નુકસાન |
| નશીબ | નસીબ | પઇશો | પૈસો |
| ખુશામત | ખુશામદ | ફક્ત | ફકત |
| તુર્ફ | તરફ | શાહી | સાહી (સ્યાહી |
| ખુરશી | ખુરસી (કુર્સી) | [illegible] | સિલક ([illegible] |

| | | | |
|---|---|---|---|
| જીંદગી | જિંદગી | હંમેશાં | હમેશા |
| હુંનર | હુનર | કંમર | કમર |
| ઉંમર | ઉમર (ઉમ્ર) | કિંમત | કીમત |
| કુમાસ | કુમાશ | કુસ્તી | કુસ્તી |
| ખલેલ | ખલલ | ગુમારતા | ગુમાસ્તા |
| ડાઘ | દાગ | તકતા | તખતા (તખ્તા) |
| તગાવી | તકાવી | દુવા | દુઆ |
| ફરસબંધી | ફરશબંદી (ફર્શબંદી) | ફુરસદ | ફુરસત (ફુર્સત) |
| મુકરદમા | મુકદ્દમા | યાદદાસ્ત | યાદદાસ્ત |
| રવિ | રબી | રવેસ | રવેશ (રવિશ) |
| સામિલ | શામિલ | સોગન | સોગંદ |
| દીલ | દિલ | દુરબીન | દૂરબીન (દૂર્બીન) |
| ફીકર | ફિકર | મુસારો | મુશારો (મુશાહિરાહ) |
| કવાયત | કવાયદ (કવાઇદ) | મુસદ્દી | મુત્સદ્દી |
| સરત | શરત (શર્ત) | સેઠ | શેઠ |

આ શુદ્ધ શબ્દો મારી કૉલેજના ફારસી શિક્ષકની મદદથી એકઠા કર્યા છે.

(ધ) 'હાવભાવ' શબ્દનો અર્થ સમજ્યા વગર પુરુષની ચેષ્ટાના અર્થમાં વપરાય છે.

નિર્વિકાર ચિત્તને વિષે પેહેલી વિક્રિયા તે ભાવ છે અને ભ્રૂ, નેત્ર આદિના વિકારથી સંભોગની ઇચ્છા પ્રકાશ કરનાર ભાવ છે હાવ છે.

**निर्विकारात्मके चित्ते भावः प्रथमविक्रिया ।**
**भ्रूनेत्रादिविकारैस्तु संभोगेच्छाप्रकाशकः ॥**
**भाव एवाल्पसंलक्ष्यविकारो भाव उच्यते ॥**

નર્મકોશમાં અર્થ બરાબર આપ્યો છે, પણ ગુજરાતી ભાષાના લેખકો એ શબ્દ સમજ્યા વિના વાપરી હાસ્ય ઉત્પન્ન કરે છે. **આ પ્રસંગે આટલું કહેવું અનુચિત નહિ થાય કે કવિ નર્મદાશંકરે ગુજરાતી ભાષાની જે સેવા બજાવી છે, તેવી અત્યાર સુધી ભાગ્યેજ**

કોઈએ કરી હશે. પ્રથમ કોષ, પ્રથમ ગદ્ય બનાવવાનું માન એમને ઘટે છે. એમના લખાણમાં ઘણી ચોકસાઈ જોવામાં આવે છે.

(ચ) 'દરેક', 'પ્રત્યેક' એવા વિશેષણ પછી નામ એકવચનમાંજ આવવું જોઈએ; પરંતુ ઘણીવાર બોલવામાં તેમજ લખાણમાં બહુવચન વપરાયલું જોવામાં આવે છે.

(૨) આ પ્રમાણે ચ્યુતસંસ્કૃતિ દોષનું નિરૂપણ થયું. હવે અન્ય દોષ શ્રુતિકટુત્વ છે. કર્ણને કઠોર લાગે એવા શબ્દો બનાવવાથી કે સાથે વાપરવાથી એ દોષ થાય છે; જેમકે અન્ય રીત્યા, બીજી રીત્યા, અનિયમીત રીત્યા, અતિઘણું, અતિજરૂરનું, અતિમંદવાડ, પસંદનીય, નહિવત્, શારીરિક આંખ, અનહદ, વગેરે એવા શબ્દો છે.

'રીત્યા' એ સંસ્કૃતમાં 'રીતિ'નું તૃ૦ એ૦ વ૦ છે. એવું ગુજરાતી ભાષામાં કર્ણને કઠોરજ લાગે છે; તેમાં 'બીજી રીત્યા' વિશેષ કઠોર લાગે છે. 'અતિઘણું'માં 'અતિ' એ શુદ્ધ સંસ્કૃત ઉપસર્ગ અપભ્રષ્ટ વિશેષણ પૂર્વે લગાડયો છે. 'પસંદનીય' રૂપ તો હસવા જેવુંજ છે. વિધ્યર્થ 'અનીય' ('પૂજનીય', 'માનનીય' વગેરેમાં છે એવો સંસ્કૃત ધાતુને લગાડી શબ્દ બનાવવાને બદલે 'પસંદ' વિશેષણને લગાડયો છે. 'નહિવત્' ('નહિ જેવું'ના અર્થમાં) તો ઉપહસનીય જ છે. 'શારીરિક નેત્ર'ના જેવું 'શારીરિક આંખ' એ કર્ણપ્રિય નથીજ લાગતું. અપરિચિત સંસ્કૃત શબ્દોનો સહપ્રયોગ જેવો પ્રિય લાગે તેવો સંસ્કૃત સાથે અપભ્રષ્ટ શબ્દનો સહપ્રયોગ નજ લાગે એ ખુલ્લું છે. 'અનહદ'ને સ્થાને 'બેહદ' શબ્દ શુદ્ધ છે. 'અનહદ' શબ્દમાં ભાષાસંકરવાળા શબ્દો (Hybrid words) બધી ભાષામાં છે, તો પણ જ્યાં શુદ્ધ શબ્દ હોય ત્યાં એવા શબ્દ ન વપરાય તેમ વધાર સારૂં એતો સ્પષ્ટજ છે.

(૩) જે શબ્દ લજ્જા, નિન્દા, કે અમંગલની સૂચના કરે છે તે અશ્લીલતાદોષયુક્ત છે. 'જન્મ આપવો' ને બદલે 'જણવું' એ એવો અશ્લીલ શબ્દ છે. એવા અન્ય શબ્દોની ગણના કરવી અનુચિત છે, માટે તે અહિં આપ્યા નથી.

(૪) બીનકેળવાયલા લોકો વાપરે એવા શબ્દો ગ્રામ્યતાદોષયુક્ત છે. કેટલાક ગ્રામ્ય શબ્દો નીચે આપ્યા છે.

ઢુંકડું, શિખવાડવું, ઉતાવળે બોલો, ('મોટે સાદે બોલો'ના અર્થમાં,) નોખું, અડવું, સવડ, મેલવું, છોડી, એઠું, નખેદ, ઓતાડું, છેવાડું, વેરે વગેરે. આમાં કેટલાક પ્રાન્તિક શબ્દો પણ છે, તેથી મતભેદ થવાનો સંભવ છે. ગ્રામ્યતાને અંગ્રેજીમાં Vulgarism કહે છે, ને તે ભાષાદોષ ગણાય છે.

(૫) અર્થ કે શબ્દની પુનરુક્તિથી પુનરુક્તિદોષ થાય છે. 'વિન્ધ્યાચળ પર્વત,' 'નામાભિધાન' 'પોતાના સ્વાનુભવ' વગેરે એ દોષના દાખલા છે.

(૬) રૂઢ પારિભાષિક શબ્દોનો હેતુ વિના ત્યાગ કરી અન્ય શબ્દો પ્રયોજવા એ પણ દોષજ છે; કેમકે એથી અર્થની અપ્રતીતિ થાય છે કે પ્રતીતિમાં વિલંબ થાય છે. દાખલા તરીકે અંગ્રેજીમાં જેને Direct અને Indirect object કહે છે તેવા મુખ્ય અને પેટાના કર્મના અર્થમાં સંસ્કૃત વ્યાકરણમાં 'પ્રધાન કર્મ' અને ગૌણ કર્મ' એ શબ્દો છે. તેનો ત્યાગ કરી 'ઉપસ્થ' અને 'અનુપસ્થ' એવા નવીન સંજ્ઞાશબ્દો ઉપજાવવા એ દોષજ છે. એ શબ્દો જૂના પારિભાષિક શબ્દો જેવા અન્વર્થ પણ નથી. 'વિધેય' શબ્દને સ્થળે ' વિધાન ' શબ્દનો પ્રયોગ પણ એજ રીતે દુષ્ટ છે. આ દોષને અપારિભાષિકપદત્વદોષ કહી શકાય.

(૭) વળી નિરર્થક શબ્દો કે સંદિગ્ધ શબ્દો વાપરવા એ પણ દોષ છે.

(૮) શબ્દદોષો વિષે કેટલોક વિચાર કર્યો. હવે વાક્યદોષો શાથી થાય છે તે જોઈએ. ' ક્લિષ્ટ રચના ' એ મુખ્ય વાક્યદોષ છે. જે રચનામાં પરસ્પર અન્વયવાળા શબ્દો દૂર હોય કે જેમાં અન્વય તરત સમજાય નહિ એવો હોય એવી રચના તે ક્લિષ્ટ રચના. આમ વ્યવહિત અન્વય કે દૂરાન્વયથી ક્લિષ્ટ રચના થાય છે. વળી ચોકસાઈની ખામીથી પણ વાક્યદોષ થાય છે. ઘણા લેખકો એકજ વસ્તુના વર્ણનમાં એક વાક્યમાં, 'એ' બીજા વાક્યમાં 'તે', ત્રીજા વાક્યમાં પાછો 'એ' એમ 'એ' ને 'તે'ની ગુંચવણ કરે છે, તે એ દોષનો દાખલો છે.

**સંસ્કૃતમય ગુજરાતી અને પારસી ગુજરાતી**—આ શબ્દો આપણને પરિચિત છે. એ વિષે અહિં ટુંકામાં કહેવાની જરૂર છે. ભાષા

વિષયને અનુસરતી હોવી જોઈએ. વિષય કઠણ હોય તો ભાષા કેટલેક દરજ્જે કઠણ થાય, એ સ્વાભાવિક છે. શાસ્ત્રીય વિષયમાં પારિભાષિક શબ્દોથી તથા ગહન વિચારથી ભાષા પ્રૌઢ કે કઠણ થાય. પરંતુ ગમે તેવી પ્રૌઢ થાય તોપણ બને ત્યાંસુધી ભાષા ક્લિષ્ટ થવી ન જોઈએ. સંસ્કૃત ભાષા જાણનારા ગુજરાતી લેખકો સંસ્કૃત શબ્દોનો વિશેષ ઉપયોગ કરે અને ફારસી ભાષા જાણનારા પારસી અને મુસલમાન ગુજરાતી લેખકો ફારસી શબ્દોનો વધારે પ્રયોગ કરે એ તો સ્વાભાવિક છે. પણ વગર પ્રયોજને અપરિચિત સંસ્કૃત કે ફારસી શબ્દો વાપરવાથી ભાષા સમજાય નહિ એવી કે સમજવા માટે પ્રયત્ન કરવો પડે એવી થાય તો તે દૂષિત સમજવી.

**જે ભાષાનું સ્વરૂપ વિષય અને અધિકારીને ઉદ્દેશીને બદલાય, પ્રૌઢ ઘટે ત્યાં પ્રૌઢ અને મુગ્ધ ઘટે ત્યાં મુગ્ધ, તેજસ્વી જોઈએ ત્યાં તેજસ્વી અને નમ્ર જોઈએ ત્યાં નમ્ર, એમ જ્યાં જેવા રસનો આવિર્ભાવ હોય ત્યાં તેવા રસને દીપાવે એવી, પણ સર્વત્ર સરળ રચનાવાળી, અસંદિગ્ધ અને શુદ્ધ પ્રયત્ન વિના કે ક્વચિત્ સહજ પ્રયત્ને સમજાય એવી હોય તે ઉત્તમ ભાષા સમજવી.**

આ ધોરણથી ભાષાની પરીક્ષા હરકોઈ કરી શકશે. કેટલાક લેખકોની ભાષામાં અપરિચિત સંસ્કૃત શબ્દો એટલા બધા નિરર્થક પ્રયોજાય છે તથા રચના એવી ક્લિષ્ટ થાય છે કે સંસ્કૃત જાણનારાઓને પણ તે વાંચવી ગમતી નથી તો સામાન્ય વાચકવર્ગને તે કેમ પ્રિય થાય? ગૂઢ કે ગહન વિષયની ભાષા કે વિચારનું ગ્રહણ કરવું કઠણ પડે એ સ્વાભાવિક છે; એના અધિકારીઓ પણ જુદા હોય એટલે તેમને તે ગ્રાહ્ય થાય તો દૂષિત ન કહેવાય. ગુરુનો હેતુ શિષ્યનું ભાષાજ્ઞાન વધારવાનો હોય અને તે હેતુથી ક્રમે ક્રમે નવા નવા શબ્દો વાપરે તેમાં પણ દોષ નથી. તેની ભાષા ઉપર દર્શાવ્યા પ્રમાણે ભાવને અનુસરતી પણ સરળજ હોવી જોઇએ.

જેમ સંસ્કૃતમય ભાષા, એટલે અપરિચિત સંસ્કૃત શબ્દોથી નિરર્થક ભરેલી ગુજરાતી ભાષા, અપ્રિય થાય છે તેમ સામાન્ય પારસી લેખકોની ભાષા તો છેકજ અશુદ્ધ હોય છે. દિવસે દિવસે એમાં સુધારો થાય છે,

અને કેટલાક લેખકો સારી ભાષા વાપરતા થયા છે એ ખુશીની વાત છે; કેમકે પારસી લેખકો સાહિત્યમાં ઘણો સારો વધારો કરે છે અને ઉત્તમ નવલકથાઓ લખે છે. 'જ્ઞાનચક્ર' જેવાં મોટાં અને ઉપયોગી પુસ્તકો પારસી લેખકો તરફથી પ્રસિદ્ધ થયાં છે. કેટલાક કવિતા પણ સારી રચે છે. આમ એમનાં લખાણમાં સુધારો થતો જાય છે; પરંતુ હજુ તેમની ભાષામાં ઘણો સુધારો થવાની જરૂર છે. તેમનાં થોડાંજ પુસ્તકો એવાં હોય છે કે તે હિંદુ વાચકવર્ગને વાંચવાં ગમે કે તેમાંથી લેખક પારસી છે એમ જણાયા વિના રહે. અંગ્રેજી લખવાની ઢબનું અનુકરણ અને અંગ્રેજી શબ્દો ને વાક્યોનું અક્ષરશઃ ભાષાન્તર તેમનાં પુસ્તકોમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે.

આ દોષમાંથી હિંદુ ગુજરાતી લેખકો પણ તદ્દન મુક્ત નથી. તેમનાં લખાણમાં પણ અંગ્રેજી ભાષા શૈલીને અનુસરી Indirect construction, એટલે કોઈના બોલેલા શબ્દો તેવીજ રીતે નહિ પણ અન્યથા લખવાની રીત, જોવામાં આવે છે. એજ રીતને આધારે 'તેણી' શબ્દ ગુજરાતીમાં દાખલ થયો છે. અંગ્રેજી ભાષામાં ત્રીજા પુરુષ સર્વનામના એકવચનમાં ત્રણ લિંગનાં ત્રણ રૂપો છે. તેમ ગુજરાતીમાં હોવાંજ જોઈએ એમ નથી. ગુજરાતીમાં ત્રણે રૂપો એકજ છે. સ્ત્રીલિંગમાં 'તેણી' શબ્દ દાખલ કર્યો તો નપુંસકલિંગમાં પણ કોઈ નવો શબ્દ દાખલ કેમ ન કર્યો? 'તેણી' શબ્દ શિષ્ટ પુરુષો વાપરતા નથી, માટે દૂષિતજ છે.

'અને'થી શરૂ થતાં વાક્યો ઘણીવાર જોવામાં આવે છે તે પણ દોષજ છે. અંગ્રેજીમાં એવી રચના બહુધા વર્તમાનપત્રોમાં જોવામાં આવે છે; પણ ત્યાં કોઈ પ્રસંગે કંઈક ખુબી હોય છે તે ગુજરાતી રચનામાં દેખાતી નથી.

**લિંગ વિષે**—કેટલાક શબ્દ જુદા જુદા જિલ્લામાં તેમજ એકજ જિલ્લામાં પણ જુદી જુદી જાતિમાં વપરાય છે. 'સોપારી' અને 'ઓળખાણ' સ્ત્રી. અને ન. માં, 'તમાકુ' કોઈ જિલ્લામાં સ્ત્રી. અને કોઈકમાં પુ.માં, 'આળસ' કોઈ જિલ્લામાં સ્ત્રી. અને કોઈમાં ન. માં 'તપાસ' અને

'શોધ' કોઈ સ્થળે સ્ત્રી. માં, અને કોઈ સ્થળે પુ. માં, અને 'ખરચ' અને 'શોધ' કોઈ સ્થળે સ્ત્રી. માં, અને કોઈ સ્થળે પુ. માં, અને 'ખરચ' કોઈ સ્થળે પુ. માં તો કોઈ સ્થળે ન. માં વપરાય છે. ભાષાના આવા તેમજ બીજા, ઉચ્ચારના કે અર્થના, પ્રાંતિક ભેદો પરાપૂર્વથી ચાલ્યા આવે છે. પાણિનિથી પણ પ્રાચીનતર નિરુક્તકાર યાસ્ક મુનિ લખે છે કે, '**शवतिर्गतिकर्मा कम्बोजेष्वेव भाष्यते। विकारमस्यार्येषु भाषन्ते शव इति। दातिर्लवनार्थे प्राच्येषु दात्रमुदीच्येषु**' એટલે 'શવ્' ધાતુ ગત્યર્થમાં કમ્બોજ દેશમાં વપરાય છે. અર્થાત્ ત્યાં આખ્યાતપદ–ક્રિયાપદ તરીકે વપરાય છે. આર્ય જનપદમાં એજ શવ્ ધાતુનો વિકાર 'શવ' ('શબ') નામ તરીકે વપરાય છે. 'દા' ધાતુ પ્રાચ્ય દેશોમાં 'કાપવાના' અર્થમાં વપરાય છે. **व्रीहीन् दाति, यवान् दाति**–ડાંગર કાપે છે, જવ કાપે છે. એજ શબ્દ ઉદીચ્ય દેશોમાં '**दात्रम्**' 'દાતરડું' એમ નામ તરીકે વપરાય છે. આમ પ્રાંતિક ભેદ પ્રાચીન કાળથીજ ચાલ્યો આવે છે. પણ 'તત્સમ' શબ્દોના લિંગ વિષે વિચાર કરવો યુક્ત છે. એવા કેટલાક શબ્દો હાલ બે લિંગમાં વપરાય છે. 'વય' ન. ને સ્ત્રી. માં, 'મત' ન. ને પુ. માં, 'વિધિ' પુ. ને સ્ત્રી. માં વપરાય છે. આ કંઈ પ્રાંતિક ભેદ નથી. આનું કારણ કંઈક એવું લાગે છે કે એ શબ્દો મૂળરૂપમાં ગુજરાતીમાં દાખલ થયા ત્યારે સંસ્કૃત જાણનારા લેખકો ઓછા હોવાથી એ શબ્દોના ગુજરાતી પર્યાય શબ્દોની જાતિ પ્રમાણે એમની જાતિ નક્કી થઈ. પાછળથી સંસ્કૃત જાણનારા લેખકોએ સંસ્કૃતમાં વપરાતી પણ જાતિ દાખલ કરી. કેટલાક શબ્દોમાં આ નિયમ દેખાતો નથી. 'માન' અને 'પરિણામ' એ એવા શબ્દો છે. 'માન' 'આબરૂ'ના અર્થમાં સંસ્કૃતમાં પુ. માં ને 'માપ' કે 'પ્રમાણ'ના અર્થમાં ન.માં છે. પણ ગુજરાતીમાં તો બંને અર્થમાં ન.માંજ વપરાય છે. 'પરિણામ' સંસ્કૃતમાં પુ.માં છે; ગુજરાતીમાં બંને જાતિમાં, પુ. તેમજ ન.માં વપરાય છે, 'દૃષ્ટાન્ત' અને 'વૃત્તાન્ત' સંસ્કૃતમાં પુ.માં છે. ગુજરાતીમાં કેટલાક લેખકો ન.માં વાપરે છે. જે તત્સમ શબ્દો હાલ બે લિંગમાં વપરાય છે તે કાલક્રમે જે ભાષામાંથી આવ્યા છે, તેમાં ચાલતા લિંગમાંજ વપરાશે એમ સંભવ જણાય છે ને તેજ યુક્ત છે.

સંસ્કૃત રીતનું અનુકરણ કરી કેટલાક લેખકો સ્ત્રીલિંગના વિશેષણુ-સ્ત્રીલિંગ પ્રકૃતિ વાપરે છે. 'ઉપયોગિની વિદ્યાકળા', 'આધુનિકી અવસ્થા' ઇત્યાદિ આવા દાખલા છે. સંસ્કૃતમાં તો વિશેષણ વિશેષ્યની વિભક્તિને પણ અનુસરે છે. ગુજરાતીમાં વિભક્તિની બાબતમાં તેમ કરી શકાય એમ નથી, તો લિંગની બાબતમાં તેમ કરવાની જરૂર જણાતી નથી. એ રીત કેટલી લોકપ્રિય થાય છે, તે કાલક્રમે જણાશે.

શબ્દો છુટા લખવા સંબંધી વિચાર કરી કેટલાક નિયમો ૧૯૦૩ના સપટેંબરના 'શાળાપત્ર'માં આપ્યા છે. તેનો અહિં સંક્ષેપમાં નિર્દેશ કરવો યોગ્ય છે. નિયમો નીચે પ્રમાણે છે:—

૧. વિભક્તિ અને કાળવાચક પ્રત્યયોજ શબ્દો સાથે જોડાયલા લખવા, નામયોગી છુટા લખવા.

૨. જે શબ્દો છુટા લખવાથી અર્થની હાનિ થાય નહિ, તેવા શબ્દો છુટાજ લખવા.

( अ ) આ નિયમ પ્રમાણે સમસ્તપદો ભેગાં લખવાં.

( आ ) ' જ્યાંસુધી ' ' ત્યાંસુધી ' 'પરેસુધી' 'એટલેસુધી', વગેરેમાં 'સુધી' ભેગો લખવો. ' સુધી ' એ અત્યંતસંયોગવાચક ( કાળ કે સ્થળના સંબંધમાં મર્યાદાવાચક ) છે, એટલે એનો અર્થ દ્વિતીયા વિભક્તિનો છે; અને 'જ્યાં' 'ત્યાં', 'પરે', 'એટલે', એ બધા અધિકરણવાચક છે; એમ વ્યાકરણની દૃષ્ટિથી જોતાં છુટા લખવાથી અર્થની અયોગ્યતા ભાસે છે. એકઠા લખવાથી સમભ્યર્થ અવ્યયો મૂળ અર્થ છોડી દઈ પ્રાતિપદિકાર્થ ગ્રહણ કરે છે, અને એમ ભેગા લખવાથી અર્થપ્રતીતિમાં, વિલંબ થશે નહિ.

( इ ) તોપણ, જોકે, અગરજો, ઘણુંખરૂં, પરંતુ, કિંતુ, કેમકે–એ શબ્દો ભેગા લખવા યુક્ત છે. કારણ કે અવયવોના અર્થ એકઠા કરવાથી આખા શબ્દોના અર્થ થતા નથી.

( ई ) 'જ' શબ્દ અવધારણવાચક અવ્યય છે. એ શબ્દને છુટો લખવાથી અર્થહાનિ તો ન થાય, પણ અર્થપ્રતીતિનો વિલંબ થાય છે, માટે મારા અભિપ્રાય પ્રમાણે છુટો ન લખવો એ વધારે સારૂં છે.

**આ વિષયના લેખને અંતે મારે કહેવું જોઈએ કે ગુજરાતી ભાષાના ઊંચા પ્રકારના જ્ઞાનને માટે તેની માતૃભાષા સંસ્કૃતનું**

સારૂં જ્ઞાન આવશ્યક છે; તેમજ પ્રાકૃત, અને મુખ્યત્વે અપભ્રંશ અને ફારસીનું જ્ઞાન પણ ઘણું લાભકારક છે. આનો અર્થ એવો નથી કે સંસ્કૃત કે ફારસીના અપરિચિત શબ્દો વાપરી ભાષા ક્લિષ્ટ કરવી. એ જ્ઞાન ગુજરાતી ભાષાને સંસ્કારી બનાવવામાં અને વ્યુત્પત્તિદ્વારા કેટલાક કટ પ્રશ્નોનો નિર્ણય કરવામાં વાપરવું, પણ તે નિર્ણય પણ ભાષાનું સ્વરૂપ બદલી નાખે કે લખવાની મુશ્કેલી વધારે એવો ન જોઈએ.

છેવટે, સરસ્વતીના નિરંતર ઉપાસક થયા વિના આમાંનું કંઈ બની શકે એમ નથી, માટે સરસ્વતીની ઉપાસના કરી વિષય સમાપ્ત કરૂં છું:—

शरणं करवाणि कामदं ते चरणं वाणि चराचरोपजीव्यम् ।
करुणामसृणैः कटाक्षपातैः कुरु मामम्ब कृतार्थसार्थवाहम् ॥

---

# (૮)
# સાંપ્રત સાહિત્ય

## ૧. સાંપ્રત સાહિત્ય:—

હાલમાં ગુજરાતી સાહિત્ય સંબન્ધી મોટી ચર્ચા ચાલે છે, તેથી રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ એવી ઇચ્છા દર્શાવી કે એ વિષે મારે એકાદ લેખ લખી મોકલવો. એ ઇચ્છાને અનુસરી મથાળે લખેલા વિષય ઉપર સંક્ષિપ્ત વિવેચન કરવા રજા લઉં છું.

આરંભમાં વાચકવર્ગ અને લેખકવર્ગને વિનતિ કરૂં છું કે આ લેખ વાંચી, મનન કરી એ વિષે પોતાના સ્વતંત્ર વિચાર બાંધવા. કવિશિરોમણિ કાલિદાસે કહ્યું છે તેમ જેટલું જૂનું એટલું દોષરહિત નથી તમજ નવું એટલું દૂષિત નથી; એ એની પરીક્ષા કરી સત્પુરુષોએ જે યુક્ત હોય તેનું ગ્રહણ કરવું જોઈએ; અન્યના વિચારથી દોરાઈ પોતે વિચાર બાંધનારા મૂઢ છે. આ વાક્ય લક્ષમાં રાખવાની વિજ્ઞપ્તિ છે.

પ્રથમ ગુજરાતી ભાષા વિષે જે જે વિચાર સ્ફુરે છે તે વાચક સમક્ષ મુકીશ અને પછી સાહિત્ય વિષે. ભાષા વિષેના વિચારોમાં શબ્દો છૂટા લખવા, જોડણી, નવીન શબ્દોની ઘટના, અને ભાષાશૈલી એ વિષે અનુક્રમે ટુંકામાં મારા વિચારો દર્શાવીશ.

## ૨. શબ્દ છૂટા લખવા:—

જેટલા મતભેદ જોડણીના વિષયમાં છે તેટલો આ વિષયમાં નથી. પરંતુ એમાં પણ સર્વ લેખકો એકમત નથી. એ વિષય વિષે કંઈક વિચાર કરી મેં એક લેખ 'શાળાપત્ર'માં (૧૯૦૩ના સપ્ટેંબરના અંકમાં) લખ્યો છે, તેમજ તે લેખમાંના કેટલાક નિયમો તથા દૃષ્ટાન્તો 'ભાષાશુદ્ધિ' વિષેના મારા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિના 'ડાયમન્ડ જ્યુબિલિ'ના પ્રસંગના ભાષણમાં મેં દર્શાવ્યા હતા તે આ પત્રમાં તેમજ 'બુદ્ધિપ્રકાશ' માં છપાયા છે. તેમ છતાં અત્ર તેની તેમજ મારા વિષયને લગતાં બીજાં કેટલાંક અંગોને ઉદ્દેશીને પણ લખેલા લેખની પુનરુક્તિ કરવાની જરૂર છે; કેમકે શિષ્ટ વાચકવર્ગને અને લેખકવર્ગને પક્ષપાતની દૃષ્ટિથી દૂર રહી સ્વતંત્ર વિચાર

કરવાની તેમજ દોષ હોય તો તે શિષ્ટ લેખકને લખવો છાજે ને શિષ્ટ વાચકને વાંચવો છાજે એવા મર્યાદાવાળા લેખમાં ચર્ચા કરવાની પણ વિનતિ છે.

શબ્દો છૂટા લખવાનો પ્રચાર સંસ્કૃત સાહિત્યમાં નહોતો. હસ્તલિખિત પ્રાચીન સંસ્કૃત પુસ્તકોમાં શબ્દો ભેગા લખાયલાજ દેખાય છે. વાક્યમાં અન્વય સમજાય એવાં પ્રત્યયવાળાંજ રૂપો સંસ્કૃત ભાષામાં પ્રયોજાય છે તેથી શબ્દો ભેગા લખેલા હોય તોપણ અર્થમાં હાનિ થવાનો સંભવ નથી. એમ છતાં પણ છૂટા શબ્દોવાળો લેખ આંખને અનુકૂળ હોઈ વાંચવામાં તેમજ સમજવામાં સરળ પડે છે. તેથી હાલ છાપેલાં પુસ્તકોમાં છૂટા શબ્દો છાપવાની રીતિ પ્રચલિત થઈ છે ને તે સર્વમાન્ય પણ થઈ છે. ગુજરાતી ભાષામાં સંસ્કૃત જેટલા પ્રત્યયો રહ્યા નથી, તેથી ભેગા શબ્દો લખવાથી ક્વચિત્ ક્વચિત્ અર્થની પણ હાનિ થવાનો સંભવ છે. આ કારણથી શબ્દો છૂટા લખવાની આવશ્યકતા તો સર્વ સ્વીકારે છે; છતાં એમાં વિદ્વાન્ લેખકોમાં પણ જુદા જુદા માર્ગ જોવામાં આવે છે.

કેટલાક લેખમાં 'કરૂંછું', 'થાયછે', 'કહ્યુંછે', 'ઉદ્દેશછે', 'તત્ત્વછે', 'ભિન્નપણુંછે', વગેરેમાં શબ્દો ભેગા જણાય છે. એમાં છેલ્લા ત્રણ દાખલામાં કદાચ છાપવાની ભૂલ હોય; પણ પુસ્તકને અન્તે શુદ્ધિપત્ર નથી. એજ લેખમાં 'જોઇતું હતું', 'કર્યું હતું', 'સમાયલું છે', 'સ્વીકાર્યું હતું', 'થયેલું છે', 'ગણેલું છે', માં શબ્દો છૂટા છે. દ્વિત્વવર્તમાન, ભૂતવર્તમાન કાળનાં રૂપો ભેગાં લખવાં ને દ્વિત્વભૂત, વિશેષભૂત વર્તમાનનાં રૂપો છૂટાં લખવાં એમ શા કારણથી લખતા હશે તે કળી શકાતું નથી. વળી એજ લેખમાં તેમજ અન્ય શિષ્ટ લેખોમાં 'જ' છૂટો જોવામાં આવે છે. આવા લેખમાં કયો નિયમ સ્વીકારાયો હશે તે સમજવું મુશ્કેલ છે આવા સાધારણ વિષયમાં પણ શિષ્ટ લેખકો એકમત થતા નથી, પોતપોતાને માર્ગેજ વિચરે છે એ સાહિત્યના હિતને માટે ઇષ્ટ ભાસતું નથી. શબ્દો છૂટા લખવા વિષેનો નિયમ મેં 'શાળાપત્ર'માં આપ્યો છે તે અહિં પુનઃ દર્શાવું છું:—

જે શબ્દો છૂટા લખવાથી અર્થની હાનિ, વિલંબ, કે અયોગ્યતા થાય નહિ, કે જે શબ્દોના અવયવોના અર્થ એકઠા કરવાથી આખા શબ્દોનો અર્થ થાય નહિ એવા શબ્દો ભેગાજ લખવા. આ નિયમને અનુસારે

(૧) વિભક્તિ અને કાલવાચક તથા અન્ય પ્રત્યયોજ શબ્દો સાથે જોડાયલા લખવા, નામયોગી જુદા લખવા; જેમકે 'રામમાં', 'કરશે', 'કરનાર', 'દ્વીપકલ્પ', પણ 'મારે માટે'.

(૨) 'પણ'ના અર્થમાં 'એ' જુદો લખવાથી અર્થની હાનિ થાય છે, માટે જે શબ્દના અર્થ સાથે એનો અર્થ જોડાયલો હોય તેની સાથેજ લખવો; 'મારેએ કામ કરવું છે' ને 'મારે એ કામ કરવું છે'માં અર્થભેદ સ્પષ્ટ છે.

(૩) અવધારણવાચક 'જ' જુદો લખવાથી અર્થપ્રતીતિમાં વિલંબ થાય છે, ને અવધારણ શિથિલ થઈ જાય છે; માટે એ શબ્દ ભેગોજ લખવો યુક્ત છે. મરાઠીમાં 'જ'ના અર્થમાં '**च**' ભેગોજ લખવાનો પ્રચાર જણાય છે; '**त्या वेळेसच**,' '**लवकरच**', '**मार्गेतच**' ('મરાઠી શાળા-પત્રક' પુ૦ ૨૦ પૃ૦ ૨૨૬–૨૭). અર્થપ્રતીતિના વિલંબને સંસ્કૃત આલંકારિકોએ દોષજ ગણ્યો છે. આમ છતાં કેટલાક શિષ્ટ લેખકો જુદો લખે છે તેમનો આશય સમજાતો નથી.

(૪) 'જ્યાંસુધી,' 'પર' 'સુધી' જેવા શબ્દો ભેગા લખવાથી અર્થની યોગ્યતા સચવાય છે. 'જ્યાં,' 'પર' એ અધિકરણવાચક શબ્દો છે. 'સુધી' એ અત્યન્તસંસર્ગવાચક (કાળ કે સ્થાળના સંબન્ધમાં મર્યાદાવાચક) અવ્યય છે. અત્યન્તસંયોગના અર્થમાં સંસ્કૃતમાં તેમજ અંગ્રેજીમાં દ્વિતીયા વિભક્તિ વપરાય છે. અધિકરણવાચક શબ્દ છૂટો લખવાથી અધિકરણનો અર્થ પ્રથમ સ્ફુરે છે તેની અયોગ્યતા સમજાય છે. અનૌચિત્યને પણ સંસ્કૃત આલંકારિકોએ દોષ ગણ્યો છે.

(૫) 'તોપણ,' 'જોકે,' 'અગરજો,' 'ઘણુંખરૂં,' 'જેમકે' જેવા શબ્દો ભેગાજ લખવા. એ શબ્દોના અવયવોનો અર્થ ભેગો કરવાથી સમસ્ત શબ્દોનો અર્થ નીકળતો નથી.

(૬) સમસ્ત શબ્દોના અવયવો ભેગા લખવા, નહિ તો અર્થની હાનિ કે અયોગ્યતા થાય. 'અતિકોમલ,' 'અતિકઠોર,' વગેરેમાં પણ કેટલાક લેખકો 'અતિ'ને જુદો લખે છે એ યુક્ત લાગતું નથી. 'અતિ' એ શુદ્ધ સંસ્કૃત શબ્દ છે. ને તે સમાસમાંજ વપરાય છે. ગુજરાતીમાં

'અતિ ઉત્તમ' જેવે સ્થળે છૂટો લખવાની જરૂર પડે છે. સંધિ કરી 'અત્યુત્તમ' લખવાથી અઘરૂં થશે એમ ધારી 'અતિ ઉત્તમ' લખનારનો આશય સમજી શકાય છે; પરંતુ 'અતિકોમલ' 'અતિકઠોર' જેવા શબ્દોમાં છૂટો લખવો એ બરોબર નથી. 'અતિ' એ ઉપસર્ગ છે અને ક્રિયાયોગે વપરાય છે, તેમજ 'અત્યન્ત'ના અર્થમાં વિશેષણની પૂર્વે પણ વપરાય છે. એક તરફથી ભાષા સંસ્કૃતમય બનાવવી અને બીજી તરફથી 'અતિ' જે સંસ્કૃતમાં છૂટો વપરાતો નથી તેને ગુજરાતીમાં છૂટો લખવો એ માત્ર સ્વચ્છન્દી વર્તનજ છે. પણ હાલનો સમયજ એવા વર્તનને અનુકૂળ હોય એમ ભાસે છે ને સમયનો સંસ્કાર લેખકવર્ગ પર પણ પડે એ સ્વાભાવિક છે.

**૩. જોડણી:—**

આ વિષય ઘણો વિસ્તૃત છે, અને હાલના વિદ્વાનોએ અતિકઠિન કરી નાખ્યો છે. આવા નાના લેખમાં એનું સંપૂર્ણ વિવેચન અશક્ય છે. માત્ર થોડાંજ અંગને લગતા વિચારો દર્શાવું છું.

ભેદ કેવી રીતે પ્રવર્ત્તે છે તે માટે થોડા દૃષ્ટાન્ત આપું છું—

(૧) મહાન, અર્થાત્, સંપત્‌ને, વિપત્, ભગવાનનું, જગત્‌ના–આ એકજ શિષ્ટ લેખકના લેખમાંના દાખલા છે. કોઈને એમ લાગે કે મહાન'માં છાપાની ભૂલ હશે. પણ તપાસ કરતાં એમ જણાતું નથી; કેમકે બે ત્રણ સ્થળે એમ માલમ પડે છે અને શિષ્ટ લેખોમાં આવાં રૂપો છાપાની ભૂલોને લીધે નથી હોતાં. અન્ય શિષ્ટ લેખમાં પણ 'મહાન' રૂપ બે સ્થળે જોવામાં આવે છે. આવા શબ્દો સંસ્કૃત રીતે લખવા હોય તો અન્ત્યત્ય અક્ષર ખોડાજ લખવા; ને અકારસહિત લખવા હોય તો સર્વત્ર તેજ શૈલી રાખવી. દરેક લેખકે પોતાના લેખમાં જે શૈલી રુચતી હોય તેજ સર્વત્ર સ્વીકારવી ઇષ્ટ છે એ તો નિર્વિવાદ છે. શુદ્ધ સંસ્કૃત શબ્દો હોવાથી સંસ્કૃતમાં લખાય છે તેમ લખવા મને યુક્ત લાગે છે. પ્રત્યયો લાગતાં પણ ઉચ્ચારમાં ભેદ પડતો નથી, માટે લખવામાં ભેદ કરવાની જરૂર નથી–મહાન્, અર્થાત્, સંપત્‌ની, ભગવાન્‌નું. પરંતુ અવધારણવાચક 'જ' શબ્દને યોગે ઉચ્ચારમાં ભેદ થાય છે, ત્યાં લખાણમાં તેવો ભેદ રાખવો; જેમકે 'દૈવવશાત્,' 'દૈવવશાતજ.'

( ૨ ) કોઈક શિષ્ટ લેખમાં 'જ્યહારે,' 'હાવું,' 'હમે,' એમ હકારનો લેખ જોવામાં આવે છે; ત્યારે અન્ય શિષ્ટ લેખમાં 'અજી,' 'અવે,'માંથી હકાર લુપ્ત જોવામાં આવે છે.

(૩) કેટલાક શિષ્ટ લેખોમાં ' ભુલ્ય,' ' રીત્ય,' ' આંખ્ય,' 'રાખ્ય,' જેવા શબ્દોમાં યકાર જોવામાં આવે છે ને કેટલાકમાં નથી આવતો.

(૪) કેટલાક ' રૂહે,' ' કૂહે 'ને કેટલાક ' રહે,' ' કહે ' લખે છે.

(૫) કેટલાક ' કવિયો,' ' કવિયે,' ' કવિયોએ' લખે છે, ને કેટલાક ' કવિઓ,' ' કવિએ,' ' કવિઓએ' લખે છે.

આમ થોડાક ભેદો દર્શાવ્યા. એ વિષે મતભેદ જતો રહેવાનો હાલના સમયમાં સંભવ જણાતો નથી. વિદ્યાની વૃદ્ધિ થવાથી વિદ્વાનોને પોતાનોજ મત યોગ્ય ને અન્યનો અયોગ્ય લાગે છે એવો સમય આવ્યો છે. પરંતુ શિષ્ટ વાચકો ને લેખકો એ વિષય પર સ્વતન્ત્ર વિચાર કરે એ હેતુથીજ અત્ર થોડુંક લખવામાં આવે છે.

જોડણીની બાબતમાં એક નિયમ મેં ' શાળાપત્ર'માં દર્શાવ્યો છે તે નીચે પ્રમાણે છે:— .

' શિષ્ટ વર્ગના ઉચ્ચાર પ્રમાણે જોડણી કરવી; પરંતુ ઘણા લાંબા કાળથી રૂઢ થયલાં રૂપોમાં ભાષાનું સ્વરૂપજ બદલાઈ જાય એવો ફેરફાર કરવો નહિ.'

આ નિયમને અનુસરીને ઉપલા દાખલાઓ માટે વિચાર કરીશું. ' મારા,' ' તારા,' ' અમે,' ' જ્યારે ' વગેરે શબ્દોમાં હકારનો ઉચ્ચાર તો સ્પષ્ટ છે. પણ હકાર ન લખવાનાં કારણો નીચે પ્રમાણે છે:—

( ૧ ) જો હકાર લખીએ તો જ્યાં જ્યાં બોલાતો હોય ત્યાં સર્વત્ર લખવો જોઈએ. કેટલાક ' મ્હારા,' ' ત્હારા,' ' ન્હાનું,' ' મ્હોટું ' જેવા શબ્દોમાં લખે છે ને ' અમે,' ' તમે,' ' તેના,' ' એના,' જેવા શબ્દોમાં લખતા નથી. આ તો યુક્ત નથીજ. સર્વત્ર લખવામાં કેટલાક બાધ છે તે નીચે પ્રમાણે છે:—

(અ) 'હમે,' 'હેના,' 'હેવા' આ શબ્દોના લેખ ઉચ્ચારને અનુસરે છે ? ઉચ્ચાર તો ' અમે,' ' એના,' ' એવા,' તેમજ ' હમે,' ' હેના,'

'હેવા' એ બે લેખોમાંથી એકેને બરોબર મળતો આવતો નથી. અકારમાં હકાર જોડાય તો નહિજ; ત્યારેજ 'હમે' વગેરે રૂપો લખી તેમાં હકાર લઘુપ્રયત્ન છે એમ કહેવાની જરૂર પડે છે. અક્ષરોના અનેક ઉચ્ચાર કલ્પવા એ કદી પણ સર્વમાન્ય થવાનો સંભવ નથી, શિષ્ટવર્ગના ઉચ્ચારોમાં બહુધા ભેદ જોવામાં આવતો નથી.

(આ) 'ત્હારા' જેવા શબ્દોમાં અલ્પપ્રાણને મહાપ્રાણ જોડવો એ ભાષાશાસ્ત્રને અનુસરતું જણાતું નથી. મહાપ્રાણો ખ, ઘ, છ, ઝ, વગેરેના ઉચ્ચાર અલ્પપ્રાણો ક, ગ, ચ, જ, વગેરેના ઉચ્ચારમાં હકારના ઉચ્ચારનો યોગ કરવાથી થતા જણાય છે. આ કારણથી અલ્પપ્રાણ વ્યંજનો સાથે હકાર સંયુક્ત લખવો ઉચિત લાગતો નથી.

(ઇ) 'જ્યહારે' જેવા શબ્દમાં લેખ કઢંગો થાય છે. ચિરકાળથી 'જ્યારે' પરિચિત હોવાથી એવો ભાસ થાય છે એ ખરૂં છે; પણ ચિર-કાળથી રૂઢ થયલાં રૂપોમાં ફેરફાર કરવાથી લાભ ન થતા હોય તો તેવો શા માટે કરવો? શુદ્ધ ઉચ્ચાર સચવાય છે એમ કહેશો તો, ઉચ્ચાર પ્રમાણે તમે સર્વત્ર લખી શકો છો? તેમજ સર્વત્ર ઉચ્ચાર સરખા થાય છે એવો પ્રશ્ન સ્વાભાવિક રીતેજ ઉત્પન્ન થાય છે. કાઠિઆવાડમાં એવા શબ્દોમાં હકારનો ઉચ્ચાર નથી કે નહિ જેવો છે. ઉચ્ચાર પ્રમાણે અકાર શાન્ત છે ત્યાં પણ તે લખાય છેજ. ઉચ્ચાર પ્રમાણે લખવાનો અવ્યભિ-ચરિત આગ્રહ રાખીએ તો નીચેને સ્થળે અકાર શાન્ત છે તેમ લેખથી દર્શાવવું જોઈએ.

(૧) શબ્દનો અન્ત્ય અ—ઘર, રાજ, ગાય, ઇત્યાદિ.

(૨) સમસ્ત શબ્દોના અવયવોનો અન્ત્ય અ—ઘરબાર, રાજપાટ, ગાયમાતા, વગેરે.

( ૩ ) અકારાન્ત શબ્દોને વિભક્તિના, કાળના, કે અન્ય પ્રત્યયો લાગી રૂપો થાય છે તેમાંનો અ–ઘરમાં, લખશે, લખનાર, ઇત્યાદિ.

( ૪ ) કેટલાક શબ્દોમાં વચ્ચે આવતો અ—'કુતરો,' 'છોકરો,' 'દાબડો,' 'દરજી' વગેરે.

આ બધે સ્થળે ઉચ્ચાર પ્રમાણે લખી શકાતું નથી તો હકારના સંબંધમાં દુરાગ્રહ શા માટે રાખવો? વળી ઉચ્ચારમાં હકાર છે એમ લેખમાં દર્શાવવુંજ હોય તો કવિ નર્મદે જે હકારના ઉચ્ચારવાળા અક્ષરો નીચે મૂકવાની શૈલી યોજી પોતાના કોશમાં દર્શાવી છે, તેનો ઉપયોગ ન કરી અલ્પપ્રાણને હકાર જોડવો કે કેટલાંક રૂપોમાં હકારનો નહિ જેવો ઉચ્ચાર છે ત્યાં હકાર લખી તેને લઘુપ્રયત્ન કહેવો એ યુક્ત છે કે નહિ તે વિદ્વાન્ વાચક ને લેખકે વિચારવા જેવું છે. વળી હકારવાળા શબ્દો હકાર જોડીને લખવાથી પણ ભાષામાં સર્વત્ર ઉચ્ચારને અનુસરીને લખવાનું બનતું નથીજ—કેમકે અકાર શાન્ત છે એવા શબ્દો ને રૂપો તો ભાષામાં ઉપર દર્શાવ્યા પ્રમાણે અનેક છે—તો પરિચિત રૂપોનો ત્યાગ કરી નવીન રૂપોથી ભાષાનું સ્વરૂપ કઢંગું શા માટે કરવું? આ રીત સર્વમાન્ય તો હજી લગણ થઈ નથીજ; પરંતુ ગતાનુગતિક ન્યાયને અનુસારે કેટલાક લેખકો કેટલાંક રૂપોમાં હકાર દર્શાવે છે ને કેટલાકમાં નથી દર્શાવતા. એવા લેખકોએ વિચાર કરી જે માર્ગ ઇષ્ટ લાગે તે માર્ગે જવું. તેમને વિચાર કરવાને સહાયકારક થાય એમ જાણી અત્ર આટલું વિવેચન કર્યું છે.

( ૩ ), ( ૪ ), ને ( ૫ )માં આપેલાં ઉદાહરણો માટે લાંબું વિવેચન કરવાની જરૂર નથી. યકારનો ઉચ્ચાર મારા સમજવા પ્રમાણે તો બહુધા ચરોતરમાંજ પ્રચલિત છે, ગુજરાતમાં સર્વત્ર નથી, માટે એને પ્રાન્તિક ગણીશું તો હરકત નથી. વળી યકાર જ્યાં ઉચ્ચારાય છે ત્યાં જેવી રીતે ઉચ્ચારાય છે તેવી રીતે લખાતો જણાતો નથી. 'આંખ્ય,' 'રાખ્ય,' વગેરેમાં યકારનો ઉચ્ચાર તો 'ખ'ની પૂર્વે કંઈક હોય એમ લાગે છે. 'કહે' જેવામાં અલ્પપ્રાણમાં હકાર જોડવો યુક્ત ન લાગવાથીજ 'કહે,' 'રહે,' વગેરે લખવાની રૂઢિ બહુધા પ્રચલિત છે. 'કવિયો' કે 'કવિઓ' એમાંથી કયું રૂપ ઉચ્ચારને અનુસરે છે તેનો વિચાર કરી જે યોગ્ય લાગે તે પસંદ કરવું. ઇકાર પછી સ્વર આવે તો સંધિના નિયમ પ્રમાણે ઇકારનો યકાર થાય છે; આથી ગુજરાતીમાં પણ યકારના ઉચ્ચારનો સહજ ભાસ થાય છે. જેમ 'પથ્થર,' 'ચોખ્ખું' એમાં પ્રાકૃત વ્યાકરણના નિયમને અનુસરી 'પત્થર,' 'ચોકખું' એમ વાચનમાળામાં તેમજ કેટલાકના

લેખોમાં લખાતું દેખાય છે તેના જેવું આ ઉદાહરણ છે. સંસ્કૃતમાં પણ **विठ्ठल** શબ્દ છે. **'उत्थ्यानम्,' 'उत्थ्तम्भनम्'** એવાં રૂપો પાણિનિ આપે છે, એટલે બે મહાપ્રાણ સંયુક્ત નજ થાય એવો કંઈ અપવાદશૂન્ય નિયમ નથી, તેથી ' પથ્થર ' વગેરે સ્થળે પણ ' પથ્થર ' કે ' પત્થર ' લખવું એ નક્કી કરવાનું માત્ર ઉચ્ચારનાજ પર રહે છે.

ઉચ્ચારને અનુસરી જેને જે યોગ્ય લાગે તે તેણે લખવું; પણ પ્રાચીન સરણિનો ત્યાગ કરતા પહેલાં નવીનના લાભ વિષે ખાતરી કર્યા વિના રહેવું નહિ એ તો સર્વને યુક્ત લાગશેજ.

વળી આ તકરારી વિષયમાં સર્વમાન્ય નિયમો થવા માટે બે બાબત આવશ્યક છે. એક તો એ કે નિયમ બાંધનારૂં મંડળ છેક નાનું નહિ તેમ છેક મોટું પણ નહિ એવું હોવું જોઈએ. જુદાં જુદાં મત ધારણ કરનારાઓના તેમજ સરકારી કેળવણીખાતાના પણ તેમાં પ્રતિનિધિ હોવા જોઈએ, કોઈ પણ મતના પ્રતિનિધિ ન હોય કે અમુક મતના ઘણા ને અમુક મતના થોડા પ્રતિનિધિ હોય એવી તેમાં અપૂર્ણતા કે ખામી ન હોવી જોઈએ. બીજી બાબત એ છે કે એ મંડળના નિયમો સર્વ લેખકો માન્ય કરે એવી તેમના પ્રતિનિધિઓ તરફથી પ્રતિજ્ઞા લેવી જોઈએ. એમ ન બને તો શ્રમ લેવો નિરર્થક છે. અમુક મતનાજ બેચાર વિદ્વાનોના કરેલા નિયમો કદી સર્વમાન્ય થવાના નથીજ ને એવી આશા રાખવી એ નિરર્થક છે, અને એમ સમજીનેજ આ વિષય પર નવીન લેખકને સૂચક કેટલુંક ઉપર લખ્યું છે.

**૪. નવીન શબ્દોની ઘટના:—**

(૧) ભાષામાં જે શબ્દો ન હોય તે ઘડવાની જરૂર પડે છે. પરંતુ દરેક વિષયને લગતા પારિભાષિક શબ્દો બનાવતા પહેલાં સંસ્કૃતમાં તે વિષયને લગતા શબ્દો છે કે નહિ તેનો વિચાર કરવો. શબ્દો હોય તો તો તેજ વાપરવા. 'ઉપસ્થ કર્મ' ને 'અનુપસ્થ કર્મ,' 'વિશેષ નામ,' 'સામાન્ય નામ' વગેરે નવીન શબ્દો ઘડવાને બદલે સંસ્કૃત વ્યાકરણના પ્રસિદ્ધ શબ્દો 'પ્રધાન કર્મ,' 'ગૌણ કર્મ,' 'સંજ્ઞાવાચક નામ,' 'જાતિવાચક નામ' વાપરવા એ મને તો વધારે સારૂં લાગે છે. (૨) વળી 'પાશ્ચિમાત્ય,' 'આઘય,' જેવા અશુદ્ધ શબ્દો તો નજ બના-

વવા. (૩) તેમજ જરૂર વગર નવીન શબ્દ બનાવવા એ પણ યુક્ત નથીજ. 'પ્રગતિ' શબ્દ હાલમાં એવો નવીન ઘડાયલો જોવામાં આવે છે. શબ્દ અશુદ્ધ તો નથીજ; પરંતુ સંસ્કૃત સાહિત્યમાં તેનો પ્રયોગ મારા જોવામાં આવ્યો નથી. આ શબ્દ ઘડવાની જરૂર નહોતી; પરંતુ જેણે ઘડ્યો છે, તેને શાબાશી ઘટે છે. "પ્રોગ્રેસ'ને ઉપસર્ગ ને ધાતુમાં બરોબર એ શબ્દ મળતો છે. સંસ્કૃત ને અંગ્રેજી જ્ઞાનવાળા શિષ્ટ વાચકો તો અર્થ સમજે છે. પણ સંસ્કૃત જાણનાર પણ શબ્દ વાંચી વિચારે છે કે આ નવીન શબ્દ શા માટે ઘડ્યો છે? 'વિકાસ,' 'વૃદ્ધિ,' 'પ્રવૃદ્ધિ' જેવા પરિચિત શબ્દોથી કાર્ય થતું નથી કે આવો નવીન શબ્દ ઘડવો? ગાડરીઆ પ્રવાહ પ્રમાણે એક વાપરે છે કે બીજો, એમ ભાષામાં પ્રચલિત તો થાય છેજ ને યોજનારને પોતાના શ્રમને માટે સંતોષ પણ થતો હશેજ. પરતુ સર્વત્ર 'પ્રોગ્રેસ'ના અર્થમાં એજ શબ્દ પ્રયોજવો ને 'વૃદ્ધિ,' 'પ્રવૃદ્ધિ' જેવા શબ્દોનો બહિષ્કારજ કરવો એ યુક્ત નથી.

'સાહજિક' એ એક બીજો શબ્દ છે. 'સહજ' જાતે વિશેષણ હોવાથી 'સાહજિક' રૂપમાં વિશેષ શું છે તે સમજાતું નથી. આવા શ્રુતિકટુ પ્રયોગો ન થાય એજ ઇષ્ટ છે. 'સાહજિક' એ રૂપ પણ બહુધા અશુદ્ધજ ગણાય. 'ઇક' પ્રત્યય નામને લાગી વિશેષણ બને છે; જેમકે 'વ્યાવહારિક,' 'દૈનિક,' 'પ્રામાણિક,' 'સ્વાભાવિક,' વિશેષણને લાગેલો જોવામાં નથી. 'સહજ' એ વિશેષણ છે, તો 'સાહજિક' પ્રયોગ અશુદ્ધજ છે. 'સહજ' એ નામ પણ છે; પણ તેનો અર્થ 'સાથે જન્મેલો ભાઈ' થાય છે. 'સશક્ત'ની પેઠે ગમે તેમ સમર્થન કરવું યુક્ત નથી; કેમકે '**स्थितेष्वेतत् समर्थनम्**' (પ્રાચીન પ્રયોગ હોય તો સમર્થન થાય છે) એ મમ્મટ વાક્ય હમેશ યાદ રાખવાનું છે.

'સારસ્ય' પણ એવોજ શબ્દ છે. સંસ્કૃતમાં 'સ્વારસ્ય' શબ્દ છે. 'સારસ્ય' અશુદ્ધ નથી. પણ મૃત ભાષામાંથી શબ્દો બનાવતી વખત તે ભાષામાં બીલકુલ ન પ્રયુક્ત થયલા શબ્દો યોજવા એ યુક્ત નથી.

'ચન્દ્રી' ને 'શુક્રી' પણ એવાજ ઉપહસનીય શબ્દો છે.

Abstract'ને માટે 'ગાણિતિક' શબ્દ પણ એવોજ છે. 'અમૂર્ત,' 'કાલ્પનિક' વગેરે શબ્દો નથી કે 'ગાણિતિક' જેવો અપ્રયુક્ત શબ્દ પ્રયોજવો?

**૫. ભાષાશૈલીઃ—**

ગદ્ય કે પદ્ય વાંચતાં વારને સમજાય કે પ્રયત્ન કરવો પડે તો સહજ પ્રયત્ન, તેજ ગદ્ય કે પદ્ય ઉત્તમ. ભાષાશૈલીનો આ એક સ્થૂળ નિયમ છે. આ કહેવાનો અર્થ એવો નથી કે બધા વિષયો સરખી સરળ ભાષામાં લખાય. વિષયપરત્વે ભાષા બદલાવવીજ જોઈએ. ન્યાયશાસ્ત્ર, વેદાન્ત, ગણિત, પ્રાકૃતિક શાસ્ત્રના વિષયોની ભાષા સાધારણ વ્યવહારના વિષયની ભાષા જેવી નજ હોય એ સ્પષ્ટ છે. એ વિષયોમાં વિચાર પ્રૌઢ હોય છે, માટે ભાષા પણ પ્રૌઢ હોયજ. વળી એવા વિષયોના અધિકારી પણ જુદા હોય છે. તોપણ એમાં પણ ક્લિષ્ટ ભાષા ઇષ્ટ નથીજ.

**આ પ્રમાણે જે ભાષા વિષયને અનુસરતી હોય, પ્રૌઢ અને ગાંભીર્યયુક્ત ઘટે ત્યાં પ્રૌઢ અને ગાંભીર્યયુક્ત, સાદી ઘટે ત્યાં સાદી, ચમત્કારી ઘટે ત્યાં ચમત્કારી, તેજસ્વી ને તીક્ષ્ણ ઘટે ત્યાં તેજસ્વી ને તીક્ષ્ણ, ધ્વનિયુક્ત ઘટે ત્યાં ધ્વનિયુક્ત, હાસ્ય ઉત્પન્ન કરવાની જરૂર હોય ત્યાં હાસ્ય ઉત્પન્ન કરે એવી, કોમળ અને લલિત પદ ઘટે ત્યાં કોમળ અને લાલત પદથી યુક્ત, સંક્ષેપમાં જેવો રસ ઝમાવવો હોય ને જેવો ભાવ સૂચવવો હોય તેવા રસ અને ભાવવાળી હોય, પણ સર્વત્ર સ્પષ્ટ, અસંદિગ્ધ અને મિથ્યા આડંબર, અસંસ્કાર, શ્રુતિકટુત્વ વગેરે દોષ વિનાની, સામાન્ય અધિકારી વાચક વાંચતાં વારજ કે સહજ પ્રયત્ને ગ્રહણ કરે એવી જે ભાષા તેજ ઉત્તમ ભાષા સમજવી.**

એ નિયમને અનુસરી ભાષાની પરીક્ષા કરવી. પ્રીવિયસ, ઇન્ટર્મીડીએટ ને બી. એ.ની તેમજ એમ. એની પરીક્ષામાં નહિ વાંચેલાં પદ્યોના કે ગદ્યના ભાષાંતરનો પ્રશ્ન સંસ્કૃત પ્રશ્નપત્રમાં પૂછવામાં આવે છે. ઘણાં વર્ષ સુધી જ્યારે એ પરીક્ષાઓમાં હું પરીક્ષક હતો, ત્યારે મારા જોડીઆઓમાં જે એક વૃદ્ધ પુરુષ હતા તે હમેશાં એવાં ગદ્ય અને પદ્યો બહુ સંભાળથી વાંચી જતા. તેમને કોઈ પણ સ્થળે ભાષા ક્લિષ્ટ માલમ પડે તો તેવા ઉલ્લેખને પોતાની સંમતિ કદી પણ આપતા નહોતા. તેઓ

કહેતા કે જે વાંચતાં તરત અર્થ આપણુને પણ સમજાય નહિ એવા ઉલ્લેખો ક્લિષ્ટજ સમજવા અને તેટલા માટે વર્જ્યજ છે.

સરલતા એ ભાષાનું દૂષણ નથી, પણ ભૂષણ છે. ડા. જૉન્સન જેવા શબ્દના આડંબરવાળી ભાષા લખનાર પ્રસિદ્ધ અંગ્રેજી ગ્રન્થકર્તા, જેના નામ પરથી આડમ્બરવાળી ભાષા 'જૉન્સોનિઅન' કહેવાય છે તે પણ ઍડિસનની સરળ ને શુદ્ધ ભાષા વખાણી કહે છે કે જેને ઉત્તમ ભાષા શીખવાનું મન હોય તેણે રાતદહાડો ઍડિસનના ગ્રન્થો સેવવા. કાલિદાસના ગ્રન્થો, ભારવિ, ને માઘના ગ્રન્થોથી વધારે લોકપ્રિય શાથી થયા છે? ભવભૂતિનું 'ઉત્તરરામચરિત' પણ 'વીરચરિત' અને 'માલતીમાધવ' કરતાં શાથી વિશેષ લોકમાન્ય થયું છે? ડાહ્યાભાઈનાં નાટકોનાં કેટલાંક કાવ્યો ઘેર ઘેર શાથી ગવાય છે? ઉત્તમ વિચાર ને સરળ ભાષા એજ એ ગ્રન્થોની લોકપ્રિયતાનું કારણ છે.

હાલની ગુજરાતી ભાષાનાં અનેક સ્વરૂપ દેખાય છે. પારસી લેખકે મરજીમાં આવે તેમ લખ્યા જાય છે; કાલક્રમે તેમની ભાષામાં સુધારો થતો જાય છે. છતાં હજી બહુજ થોડા એવા પારસી લેખ કે ગ્રન્થ જોવામાં આવે છે કે તેની ભાષા પરથી લેખક પારસી છે એમ જણાયા વિના રહે. સંસ્કૃત જાણુનારા ગુજરાતી લેખકો અપરિચિત સંસ્કૃત શબ્દોથી ભરપૂર ભાષા વાપરે છે. કવિ નર્મદ, નવલરામ, ને નંદશંકર, વગેરે અગાઉના શિષ્ટ લેખકોએ સંસ્કૃત શબ્દોનો પુષ્કળ પ્રયોગ કર્યો છે. પરંતુ તે શબ્દોમાંનો ભાગ્યેજ કોઈ, સંસ્કૃત ન ભણેલા એવા પણ સંસ્કારી વાચકને અપરિચિત લાગે એવો છે. હાલના લેખકો અપરિચિત શબ્દો વાપરવામાં પાંડિત્યની વૃત્તિ સંતુષ્ટ કરતા જણાય છે. અંગ્રેજી શૈલિના મિશ્રણથી પણ ભાષા દૂષિત થાય છે. આવાં ઉદાહરણો ઘણાં પુસ્તકો ને માસિકોમાંથી મળી આવે એમ છે. અત્ર દિગ્દર્શનજ કરૂં છું:—

'કોઈ કોઈ ઘરમાં એક અથવા વધારે બાયડીઓ બેસીને ઘરમાંના લાંબી મુદત પર મુએલા માણસને વાસ્તે અમથો રાગડો કાઢી જુઠું રડવા લાગી. તેઓની આંખ તેઓના મોંને જવાબ દેતી નહતી.' (પાશ્ચાત્ય શૈલીનું અનુકરણ.)

'તે માટે હેમનો એક સ્વૈચ્છિક નિયમ જવાબદાર જણાય છે.' (અંગ્રેજી શૈલીનું અનુકરણ)

'તો એ સાધન વિનાજ મૂળ શબ્દમાં ભાષાના નિયમોને આધારે ઘટિત ફેરફાર કરીને રસિકતાને બાધ ન આવતાં એ કલ્પનાની સિદ્ધિ થાય તો વિશેષ સારસ્યજ છે' ('કરીને' એ શબ્દને લીધે રચના ક્લિષ્ટ થાય છે; 'કરવાથી' કે 'ફેરફારથી' હોય તોજ ભાષા બરોબર થાય. 'કરીને' એ રૂપથી કર્તાનો સંબંધ આગળ આવશે એવી આકાંક્ષા રહે છે તે તૃપ્ત થતી નથી.)

'પરદેશીય વસ્ત્રાદિથી બહિર્ ગલિત પાદ, કટિ, ગ્રીવ, ગણ્ડ, મસ્તક થયેલું એવા કેટલાક જનો આપણા જોવામાં આવે છે, તેવું અનુકરણ કરનારા નહિ હતા.'

સામાન્ય લેખોમાં સંસ્કૃત ન જાણનારા શિષ્ટ વાચકો સમજી શકે એવાજ સંસ્કૃત શબ્દોનો પ્રયોગ થવો ઇષ્ટ છે. વિશેષ અપરિચિત શબ્દોના પ્રયોગથી તે લેખ ગુજરાતી વાચકોને નકામો કઠણ થઈ પડે છે. 'નાટક-વિષયક લોકોત્સાહ'ને બદલે 'નાટક વિષે લોકોત્સાહ' કહેવાથી અર્થમાં ફેર પડતો નથી ને બધા વાચકો સમજે એવું થાય છે. 'સવિશેષ'ને બદલે 'વિશેષ' શબ્દ શો ખોટો છે? 'વિશેષ' એ ગુજરાતીમાં વિશેષણ તરીકેજ બહુધા વપરાય છે ને સંસ્કૃતમાં વિશેષણ છેજ; તો એને નામ ગણી એના પરથી 'સવિશેષ' વિશેષણ બનાવવું એ કેટલું ઊંધું છે!' 'ન્યૂનતા'ને બદલે 'ઊનતા' શબ્દ પણ ગુજરાતી ભાષાના વાચકને તો અપરિચિતજ લાગે છે.

ભાષા વિષે કેટલાક વિચાર દર્શાવ્યા. હવે સાહિત્ય વિષે થોડુંક કહું છું.

૬. કાવ્યોઃ—

'કવિ અને કાવ્ય' વિષે વિસ્તૃત લેખ આપ્યો છે; તેમાં એ સંબંધી મારા વિચારો સપ્રમાણ દર્શાવ્યા છે. શબ્દચમત્કૃતિ તેમજ અર્થ-ચમત્કૃતિ બંને વિના કાવ્ય બનતું નથી. શબ્દ, રચના, અને કલ્પના એ કાવ્યનાં અંગભૂત છે ને એ ત્રણે ચમત્કારી હોવાં જોઈએ. એક પણ દુષ્ટ પદ કે રચનાનો પ્રયોગ ન જોઈએ; કેમકે ગમે તેવું સુંદર શરીર પણ કોઢના એક ડાઘાથી કદ્રૂપું થાય છે; માટે અલ્પ પણ દોષની ઉપેક્ષા ન કરવી. આવું સુંદર કાવ્ય બનાવવા માટે પ્રતિભા, શિષ્ટ કવિની કૃતિનું ચિરપરિશીલન અને વ્યવહારજ્ઞાન આવશ્યક છે.

**જે કાવ્ય વિદ્વાન્થી આરંભી સ્ત્રી અને બાલપર્યન્ત સમજી શકે, વિદ્વાન્ સહૃદય હોય તો પ્રતિપ્રસંગે નવીન ચમત્કાર ને ધ્વનિ અનુભવે, સ્ત્રી અને બાળકો પોતાની શક્તિ પ્રમાણે સમજે, પરંતુ કોઈને પણ ક્લિષ્ટ ન લાગે એવું પ્રાસાદિક કાવ્યજ ઉત્તમ છે.**

હાલ ઘણાં કાવ્યો રચાય છે તેની આ દર્શાવેલી રીતે પરીક્ષા કરવી. આપણાં પુરાણોએ પ્રતિપાદન કરેલાં જે લક્ષણ આપણામાં ચિરકાળથી રૂઢ થયાં હોય, તેનો તિરસ્કાર કરી પાશ્ચાત્ય પદ્ધતિ અનુસરવી, આરંભમાં નાયક-નાયિકાનું જે સ્વરૂપ કલ્પ્યું હોય તે તજી દઈ અન્ય સ્વરૂપ કલ્પવું, એકજ સ્થળે કુમારિકા ને મુગ્ધા ને મુગ્ધા ને પ્રૌઢા નાયિકાનું વર્ણન સંકીર્ણ કરવું એ સહૃદયને તો ઉપહસનીજ છે. પ્રસાદ, માધુર્ય. કે ઓજસ્ વિનાનાં જે જે રૂપ, ને જે જે ગુણ યોગ્ય છે તે યથાયોગ્ય તે તે ગુણ વિનાનાં—છન્દોભંગ, યતિભંગ, શ્રુતિકટુત્વ વગેરે દોષયુક્ત પદ્યો એ કાવ્ય નથી. જેની રચના ક્લિષ્ટ છે, જેનો અર્થ દુર્ગ્રાહ્ય છે, એ પદ્યો ( બહુધા અંગ્રેજી કાવ્યોનાં ભાષાન્તર, પણ અંગ્રેજીમાં જેવાં સરળ છે તેવાં સરળ નહિ ) કાવ્યજ્ઞાને યુક્ત નથી અને અમુક મંડળમાં ગમે તેટલાં પ્રિય થાઓ, પણ લોકપ્રિય થવાનો સંભવ મને તો લાગતો નથીજ.

**જીવનચરિત્રો**—જીવનચરિત્ર, નાટક, નવલકથા તથા સાહિત્યનાં અન્ય અંગો વિષે વિસ્તારથી અત્ર વિવેચન થઈ શકે એમ નથી. ઉત્તમ સ્ત્રીપુરુષનાં જીવનચરિત્રો વાચકને આદર્શરૂપ છે. સંપત્તિમાં અનુત્સેક, વિપત્તિમાં ધૈર્ય, સ્વાશ્રય, અંગીકાર કરેલાં કાર્યમાં ગમે તેટલાં વિઘ્નો આવે તોપણ તેનો નિર્વાહ કરવો, પવિત્ર વિચાર, પવિત્ર કર્મ અને પવિત્ર વાણી એમ પરસ્પર સુસંગતિ જાળવવી—આ અને એવા અનેક લાભ ઉત્તમ જીવનચરિત્ર વાંચવાથી થાય છે.

એવાં જીવનચરિત્રોની ગુજરાતી ભાષામાં મોટી ખોટ છે. પ્રથમ તો જીવનચરિત્રો લખવાનાં સાધનો હોતાં નથી, આપણામાં નોંધપુસ્તક રાખવાનો પ્રચાર નથી. મિત્રો પણ એવાં ચરિત્રો લખવાના ઉદ્દેશથી

ઝીણી ઝીણી ખાનગી વર્તનને લગતી બાબતોનું અવલોકન કરી નોંધી રાખે એવો આપણામાં સંપ્રદાય નથી. આવી સ્થિતિમાં ઉત્તમ જીવચરિત્રો ક્યાંથી લખાય ?

જાહેર વર્તનથી મનુષ્યનો ખરો સ્વભાવ સમજાતો નથી. કેમકે જાહેર વર્તન તો બહુધા સારૂંજ હોય. પરંતુ કુટુંબ પ્રત્યે, ને સ્વજનમંડળ પ્રત્યે તેનું વર્તન જાણ્યા વગર તેના ગુણદોષની પરીક્ષા થઈ શકે નહિ.

વળી ચરિત્રલેખકનો હેતુ પોતાના નાયકની સ્તુતિ કરવાનોજ ન હોવો જોઈએ. તેણે વિવેચક થઈ ગુણની સ્તુતિ ને અવગુણની નિન્દા યથાયોગ્ય કરવી જોઈએ. આવાં જીવનચરિત્રો ગુજરાતી ભાષામાં જણાતાં નથી.

**૭. નાટકો:—**

સામાન્ય વિચાર કરતાં હાલનાં નાટકોની નિન્દા કરીએ તો તે કંઈ ખોટું નથી. એથી ફાયદો થોડાને ને ગેરફાયદો ઘણાને થાય છે. દ્રવ્યની હાનિ, કાલક્ષેપ, મિથ્યા જાગરણ ને તેથી થતું શરીરને નુકસાન, મલિન ભાવના ને દુર્વૃત્તિની પ્રેરણા—આ બધાં ટુંકામાં એનાં દુષ્ટ પરિણામો છે.

ઘણા નાટકકારોને પોતાની જવાબદારીનો ખ્યાલ નથી. તેઓ સ્વાર્થનીજ દૃષ્ટિ રાખે છે. ઉત્તમ પડદા, તરુણ ને દેખાવડાં પાત્રો, શૃંગારનાં ગાયનો, શૃંગારના હાવભાવના અભિનયની ચાતુરી, હાસ્ય ઉત્પન્ન કરે એવી દુષ્ટ ચેષ્ટા ને ભાષણો વગેરેથી પ્રેક્ષકોની નીચ વૃત્તિ સંતુષ્ટ કરવી એજ નાટકની કંપનિઓનો આશય જણાય છે.

આ આશયનું તેમજ ઉપર જણાવેલી અનેક હાનિનું કંઈક ભાન થયે પ્રેક્ષકોનું મન એ વિષયથી સહજ વિરક્ત થતું જણાયું એટલે નાટકની કંપનિવાળાઓએ ભક્તિનાં નાટકો દાખલ કર્યાં. પરંતુ એમાં પણ શૃંગાર, ફારસ, વગેરે દુર્વૃત્તિને નીચ ભાવનાઓ સંતોષનારાં તત્ત્વો તો ખરાંજ. તે ન હોય તો પ્રેક્ષકો રાજી થાયજ નહિ. આમાં પ્રેક્ષકોનોએ પણ દોષ છે. તેમની દુર્વાસનાને લીધે તેઓ સારો બોધ લેવાને બદલે નઠારોજ લે છે. પણ તેમને સુધારવા એ કંપનિનું કામ છે; માટે નાટકકારો ને નાટકની કંપનિઓ નીચેની બાબતો લક્ષમાં રાખે તો નાટકથી થતી હાનિઓ ઓછી થાય ને એનાં ઉચ્ચ ફળો પ્રાપ્ત થવાનો સુદિન પાસે આવતો જાય—

(૧) આનન્દની સાથે કંઈ પણ સદુપદેશ ગ્રહણ કરીનેજ પ્રેક્ષકો પાછા જાય એવી નાટકની રચના તથા અભિનય હોવાં જોઈએ.

(૨) સારો દાખલો ગ્રહણ કરતાં વાર લાગે છે, પણ નઠારો પાશ જલદી વળગે છે એ મનુષ્યમાત્રમાં જોવામાં આવે છે—આ પર લક્ષ રાખી ઉચ્ચ વૃત્તિઓ સંતોષાય એવોજ પ્રયત્ન કરવો.

(૩) નાટકો સંસ્કારી ને નીતિમાન્ લેખકો પાસે રચાવવાં.

(૪) ઉઘાડો શૃંગાર ને તેનો અભિનય અવસ્ય વર્જવાં.

(૫) સહજ પણ નીચ વૃત્તિ સંતોષાય તેવા અભિનય કે ગાયનો માટે પ્રેક્ષકવર્ગ 'વન્સ મોર'નો નાદ કરે તો તેને લેખાવવોજ નહિ.

(૬) ઉચ્ચ ઉપદેશ મળે એવા અભિનય ને ગાયનો સંભાષણ આદિ યુક્તિપ્રયુક્તિથી એવી ઉત્તમ વ્યવસ્થા કરવી ને નાટકના વસ્તુમાંજ તેની યોજના એવી સરસ લાવવી કે 'વન્સ મોર'ના નાદ વગર પણ બે-ત્રણ વાર ભજવી ને ગાઈ શકાય.

(૭) બને ત્યાંસુધી સારાં ચિત્રોજ પ્રેક્ષકસમીપ મૂકવાં, નઠારાં મૂકવાંજ નહિ.

(૮) 'શ્રીકૃષ્ણ', 'બ્રહ્મા', 'શંકર', 'અંબિકા' જેવા દેવો ને દેવીના વેષ રંગભૂમિ પર કદી પણ ભજવવા નહિ. દેવદેવીના વેષની જરૂરજ પડે તો તેમની ઝાંખીજ કરાવી તેમણે કરેલી સહાયતાનાં ફળજ દર્શાવવાં.

**૮. નવલકથા:—**

હવે નવલકથા વિષે સંક્ષિપ્ત વિવેચન કરૂં છું. નવલકથાનાં પુસ્તકો ઘણાં લોકપ્રિય થાય છે ને તેવાં પુસ્તકો હાલમાં ઘણાંજ રચાય છે. ભાગ્યેજ કોઈ પણ માસિક કે વર્તમાન પત્ર નવલકથા વિનાનું હોય છે.

નવલકથાકારનો આશય સૂક્ષ્મ અવલોકન કરી જુદાં જુદાં ચિત્રો આલેખી સદુપદેશ આપી સમાજમાં અનેક પ્રકારના સુધારા કરવાનો ને તેની નીતિ, રીતિ, વગેરેમાં જે કંઇ ખામીભરેલું હોય તે દૂર થાય ને તેની ઉન્નતિ થાય એવા લેખો લખવાનો હોવો જોઈએ. હાલ તો ઘણી નવલકથાઓમાં આથી ઉલટુંજ જોવામાં આવે છે. કેળવાયલા કુમાર ને

કુમારિકાઓનો ચિતાર આપી, પાશ્ચાત્ય રીતિને અનુસારે તેમનો સમાગમ કરાવી તેમની વચ્ચે પ્રેમ ઉત્પન્ન કરાવવો ને માબાપ તેમને સંબંધ કરવા આનાકાની કરે તો પુરુષને પરદેશ મોકલી દેવો ને સ્ત્રીને પ્રેમના તાપથી તપેલી વર્ણવી માંદગીની શય્યામાં નાંખવી, પુરુષને દેશાટન કરતો કરતો પોતે વરેલી સ્ત્રીના ગામમાં લાવી તેને ત્યાં વડીલજનોની લાજ કે મર્યાદા છોડી પુનઃ સમાગમ કરાવવો, ને એ રીતે માંદગીનો અંત લાવી તેમને જોડવાં–આવાં આવાં અનેક તરેહનાં ચિત્રો કલ્પવામાં આવે છે.

કેવળ પાશ્ચાત્ય રીતિના અનુકરણથીજ સમાજમાં સુધારો કદી થનાર નથી એ વાત ગ્રન્થકારોના લક્ષમાં રહેતી જણાતી નથી. જે જે દુષ્ટ રિવાજો ને હાનિકર સંપ્રદાયો સમાજમાં દાખલ થયા હોય તેની નિંદા કરી ઉન્મૂલન કરવા પ્રયત્ન કરવો એ નવલકથાકારનો ધર્મ છે. પરંતુ શું હાનિકર છે ને શું નથી એનો ઊંડો વિચાર કરીનેજ એવો પ્રયત્ન કરવો. લજ્જા, મર્યાદા, પાતિવ્રત્ય, ગૃહતન્ત્ર ચલાવવાની ચાતુરી, ગૃહકાર્યમાં કુશળતા, ઇત્યાદિ સ્ત્રીઓનાં ભૂષણ છે, એ ગુણોના અભાવવાળી સ્ત્રીઓને સમાજની ઉન્નતિ કરનાર તરીકે વર્ણવવી એ હિંદુ ધર્મ અને હિંદુ સમાજના નિયમોનું અજ્ઞાનજ છે.

**૯. સાહિત્યમાં હાલ ઉણપો:—**

ગુજરાતી સાહિત્ય હજી ઘણુંજ દરિદ્ર છે. તેને અનેક રીતે સમૃદ્ધ કરવાની જરૂર છે. હાલમાં ભાષા કેળવવા તરફ ઘણાઓનું લક્ષ ખેંચાયું છે; પણ કવિ નર્મદે જેમ એ કામમાં અતિપરિશ્રમ લીધો ને જીવન અર્પણ કર્યું તેવા પરિશ્રમ ને તેવી સરસ્વતીસેવા વિના એ કામ બનવું મુશ્કેલ છે. હાલના સમયમાં લેખોની, વર્તમાનપત્રોની, માસિકોની કે પુસ્તકોની ખોટ નથી; પણ સંગીન વિચારવાળાં પ્રૌઢ પુસ્તકોની ને લેખોની ખોટ છે. કવિ નર્મદે કોશ જે સ્થિતિમાં મૂકયો છે તેજ સ્થિતિમાં હજી છે. ગુજરાતી વ્યાકરણનો શાસ્ત્રીય ગ્રન્થ નથી. સાહિત્યનો ઇતિહાસ નથી, કાવ્યસાહિત્યના સંગ્રહો બહાર પડ્યા છે; પણ તેમાં સંગ્રહ કરનારાઓએ જે રુચ્યાં તે કાવ્યો આપ્યાં છે શબ્દકોશોમાં પણ સ્થળે સ્થળે દોષો નજરે પડે છે ને અઘરા શબ્દોના અર્થ જોવામાં આવતા નથી. જુદા જુદા કવિઓના ગ્રન્થોની સંશોધિત અને સટીક આવૃત્તિઓ પ્રસિદ્ધ થવાની

જરૂર છે. જુદા જુદા પ્રાકૃતિક વિદ્યાના વિષયો પર સરળ ભાષામાં સામાજિક આવૃત્તિઓ થવી જોઈએ; તેમજ પાશ્ચાત્ય અને પ્રાચીન સાહિત્યમાંથી અનેક ઉપયોગી વિષયોનું વિવરણ કરનારા ગ્રન્થો પણ આવશ્યક છે. ઇતિહાસ, ભૂગોળ, પ્રાકૃતિક વિદ્યા, ભાષા, કાવ્યશાસ્ત્ર, વગેરેમાંના કોઈ પણ વિષય પર જોઈએ એવા પ્રૌઢ ગ્રંથો નથી. પાશ્ચાત્ય ભાષામાં અનેક વાચનમાળાઓ એકએકથી ચડતી હોય છે ત્યારે ગુજરાતીમાં સરકારી વાચનમાળા સિવાય અન્ય છેજ નહિ. હજી ઘણા અંગ્રેજી ને સંસ્કૃતના ઉત્તમ ગ્રંથોનાં ભાષાંતરો થવાનાં બાકી છે.

આ પ્રમાણે સાહિત્યની અનેક રીતે સેવા થવાની જરૂર છે. હાલ તો ઘણું ઉપલકીઉં કામ, જેમાં પરિશ્રમ બહુ પડે નહિ ને ખ્યાતિ સહજ મળે એવું કામ કરવા તરફ ઘણાનું ધ્યાન છે.

**૧૦. મંડળો ને અવલોકનો:—**

ખ્યાતિનો માર્ગ સરળ કરવા માટે લેખકોએ પોતાનાં મંડળો બાંધ્યાં છે. પરસ્પર સહાયતાથી તેમને પ્રસિદ્ધિ પ્રાપ્ત કરતાં બાધ આવતો નથી. ગ્રન્થાવલોકનો પણ એવીજ દૃષ્ટિથી થાય છે. ગુજરાતી ભાષામાં યોગ્ય ગ્રન્થાવલોકનો કરી ગ્રન્થકારોને રસ્તે ચડાવનાર, સૌમ્ય ને વિનીત ગ્રન્થકારને વિનયથી ઉપદેશ કરનાર અને ધૃષ્ટ ને પંડિતંમન્યની ધૃષ્ટતા ને પંડિતાઈ ઉઘાડી પાડી ઠેકાણે લાવનાર અવલોકનકારની ઘણી જરૂર છે. ‘ માસિકો ’ ને ‘ વર્તમાનપત્રો ’માં જે અવલોકનો આવે છે તે જુદે જુદે હાથે, બહુધા મિત્રોને હાથે, લખાયલાં આવે છે. આવા લેખોને માટે, આ રીતે, કોઈ જવાબદાર જણાતું નથી. શિષ્ટ લેખકનાં પણ અવલોકનો ક્વચિતજ પક્ષપાતથી રહિત હોય છે. જો તે લખાણ ‘ તટસ્થ ’ પુરુષનું હોય છે, ને તેમના મંડળમાંના કોઈનું હોતું નથી તો, જનમંડળને પ્રિય લાગે છે તોપણ એવા લેખકોને તે પ્રિય લાગતું નથી. જ્યાં આવી દૃષ્ટિથી કામ થાય છે ત્યાં સાહિત્યની સેવા માટે ભારે કુતૂહલ મચી રહ્યું છે ને સર્વત્ર લાલસા દર્શાવાય છે તોપણ ઉચ્ચ આશા ક્યાંથી રહે?

વળી અવલોકનકારો સમગ્ર ગ્રન્થ સૂક્ષ્મ દૃષ્ટિથી વાંચવાનો પરિશ્રમ લેતા ભાગ્યેજ જણાય છે. એકાદ વાક્યને પકડી તે લખવાના ઉદ્દેશ તરફ લક્ષ

આપ્યા વિના, પરાપૂર્વનો સંબંધ જોયા વિના જેવી સૂઝે તેવી ટીકા કરવી, લેખ પર ટીકા કરવાને બદલે લેખકને જે વિશેષણો યોગ્ય લાગે તે લગાડવાં ને ઉપલકીઆં લખાણુથી તેમજ નામની મહત્તાથી છેતરાનાર, સ્વતંત્ર-વિચારશૂન્ય, યુવકવર્ગને પોતાના પાંડિત્યથી આંજનાર ટીકાકારોની આ જમાનામાં ખોટ નથી. મૂળ લેખક જો પોતાના લેખનું સમર્થન કરે તોપણ તે તરફ લક્ષ આપવુંજ નહિ, પોતે જે ટીકા કરી હોય તેને વળગી રહેવું, પોતાનો કક્કોજ ખરો કરવો, ને લેખકને વાચકવર્ગ આગળ સાધારણ બાબતથી પણ અજ્ઞાન, મૂર્ખ આલેખ્યાજ કરવો, એ પ્રયત્નમાં લગાર પણ શિથિલ ન થવું, અન્તિમ વિજયસ્તંભ પોતાનોજ રોપવો એ આવા ટીકાકારોનું લક્ષ્ય છે. અવલોકનના સામાન્ય નિયમો પણ તેમની દૃષ્ટિ બહાર હોય એમ જણાય છે.

**गुणदोषौ बुधो गृह्णन्निन्दुक्ष्वेडाविवेश्वरः ।**
**शिरसा श्लाघते पूर्वं परं कण्ठे नियच्छति ॥**
**गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः ।**
**हसन्ति दुर्जनास्तत्र समादधति पण्डिताः ॥**

જેમ ચન્દ્ર અને વિષનું ગ્રહણ કરી શિવજી ચન્દ્રને મસ્તકે ધારણ કરે છે ને વિષને કંઠમાં રાખે છે, તેમ વિદ્વાને ગુણ ને દોષનું ગ્રહણ કરી ગુણને માથે ચડાવવો, ને દોષને કંઠમાં રાખવો, બહાર નિકળવા ન દેવો. ચાલતાં ચાલતાં પ્રમાદને ચાલનારને ક્વચિત્ ઠોકર વાગે છે, લેખકની કૃતિમાં દોષ પણ થાય–ત્યાં દુર્જનો હસે છે, પણ પંડિતો તેનું સમાધાન કરે છે.

એ શ્લોકોમાં કહેલી ઉદારતાની આવા અવલોકનકારોમાં આશાજ ક્યાંથી?

વળી આધુનિક સમયમાં વ્યાજસ્તુતિવાળી એક લેખનશૈલી ઉભી થઈ છે. શિષ્ટ લેખકોને તે ઘણી પ્રિય જણાય છે. અમુક ભાષણ કે લેખ ઘણો સારો છે, અમુક પુરુષ આ કામને માટે યોગ્ય છે, એમ તેની અનેક વિશેષણોથી સ્તુતિ કરવી. ને પછી પોતાનું ખરૂં હાર્દ જણાવનારો લેખભાગ 'પરંતુ' કે એવા કોઈ શબ્દથી આરંભી આપવો કે 'અર્ધદગ્ધ પુરુષોને એ લેખથી ઘણો લાભ થશે,' 'વિદ્વત્તામાં તો અન્ય પુરુષ છે પણ

એમના અનુભવનો લાભ લેવો જોઈએ' આવું કંઈક લખવાનો પ્રચાર શિષ્ટ લેખકોને માન્ય થઈ પડ્યો જણાય છે. વિનય દર્શાવવામાં પણ આત્મસ્તુતિ ખરીજ. આવીજ વ્યાજસ્તુતિથી કે વિનયના ભાવથી ઉપલકિયા વાચકો છેતરાય છે ને લેખકની વૃત્તિ સંતુષ્ટ થાય છે. પરંતુ આમ અપવિત્ર હૃદય રાખવું ને સત્ય લાગે તેવું લખાણ લખવાની કે તેવું બોલવાની ભીતિ રાખવી એ યોગ્ય છે કે નહિ તે હરકોઈ સમજી શકે એમ છે.

ટુંકામાં આ રીતે ભાષા અને સાહિત્યની હાલની સ્થિતિ સંબંધી કેટલાક વિચાર દર્શાવ્યા. હાલમાં ગુર્જરગિરાને કેળવવાને માટે તથા સંસ્કારી અને સમૃદ્ધ બનાવવા માટે જાગૃતિ પ્રસરી રહી છે અને બધા કટિબદ્ધ થયા છે તેવે પ્રસંગે આ લેખ માર્ગસૂચક થશે એવી આશા છે.

---

# (૯)
# સાહિત્ય વિષે પ્રકીર્ણ

### ૧. અલ્પાયુષી સભાઓ:—

ગુજરાતસાહિત્યસભાના આજના વાર્ષિક મેળાવડામાં તમે મને પ્રમુખ પદ આપ્યું તેને માટે હું તમારો ઉપકાર માનું છું. આ સમારંભ સાતમા વર્ષનો છે, તેથી સભાનું જીવન ૭ વર્ષનું થયું છે. આવી ઘણી સભાઓ અલ્પ આયુષ્ય ભોગવી મરણુશરણ થાય છે તેવી આ સભા નથી, તેમજ કેટલીક સભાઓ જીવે છે તોપણ મૃતપ્રાય દશા અનુભવતી જણાય છે તેવી પણ આ સભા નથી એ આ સભાને મગરૂર થવાનું કારણ છે ને એના ઉત્સાહી સ્થાપકો ને નિયામકોને હું તે માટે ધન્યવાદ આપું છું, સુરતમાં થોડાંક વર્ષ ઉપર એવી સભા સ્થપાઈ હતી એમ વર્તમાનપત્રોમાં વાંચ્યું હતું; પરંતુ ત્યાં કંઈ સભા કામ કરતી જણાતી નથી. રાજકોટમાં પણ સભા સ્થપાઈ છે, પણ ત્યાં કેવું કામ થાય છે તેની ખબર નથી. વળી હોણ પણ ભરૂચમાં એવી સભા સ્થપાઈ છે ને તેના નાયકોએ સ્થાપનસમયે તો અત્યુત્સાહ દર્શાવ્યો છે. ઈશ્વર કરે ને '**निःसारस्य पदार्थस्य प्रायेणाडम्बरो महान्**' (નિઃસાર પદાર્થનો સામાન્ય રીતે આડંબર મોટો હોય છે) એ વાક્યને ખોટું પાડી તેમનો ઉત્સાહ એવો ને એવો જારી રહે.

આ પ્રમાણે ગુજરાતી સાહિત્યના વિષયમાં સર્વત્ર જાગૃતિ થઈ છે એ ઘણી ખુશીની વાત છે અને એમાંથી કાલક્રમે સારૂં ફળ થવાની આશા રહે છે. બીજાં સ્થળોની સભા આપણા નગરની સભાના અનુકરણરૂપ છે ને પાછળથી થઈ છે, તેમજ ત્યાં અહિંના જેવું કામ ગતું સાંભળવામાં નથી, એટલે અન્ય સ્થળને મુકાબલે પણ આ સભાને અભિનન્દન ઘટે છે.

### ૨. સભાનું કામ:—

આટલા પ્રાસ્તાવિક વિવેચન પછી સભાના વાર્ષિક કામ તરફ નજર કરીએ તેમજ આજ લગણુમાં સભાના એકંદર કામની સમાલોચના કરીએ. આ વર્ષમાં જુદા જુદા વિષયો પર ૨૨ ભાષણ થયાં છે. વિષયોની ભિન્નતા

ને ભાષણુની સંખ્યા એ બંને વિચારતાં સભાએ કંઈ ખોટું કામ કર્યું કહેવાય નહિ. પરંતુ એમાં સંગીન કામનો અભાવ છે. ગુજરાતી સાહિત્યનો વિકાસ કરવો ને તેને લોકપ્રિય કરવું એ આ સભાના ઉદ્દેશ છે. એ મોટા ઉદ્દેશો માત્ર ભાષણો આપવાથીજ સફળ થશે નહિ. એ ભાષણોથી વિષયનો કેટલેક અંશે ઊહાપોહ થાય છે ને જેઓ સાંભળે છે, તેમને કંઈક લાભ થાય છે; પરંતુ શ્રોતૃમંડળ બહુધા ઘણું નાનું હોય છે એટલે એ લાભ ઘણો સંકુચિત રહે છે. ભાષણો છપાતાં પણ નથી કે તેનો લાભ બીજાઓને મળી શકે. આવી સ્થિતિમાં સભાના ઉદ્દેશ માત્ર શબ્દમાંજ રહે છે. તેમ ન થાય ને સાહિત્યનો વિકાસ થવામાં સભા ઉપકારક થાય તેને માટે કંઈક વિચાર થવો જોઈએ એટલુંજ નહિ, પણ તે વિચાર અમલમાં મુકાઈ કાર્યમાંજ પરિણત થવો જોઈએ. સભાની ઐતિહાસિક સાહિત્ય ખિલવવાની યોજના ઘણી સારી છે; પણ અત્યાર સુધી તે સંબંધી કંઈ થયું હોય એમ જણાતું નથી. કેટલાક પુરુષો યોજનાઓ કરવામાં કુશળ હોય છે, પણ કાર્ય કરવામાં મન્દ હોય છે. આ સભા ઉપર એવો આક્ષેપ ન થાય તેને માટે એણે સાવધ રહેવું જોઈએ.

## ૩. ગુજરાતી સાહિત્યની દરિદ્રતાઃ—

સાહિત્ય શબ્દના અર્થ વિષે બે મત છે. કેટલાક એમાં ભાષાના તમામ ગ્રન્થોનો સમાવેશ કરે છે ને કેટલાક પ્રાકૃતિક વિદ્યા વિષેના ગ્રન્થો દાખલ કરતા નથી. સભાના વૃત્તાંત ઉપરથી જણાય છે કે તેને એ શબ્દ સર્વગ્રાહી અર્થમાં માન્ય છે. શબ્દની વૃત્તિ મૂળ સંકુચિત અર્થમાં હોય એમ લાગે છે; પરંતુ તેને વિસ્તૃત અર્થમાં લેવામાં કંઈ બાધ નથી. બંને અર્થ તરફ નજર કરતાં ગુજરાતી સાહિત્ય ઘણું દરિદ્ર છે. એનાં તમામ અંગોને પોષવા ને ખિલવવાની જરૂર છે. સરકાર તરફથી છપાયલાં પુસ્તકોની ત્રૈમાસિક યાદી નીકળે છે, તે જોતાં સહજ જણાશે કે મરાઠી કે હિન્દી ભાષાના જેવાં સારાં પુસ્તકો તેમાં પ્રકટ થતાં નથી. યાદીનો ઘણો ભાગ નાટકના ગાયનો ને નવલકથાઓનો છે. શાસ્ત્રીય કે ઉપયોગી પુસ્તકો બહુ થોડાં જોવામાં આવે છે; માટે લેખકવર્ગનું લક્ષ જેમ બને તેમ ઉપયોગી ગ્રન્થ રચવા તરફ જવું જરૂરનું છે. હાલની પ્રવૃત્તિ માસિકોમાં લેખો લખવા તરફ વિશેષ છે. પરંતુ

એવો લેખ અલ્પ સમય ટકે છે. એનો ઉપયોગ તત્કાળ આનંદ આપવાનો છે, વિશેષ નથી. શાસ્ત્રીય કે સાધારણ પણ ઉપયોગી ગ્રન્થ રચવામાં વિશેષ શ્રમ પડે છે, પણ તેનું ફળ પણ વિશેષ છે. ગુજરાતી સાહિત્ય એવું તો નિર્બળ ને દરિદ્ર છે કે તેને સબળ ને સમૃદ્ધ કરવાને તેના દરેક અંગમાં વૃદ્ધિ કરવાની જરૂર છે, આ પ્રમાણે શ્રમ કરનારને વિષયની ન્યૂનતા નથી. આ વિષે કેટલીક સૂચના નિરર્થક નહિ જાય.

**૪. ભાષાશુદ્ધિઃ—**

પ્રથમ ભાષાશુદ્ધિ વિષે વિચાર કરીએ તો જોડણીનો તકરારી વિષય ઉપસ્થિત થાય છે. એ વિષય વિષે થોડુંક કહેવાની જરૂર છે. હોપમાળાની કમિટિએ પ્રથમ જોડણીના નિયમો બાંધ્યા, તે વિદ્વાન્ લેખકોને રુચ્યા નહિ તેથી તેમણે ચર્ચા શરૂ કરી; પરંતુ એ ચર્ચાનું કંઈ પણ નિરાકરણ હજી લગણ થયું નથી ને ક્યારે થશે તે કોઈથી કળી શકાતું નથી, વાચનમાળામાં સુધારો થયો ત્યારે સરકારી કમિટિએ જોડણીના નિયમોમાં સુધારોવધારો કર્યો. પરંતુ એ નિયમો પણ વિદ્વાન્ લેખકવર્ગને માન્ય થયા નથી.

સાહિત્યપરિષદે જોડણીની કમિટિઓ નીમી. તે કમિટિઓનું બંધારણ ઘણું વાંધાભરેલું છે ને તે સંબંધી 'શાળાપત્ર'માં ત્રીજી સાહિત્યપરિષદ્‌ના કાર્યની પરીક્ષા કરતી વખતે વિવેચન કર્યું છે. એવી એકદેશી કમિટિઓએ પણ હજી લગણ કંઈ કર્યું નથી.

તમારી સભાના ૧૯૦૪થી ૧૯૧૦ સુધીના રિપોર્ટને ૭મે પાને લખ્યું છે કે 'પ્હેલી પરિષદ ભરાયા પછી જોડણી અને લિપી કમિટિ માટે સભાએ સવાલો ઘડયા હતા.' પણ કંઈ ફળ ઉત્પન્ન થયલું જણાતું નથી. સભાએ એ વિષે લક્ષ આપ્યું હોય એમ જણાતું નથી; કેમકે સભાએ સવાલો ઘડયા હતા એ અર્થવાળા સભાના રિપોર્ટના વાક્યમાંજ 'લિપી' શબ્દ અશુદ્ધ–દીર્ઘ ઈથી છાપ્યો છે; ને એ તો કદાચ છાપાનો દોષ ગણાય; પરંતુ સભાના ૨૫મી ઑક્ટોબર ૧૯૦૯–ના ઉદ્દેશ વગેરે દર્શાવનાર લેખમાં ને ૨૪મી માર્ચ ૧૯૧૦ના ૧૯૦૪ થી ૧૯૧૦ સુધીના રિપોર્ટમાં જોડણીની જુદી જુદી પદ્ધતિજ સ્વીકારાયલી છે. એકમાં 'પરિષદ'ને ને 'પરિષદમાં' છે, તો બીજામાં 'પરિષદ્'ને 'પરિષદ્‌ની' છે; એકમાં

'સસ્તુ' તો બીજામાં 'સસ્તું' છે; એકમાં 'હેમના,' 'જ્હેમની' વગેરેમાં હકાર રાખ્યો છે, તો બીજામાં નથી. આ તો થોડાક તકરારી વિષયનાજ ભેદ દર્શાવ્યા. એક લેખ દોષરહિત નથી. દરેકમાં તત્સમ શબ્દોમાં પણ અનેક દોષ છે ને શબ્દો છૂટા રાખવામાં પણ કંઈ નિયમ લક્ષમાં રાખ્યો જણાતો નથી.

ગુજરાતી ભાષાનાં ઘણાં પુસ્તકોમાં આવી અવ્યવસ્થા જોવામાં આવે છે; પણ સાહિત્યસભાઓના લેખોમાં કે સાહિત્યપરિષદ્‌ના નામથી છપાતી યાદીમાં જોડણી કે ભાષાના અવિવાદિત શબ્દોમાં પણ દોષ જોવામાં આવે તો તે કેટલાકને અક્ષન્તવ્ય લાગે તેમાં મને નથી લાગતું કે તેઓ દોષપાત્ર છે. ત્રીજી સાહિત્યપરિષદ્‌ની યાદીમાં 'પૌર્વાત્ય' એવો શબ્દ હતો ને હવે તે વર્તમાનપત્રો ને પુસ્તકોમાં પ્રચલિત થઈ ગયો છે. જેવી રીતે 'સ્વભાવિક', 'પાશ્ચિમાત્ય' આદિ અશુદ્ધ શબ્દોનો સારા લેખમાંથી બહિષ્કાર થયો છે તેમ કાલક્રમે એનો પણ બહિષ્કાર થશેજ એ તો નિસંશય છે. સંસ્કૃત ભાષા એ હાલ બોલાતી ભાષા નથી ને એવી ભાષામાં આપણી ઇચ્છા પ્રમાણે શબ્દો ઘડવાનો આપણને અધિકાર નથી. ત્ય પ્રત્યય 'દક્ષિણા' ને 'પશ્ચાત્' શબ્દોને લાગી 'દાક્ષિણાત્ય' ને 'પાશ્ચાત્ય' શબ્દો બને છે, 'પૂર્વ'ને એ પ્રત્યય લાગી 'પૌર્વાત્ય' કે 'પશ્ચિમ'ને લાગી 'પાશ્ચિમાત્ય' શબ્દ થતો નથી. આવા અશુદ્ધ શબ્દો સાહિત્યપરિષદ્‌ના લેખને શોભા આપતા નથી એટલુંજ નહિ, પરંતુ ઘણા લેખકોને ઉન્માર્ગે ચલાવે છે.

હાલના ઘણા લેખકો–વિશ્વવિદ્યાલયના પદવીધારી લેખકો ને અન્ય શિષ્ટ લેખકો પણ જોડણીની બાબતમાં આજ પ્રમાણે દોરવાય છે. સ્વતંત્ર વિચાર કદી અમુક જોડણી પસંદ કરી હોય એવું તેમના લેખમાં બહુધા જોવામાં આવતું નથી. એવા લેખકો પ્રતિ અમારી નમ્ર વાચના છે કે તેમણે એ વિષે સ્વતન્ત્ર વિચાર કરવો, જેમણે એ વિષય વિષે લખ્યું હોય તેમના લેખો વિચારવા, ને પોતાને તેમાં જે યોગ્ય લાગે તેનુંજ અનુકરણ કરવું. હાલનાં પુસ્તકોમાં બહુધા અનિયમજ જોવામાં આવે છે. અરાજક રાષ્ટ્રની પેઠે ગુજરાતી સાહિત્યમાં આથી સર્વત્ર અવ્યવસ્થાજ થઈ રહી છે. એ અવ્યવસ્થા એટલી બધી થઈ છે કે તેમાંથી વ્યવસ્થા લાવવાનું કામ ઘણુંજ કઠણ થયું છે.

સાહિત્યસભાઓએ એ કામ ઉપાડી લેવું જોઈએ ને ઊહાપોહ કરી તકરારી વિષયનો નિર્ણય કરી નિયમો બાંધવા જોઈએ. એ થાય ત્યાંસુધી પણ લેખકોએ પોતે એ વિષે વિચાર કરવોજ જોઈએ. અન્યથી દોરવાનું કે વખતે વિચાર બદલવા એ યુક્ત નથી.

**૫. કેટલાંક વિવાદિત સ્થળો:—**

(અ) શબ્દો છૂટા લખવાની બાબનમાં સામાસિક શબ્દોના અવયવો ભેગા લખવા કે જુદા તે વિષે વિચાર કરવો. સરકારી કમિટિને ભેગા લખવા એજ યોગ્ય લાગ્યું છે; પરંતુ આરંભનાં પુસ્તકોમાં બાળકોને અઘરૂં ન પડે માટેજ એ અવયવો જુદા લખવાનો નિયમ રાખ્યો છે. આમાં પુસ્તકોમાં ઘણી અવ્યવસ્થા જણાય છે. કેટલાક સમસ્ત પદો સામાન્ય રીતે ભેગાં લખે છે, છતાં 'મહા' ને 'અતિ,' મુખ્યત્વે 'અતિ'ને જુદો લખે છે એ મને યુકત કે સકારણ લાગતું નથી. 'અતિ ઉત્તમ,' 'અતિ ઉત્કટ' જેવા શબ્દો વાપરવા હોય તો 'અતિ' જુદો લખવો યુકત છે; પરંતુ સંસ્કૃત શબ્દો વાપરનારા લેખકો 'અત્યુત્તમ' ને 'અત્યુત્કટ'જ વાપરશે; તો તેમણે 'અતિકઠોર,' 'અતિકઠિન' જેવા શબ્દોમાં 'અતિ' છૂટો લખવો યુકત નથી.

વળી 'કહે છે,' 'કહ્યું હતું,' 'કહ્યું છે,' 'કહેલું છે,' જેવાં રૂપોમાં બંને ક્રિયાપદો છૂટાં લખવાંજ યુક્ત છે. પણ કેટલાક શિષ્ટ લેખકો પણ 'કહ્યું છે' જેવાંમાં એકઠાં ને 'કહ્યું હતું' જેવાંમાં જુદાં લખે છે. આવી અવ્યવસ્થા ન થવી જોઈએ.

અવધારણવાચક 'જ,' યોગવાચક 'એ,' 'જ્યાંસુધી,' 'ત્યાંસુધી' વગેરે સ્થળે વિચાર કરી જે યોગ્ય લાગે તે માર્ગ લેવો; પરંતુ નિયમ પાળવો, લખાણમાં અવ્યવસ્થા આવવા દેવી નહિ.

(આ) હકાર—જે શબ્દોના ઉચ્ચારમાં હકાર આવે તે શબ્દોમાં તે દર્શાવવો કે નહિ. આ વિવાદગ્રસ્ત વિષયનો નિર્ણય કરતી વખતે નીચેની બાબતો લક્ષમાં રાખવા જેવી છે:—

(૧) ઉચ્ચાર પ્રમાણે ગુજરાતીમાં સર્વત્ર લખી શકાય છે? અન્ત્ય 'અ,' સમસ્ત પદના ઘટક અવયવોનો અન્ત્ય 'અ,' 'વૃત્તિ'માં ('કરશે,'

'કરનાર' જેવા શબ્દોમાં) પ્રકૃતિનો અન્ત્ય 'અ,' 'છોકરો' જેવા શબ્દોમાંનો 'અ.' અનુચ્ચરિત કે ત્વરિતોચ્ચરિત છે, પણ તે લખાય છે. આ સ્થળોએ જોડણી ઉચ્ચારને અનુસરતી નથી.

(૨) 'અમે' જેવા શબ્દોમાં 'અમ્હે' કે 'હમે' લખવાથી ઉચ્ચાર પ્રમાણે લખાય છે? જો તેમ થતું નથી, તો પ્રથમ રૂપ જે ભાષામાં રૂઢ થયું છે તેને કાઢી બીજું દાખલ કરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે?

(૩) હકાર જ્યાં જ્યાં ઉચ્ચારાતો હોય ત્યાં ત્યાં સર્વત્ર દર્શાવવો યુક્ત છે; કે કેટલેક સ્થળેજ?

(૪) સર્વત્ર ઇષ્ટ ધારશો તો 'જ્યારે,' 'જ્યાં' વગેરેમાં હકાર દર્શાવવો પડશે. એ દર્શાવવો ઇષ્ટ છે? એથી લેખનપદ્ધતિ સુગમ થશે કે દુર્ગમ થશે? સંસ્કૃત ભાષામાં પણ જ્યાં જ્યાં વૈકલ્પિક રૂપો છે ત્યાં સરળ રૂપોજ બહુધા માન્ય થયાં છે. **सुधी+उपास्यः** એની સંધિ **પાણિનિના** નિયમ પ્રમાણે ચાર રીતે થાય છે:—(૧) ધ ને એક य् (સામાન્ય રીતે માન્ય થયલી ને હાલ જે એક સર્વ શિષ્યવર્ગના જાણવામાં છે તે), (૨) બે ધ् ને બે य्, (૩) બે ધ् ને એક य्, ને (૪) એક ધ् ને બે य्. **उद्+स्थानम्**ની સંધિ **उत्थानम** ને **उत्थ्थानम** બંને પાણિનિય છે, તેમજ **उद्+स्तम्भनम्**ની સંધિ **उत्तम्भनम** ને **उत्थ्तम्भनम** થાય છે; **वर्तमान** ને **वर्त्तमान** બંને રૂપો ખરાં છે; **दधि ने मधु** જેવા શબ્દોનાં એકવચનમાં **इ** ને **उ** અનુનાસિક ને અનનુનાસિક છે એવાં બે રૂપો છે; **हरिम् + वन्दे**ની સંધિ **हरिं वन्दे** ને **हरिँव्वन्दे** થાય છે. આ બધાં ને એવાં અનેક વૈકલ્પિક રૂપોમાંનાં સહેલાં રૂપોજ ભાષામાં પ્રચલિત થયાં છે. એટલુંજ નહિ, પણ **गच्छन्ति, दन्त, कण्ठ, अङ्क, अञ्जन,** જેવા શબ્દોમાં અનુનાસિકજ **પાણિનિના** મત પ્રમાણે શુદ્ધ છે ને તે લખવો કંઈ બહુ અઘરો પણ નથી. છતાં એવા શબ્દોમાં હસ્તલિખિત પુસ્તકોમાં અનુસ્વાર લખવાનો પ્રચાર જૂના વખતમાં પણ પડ્યો હતો ને **આપ્તેએ** પોતાના કોષમાં, 'ગાઇડ'માં, તેમજ '**कुसुममाला**'માં પણ એવે સ્થળે અનુસ્વારજ વાપર્યું છે. **પાણિનિ** જેવા વૈયાકરણના નિયમો તોડવાની હિંમત ધરવી એ સહેલું કામ નથી, તોપણ સરળતાની ખાતર એવે સ્થળે

પ્રાચીન સમયના લેખકો તેમજ હાલના વિદ્વાનોએ પાણિનિના નિયમોનો ભંગ કર્યો છે; તો વિચાર કરવાનો એટલોજ છે કે અનુનાસિકને સ્થળે અનુસ્વાર લખવાથી કંઈ બહુ સરળતા થતી નથી; પરંતુ અહિં તો 'જ્યારે' જેવા શબ્દોમાં હકાર દર્શાવવાથી લખવાની ને છાપવાની બાબતમાં ઘણો ક્લેશ પડવાનો સંભવ છે.

૫. સર્વત્ર હકાર દર્શાવવાને બદલે કેટલેક સ્થળેજ દર્શાવવો એ યુક્ત છે? એમાં કયાં બતાવવો ને કયાં નહિ એને માટે વિનિગમના–એકતર-પક્ષસાધક યુક્તિ છે?

૬. 'તે' જેવા શબ્દનાં કેટલાંક રૂપોમાં હકાર ઉચ્ચારાય છે ને કેટલાંકમાં નહિ, એવે સ્થળે ઉચ્ચાર પ્રમાણે લખવાથી સુગમતા પડશે?

૭. 'કહેવું' 'રહેવું' જેવાં રૂપોમાં ધાતુ 'કહ' કે 'કહે' ને 'રહ' કે 'રહે' છે. ભૂતકાળમાં 'કહ્યું' 'રહ્યું'માં એજ ધાતુ સ્પષ્ટ જણાય છે ને તેમાં હકાર કકારમાં કે રકારમાં મળેલો નથીજ; તો 'કહેવું' 'રહેવું' જેવાં રૂપોમાં હકાર મેળવવો નહિ ને 'ક' ને 'ર'માં 'અ' લખવો, પણ તે અન્ય સ્થળે થાય છે તેમ અનુચ્ચરિત ગણવો, એમાં શી હાનિ છે? હું તો એ વિષે જેમ જેમ ઊંડો વિચાર કરૂં છું તેમ તેમ મને હકાર વિષે વાચનમાળાની કમિટિઓએ બાંધેલા નિયમોમાં ઘણી યોગ્યતા ને સુસંગતિ માલમ પડે છે. એ વ્યવહારકુશળ સભ્યોએ એકતા ને સુસંગતિ બરાબર સાચવ્યાં છે.

(ઇ) ઉચ્ચારમાં પ્રાન્તિકતા છે કે નહિ? શિષ્ટજનોએ કે પ્રસિદ્ધ લેખકોએ લાંબો વખત થયાં જે રૂપો સ્વીકાર્યાં છે ને જે ગુજરાતમાં સર્વત્ર માન્ય નથી, પણ એકત્રજ છે તેને પ્રાન્તિક ગણશો કે કેમ? 'હાક,' 'હવાડો,' 'હેંડ,' 'શેમરો.' 'જાછ,' 'ઘરાં,' 'તડાં,' 'છેવાડો,' 'વાયુ વહાવો,' એ બધાંને પ્રાંતિક ગણશો કે નહિ? અને ગણશો તો 'આંખ્ય,' 'લાવ્ય,' 'મૂક્ય,' 'જ્યેમ,' 'ત્યમ,' ને ગણશો કે કેમ? 'ત્યમ' ને નહિ ગણો તો 'ત્યમજ' સ્વીકારશો કે 'તેમજ'?

(ઈ) થયલો. થયેલો, થએલો–ઉચ્ચારને અનુસરતું કયું રૂપ છે ને કયું સ્વીકારવું યુક્ત છે?

(૭) મહાન્, વિદ્વાન્—આવા શબ્દોમાં નકાર ખોડો લખવો કે નહિ? કેટલાક "મહાન્'માં અન્ત્ય 'અ' લખે છે ને 'જગત્'માં ને "અર્થાત્' 'અકસ્માત્'માં લખતા નથી. આનું કારણ શોધી જે યોગ્ય લાગે તે કરશો કે માત્ર '**महाजनो यन गतः स पन्थाः**' એ ન્યાયે વર્તશો?

## ૬. લેખક વર્ગને વિજ્ઞપ્તિ:—

જોડણીનાં કેટલાંક વિવાદિત સ્થળો દર્શાવ્યાં તે વિષે કેટલાક વિચાર પણ તમારી આગળ મૂકયા. હવે લેખકવર્ગને વિજ્ઞપ્તિ એટલીજ છે કે:—

૧. સ્વતંત્ર વિચાર કરી નિયમો બાંધી તે પ્રમાણે વર્તો.

૨. માત્ર અનુકરણ કરવાથી '**मूढः परप्रत्ययनेयबुद्धि**' એ કાલિદાસનું વચન લાગુ પડશે એ લક્ષમાં રાખજો.

૩. નિયમો બાંધતી વખતે ગુજરાતી ભાષાનો વિસ્તાર અવશ્ય ધ્યાનમાં રાખજો. પારસીઓ ને મુસલમાનોનો ગુજરાતી ભાષાના લેખકવર્ગમાંથી આપણાથી બહિષ્કાર થવાનો નથી એ વાત કદી ભૂલવી નહિ.

૪. નિયમો બાંધવામાં વ્યાવહારિક દૃષ્ટિ વિશેષ રાખવી. અમુક રૂપ શુદ્ધ લાગે તોપણ તેથી ભાષાનું સ્વરૂપજ બદલાઈ જાય એમ હોય તો શુદ્ધ છતાં તે ન વાપરવું ને રૂઢ થયલાં—પ્રયોગપ્રવાહથી પ્રચલિત થયલાં—રૂપો કાયમ રાખવાં.

આ વિષય ઉપર વિસ્તારથી વિચાર દર્શાવવાનો આ પ્રસંગ નથી, માટે દિગ્દર્શન કરી હવે ભાષાશુદ્ધિના બીજા પેટા વિષય ઉપર આવું છું.

## ૭. શબ્દશુદ્ધિ ને વાક્યશુદ્ધિ:—

સર્વ શિષ્ટ લેખકોના લેખ શુદ્ધિ ને સંસ્કારથી ઓળખાઈ આવે છે. એક તરફથી લેખકે 'પૌર્વાત્ય', 'પાશ્ચિમાત્ય', 'આધય', 'માન્યતા', ('માનવું'ના અર્થમાં), 'સૌન્દર્યતા', 'આરોગ્યતા', 'સગવડપણું', વગેરે અશુદ્ધ કે શ્રુતિકટુ શબ્દની ઘટના કે પ્રયોગથી દૂર રહેવું જોઈએ, તેમજ બીજી તરફથી 'દરેક રાજયો', 'ઉપર કથિત' જેવા અશુદ્ધ કે

પરુષ શબ્દસમુદાયથી પણ મુક્ત રહેવું જોઈએ. ચ્યુતસંસ્કૃતિ ને શ્રુતિકટુત્વ એ બે દોષ કાવ્યમાંજ થાય છે એમ નથી, ગદ્યમાં પણ થાય છે. માટે જેમ બને તેમ ભાષા શુદ્ધ લખવા તરફ લેખકે યત્ન કરવો જોઈએ.

સંસ્કૃત શબ્દો વાપરવાનું લેખકને મન થાય એ સ્વાભાવિક છે, કેમકે તેથી ભાષામાં સંસ્કાર આવે છે ને લેખ ઊંચા પ્રકારનો થાય છે એમ તે સમજે છે. પણ સંસ્કૃત શબ્દો વાપરતી વખતે તેનો અર્થ બરાબર સમજીને વાપરવા જોઈએ. તેમજ તેનાં શુદ્ધ રૂપ ઉપર પણ લક્ષ આપવું જોઈએ. કેવા કેવા દોષો થાય છે તે સંબંધી મેં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ તરફથી કરેલા 'ભાષાશુદ્ધિ'ના ભાષણમાં તેમજ 'શાળાપત્ર'માં અનેકવાર લેખકવર્ગનું લક્ષ ખેંચ્યું છે, પણ એના એ વિષય ઉપર ફરી કહેવામાં પુનરુક્તિ દોષ થવાનો નથી, કેમકે અગત્યની બાબત મન ઉપર ઠસાવવા માટે સ્થૂણાનિખનનન્યાયે પુનરુક્તિ આવશ્યક છે. 'પદ્વિ' (પદવી), 'શ્રીયુત્' (શ્રીયુત), 'સતત્' (સતત), 'અદ્‌ભૂત' (અદ્‌ભુત), 'નર્ક' (નરક), 'વિક્રાળ' (વિકરાળ), 'વિચિક્ષણ' (વિચક્ષણ), 'વૃત' (વ્રત), 'તત્વ' (તત્ત્વ), આવા અનેક અશુદ્ધ શબ્દો પુસ્તકોમાં જોવામાં આવે છે. તેવા દોષોથી લેખકોએ મુક્ત રહેવું એવી મારી યાચના છે.

અશુદ્ધ શબ્દ વાંચવાથી કે સાંભળવાથી મનને ત્રાસ ઉપજે છે. '**अपि शीतं बाधति भवन्तम्**'–તમને ટાઢ પીડે છે એમ પ્રશ્ન પૂછનારને એક વિદ્વાને **बाधति** જેવો દુષ્ટ પ્રયોગ સાંભળીને કહ્યું કેઃ—

**'न तथा बाधते शीतं यथा बाधति बाधते'।**

**बाधति** એવો તમારો અશુદ્ધ પ્રયોગ મને જેટલો પીડે છે તેટલી ટાઢ પીડતી નથી.

અપશબ્દને મહાભાષ્યમાં મ્લેચ્છ કહ્યો છે ને આપણે મ્લેચ્છ ન થઈએ–દૂષિત ન થઈએ, શુદ્ધ રહીએ માટે વ્યાકરણ શીખવું જોઈએ એમ કહ્યું છેઃ—

**'तस्माद्ब्राह्मणेन न म्लेच्छितवै नापभाषितवै। म्लेच्छो ह वा एष यदपशब्दः म्लेच्छा मा भूमेत्यध्येयं व्याकरणम्॥**

૮. ભાષાશૈલી:—

ભાષાશૈલી ઉપર પણ લક્ષ રાખવાની જરૂરે છે. એ વિષે પણ કેટલું વિવેચન 'ભાષાશુદ્ધિ'ના વ્યાખ્યાનમાં કર્યું છે, એટલે વિસ્તાર કરવાની જરૂર નથી, પણ એટલું હમેશ યાદ રાખવું કે પદ્યમાં જેમ શૈલી સરળ તેમ લેખ ચડીઆતો ગણાય છે. ક્લિષ્ટતા. અલંકારની અનુપપત્તિ, પાશ્ચાત્ય સરણિનું અનુકરણ, અસમાનતા વગેરે શૈલીના સામાન્ય દોષો છે. 'આ શાન્ત સમયે શીતલ વાયુ માંદા અજયસિંહના ગાલ ઉપર તમાચા મારવા લાગ્યો', 'તારા આશકના વિયોગે તારો ગુસ્સો તારા સાગને અન્યાય આપવા તૈયાર થયો છે', 'હયાત મૂર્તિઓ અચેતન જેવી પડી રહેલી તેમાં નવા પ્રાણ ફુંકી', 'જીવનમાં પર્યેષણ વણી લેવાથીજ જીવનનું સાફલ્ય છે', અયિ સ્વર્ગ-નિર્મલ બાલા' ને 'સાગરની માઝા ધારો આત્મન્'–ઉપર દર્શાવેલા દોષોના આ કેટલાક દાખલા છે. આવા અનેક દાખલા મળી આવે છે. અહિ માત્ર વાનગીજ બતાવી છે.

વળી અંગ્રેજી તેમજ સંસ્કૃત પુસ્તકોમાંથી ઉલ્લેખો આપવા હોય તો તે ભાષાન્તર સાથે આપવા જોઈએ. સામાન્ય વાચકો, જેમને એ ભાષાનું જ્ઞાન નથી, તેમને એ ઉલ્લેખોનો ગુજરાતીમાં અનુવાદ ન આપ્યો હોય તો એમાં કંઈ રસ પડશે નહિ. સંસ્કૃત ઉલ્લેખોમાં ઘણું અશુદ્ધ જોવામાં આવે છે ને અંગ્રેજી ઉલ્લેખોમાં કઠિન ભાગોનો અનુવાદ મૂકી દેવામાં આવે છે કે તે અશુદ્ધ હોય છે.

હવે સાહિત્યનાં કયાં કયાં અંગમાં આવી સભાથી કે લેખકવર્ગથી વૃદ્ધિ થઈ શકે એમ છે તે તરફ લક્ષ ખેંચવા રજા લઉં છું.

૯. વ્યાકરણ:—

પ્રથમ તો વ્યાકરણ વિષે સારૂં પુસ્તક થવાની જરૂર છે. શાસ્ત્રીય વ્યાકરણ રચવા માટે સંસ્કૃત, પ્રાકૃત, ફારસી, હિન્દી, મરાઠી, વગેરે ભાષાના જ્ઞાનની જરૂર છે. તેવું તો રચવાનું હશે ત્યારે રચાશે; પણ સાધારણ શુદ્ધ વ્યાકરણની પણ જરૂર છે.

હાલનાં વ્યાકરણોમાં વિષયનું સમ્યક્ વિવરણ કરવામાં આવ્યું નથી, ને અનેક દોષો નજરે પડે છે. કેટલાંક અંગ્રેજી શૈલીથી રચાયાં છે ને કેટલાંક તો પરીક્ષામાં સહાયભૂત થાય એવી દૃષ્ટિથી વિષયના અજ્ઞાની લેખકો તરફથી રચાયાં છે.

સંજ્ઞાશબ્દો બહુધા અન્વર્થ હોય છે, તે અન્વર્થતા વ્યાકરણમાં સમજાવેલી નથી હોતી પરિણામ એ થાય છે કે શબ્દોની વિચિત્ર જોડણી કરાતી નજરે પડે છે. દાખલા તરીકે પ્રયોગ વિષે કોઈ પણ ગુજરાતી વ્યાકરણમાં બરાબર સમજુતી આપી નથી. 'કર્તરિ પ્રયોગ' એટલે ક્રિયાપદને કર્મનાં વિભક્તિવચન લાગે છે. આ સિવાય શિષ્યવર્ગને કંઈ વિશેષ જ્ઞાન હોતું નથી, ને તેમાં તેમનો દોષ પણ નથી; કેમકે વ્યાકરણના પુસ્તકમાંથી કે શિક્ષક તરફથી તેમને વિશેષ જ્ઞાન મળતું નથી.

'કર્તરિ' ને 'કર્મણિ'નો શો અર્થ છે, એ બરાબર સમજાવવું જોઈએ. આ બરાબર સમજવા માટે સંસ્કૃત વ્યાકરણના કંઈક શાસ્ત્રીય જ્ઞાનની જરૂર છે. ક્રિયાપદની રચના કર્તરિ, કર્મણિ, કે ભાવે હોય છે. અર્થાત્ ધાતુને કર્તાના, કર્મના, કે ભાવના અર્થમાં પ્રત્યય લાગે છે. કર્તરિ રચનામાં ક્રિયાપદ કર્તાના અર્થનું અભિધાન કરે છે, કર્મણિ રચનામાં કર્મનું, ને ભાવે રચનામાં ભાવનું એટલે સિદ્ધ ક્રિયાનું. '**लिखति**,' 'લખે છે' વગેરેમાં કર્તાનું અભિધાન થાય છે, એટલે એ રૂપો સાંભળતાં કર્તાનો અર્થ મનમાં આવે છે. '**लिखति**' 'લખે છે' વગેરે રૂપોથી લખનારના અર્થનો એકદમ ભાસ થાય થાય છે. '**ति**' ને 'છે' પ્રત્યયો કર્ત્તાનું અભિધાન કરે છે. આ કારણથી **माणवकः पुस्तकं लिखति**–માણવક પુસ્તક લખે છે–એમાં '**माणवकः**' એ '**लिखति**'નો કર્તા છે તોપણ કર્તાની ત્રીજી વિભક્તિ તેમાં નથી. કર્તાના અર્થનું ક્રિયાપદથીજ અભિધાન થાય છે, માટે '**माणवक**' શબ્દને ત્રીજી વિભક્તિ વાપરી કર્તાનો અર્થ કહેવાની જરૂર નથી. એમ કરવાથી પુનરુક્તિ દોષ થાય. માટે '**माणवक**' એમ પ્રથમામાંજ, નિર્દેશના અર્થમાં એટલે નામાર્થમાં–મૂળ પ્રાતિપદિકનાજ અર્થમાં વાપર્યું છે. ગુજરાતીમાં પણ એવીજ રચના છે.

એથી ઉલટું કર્મણિ રચનામાં-' **माणवकेन पुस्तकं लिख्यते**, ', ' માણવક વડે પુસ્તક લખાય છે ' એમાં ' **लिख्यते** ', ' લખાય છે ' એ રૂપ કર્મનું અભિધાન કરે છે. કર્તાનું. અભિધાન કરતું નથી; માટે **माणवक** શબ્દ કર્તા છે તેને કર્તાની વિભક્તિ ત્રીજી લાગે છે; ને કર્મનું અભિધાન '**लिख्यते**', 'લખાય છે' એ રૂપોથી થાય છે, માટે વિભક્તિના પ્રત્યયથી પુનઃ તેનું અભિધાન કરવાની જરૂર રહેતી નથી. આ કારણથી **पुस्तकम्** દ્વિતીયામાં નથી. '**अनभिहिते**' એવું પાણિનિનું અધિકારસૂત્ર છે, તેથી અનભિહિત કર્મનેજ દ્વિતીયા વિભક્તિ લાગે છે. અહિં કર્મ અભિરિહિત હોવાથી **पुस्तक** કર્મ છે તેને કર્મની વિભક્તિ વાપરવાની જરૂર નથી; કેમકે તેમ કરવાથી પુનરુક્તિ થાય. આથીજ પાણિનિએ ના કહી છે. **पुस्तक** કર્મ છે, તોપણ તેને કર્મના અર્થનું અભિધાન કરવાનું નથી, તે માત્ર પ્રાતિપદિકનાજ અર્થમાં રહે છે, એટલે નિર્દેશાર્થે પ્રથમા વિભક્તિમાં છે.

ભાવે રચનામાં-' **गम्यते मया** ' મારાથી જવાય છે'-ક્રિયાપદ ભાવનું અભિધાન કરે છે **गम्यते**-'જવાય છે' માં 'જવું' એનું અભિધાન થાય છે. એજ ભાવ છે. 'જવાનું કરાય છે'-એવો અર્થ છે. અહિં કર્તાનું અભિધાન ક્રિયાપદ કરતું નથી, માટે ' **मया** ' -' મારાથી '-એમાં કર્તાની વિભક્તિ આપી છે.

આ પ્રમાણે કર્તરિ, કર્મણિ, અને ભાવે પ્રયોગમાં ક્રિયાપદનો પ્રયોગ ( વાક્યમાં વાપરવું તે ) કર્તા, કર્મ, ને ભાવના અર્થમાં થાય છે એમ બરાબર સમજવાથી વાક્યરચના ને વિભક્તિના અર્થનું જ્ઞાન થાય છે, ને સંસ્કૃત ભાષામાં વાક્યરચના કેવી શાસ્ત્રીય છે, ને તે રચના ગુજરાતીમાં કેટલે અંશે રહી છે તેનો ખ્યાલ આવે છે ને ભાષા તરફ અભિરુચિ વધે છે.

'કેવળપ્રયોગી' અવ્યય એ શબ્દ ઘણો સારો છે, પણ એની પણ અન્વર્થતા થોડાજ સમજે છે; કેમકે તે કોઈ વ્યાકરણમાં ઘણું કરીને દર્શાવેલી નથી. ' અહો ', ' અરે ', ' ઓ ', ' વાહવાહ ' વગેરે અવ્યય કેવળપ્રયોગી છે; કેમકે એનો વાક્યમાં માત્ર પ્રયોગજ છે, અન્ય શબ્દોને

જેમ આકાંક્ષા હોય છે તેમ એને કોઈ શબ્દ સાથે આકાંક્ષા (Syntactical connection) નથી. વળી 'સર્વનામ' શબ્દનો વિચાર કરો. એને 'સર્વનામ' શા માટે કહે છે, એને અન્વર્થ સંજ્ઞા શા માટે લેવી ને એનો શો અર્થ છે તે મહાભાષ્યમાં બહુ સારી રીતે સમજાવ્યું છે. ભાષ્યકાર કહે છે કે 'સર્વનામ' એ મોટી સંજ્ઞા પાણિનિએ કરી છે. સંજ્ઞા એવી પાડેલી હોય છે કે જેથી કંઈ નાનું થઈ શકતું નથી. એમ શાથી? કેમકે સંજ્ઞા પાડવાનું પ્રયોજન લાઘવ–ટૂંકામાં કહેવું એ છે. એમ છતાં અહિં **टि, घि** ઇત્યાદિ નાની સંજ્ઞા પાડવાને બદલે પાણિનિએ મોટી સંજ્ઞા પાડી છે. તેનું આ પ્રયોજન છે કે અન્વર્થ સંજ્ઞા સમજાય. સર્વ આદિ સર્વનામ સંજ્ઞા પામે છે. સર્વનાં એ નામ છે માટે એને સર્વનામ કહે છે. સંજ્ઞા ને ઉપસર્જનવાચક શબ્દો સર્વનામ નથી, તે તો વિશેષવાચક છે; માટે તે સર્વનામ નથી. (**अथवा महतीयं संज्ञा क्रियते। संज्ञा च नाम यतो न लघीयः॥ कुत एतत्। लघ्वर्थं हि करणे संज्ञाकरणम्। तत्र महत्याः संज्ञाया एतत् प्रयोजनम्–अन्वर्थसंज्ञा यथा विज्ञायते–सर्वादीनि सर्वनामसंज्ञानि भवन्ति। सर्वेषां नामानि चातः सर्वनामानि। संज्ञोपसर्जने च विशेषेऽवतिष्ठते)**– અર્થાત્ જે સર્વનું નામ છે તે સર્વનામ છે; કોઈનું સર્વ એવું નામ હોય તો તે સર્વનામ નથી. **सर्वो नाम कश्चित् तस्मै सर्वाय न तु सर्वस्मै** તેમજ **सर्वमतिक्रान्तोऽतिसर्वः तस्मै अतिसर्वाय न त्वतिसर्वस्मै.** અહિં **सर्व** શબ્દ ઉપસર્જન છે–વિશેષણ તરીકે ઉપસ્થિત છે, ગૌણ છે, માટે સર્વનામ સંજ્ઞા નથી. આવો 'સર્વનામ' શબ્દનો અર્થ સંસ્કૃત વ્યાકરણમાં સમજવાનો છે. ગુજરાતીમાં પણ 'સર્વનામ' શબ્દ વપરાયો છે તો તેનો અર્થ શો છે તે સમજવોજ જોઈએ. વ્યાકરણમાં વપરાતા બધા પારિભાષિક શબ્દોના અર્થ સમજવાથી તે બરાબર મનમાં ઠસે છે ને તેના શુદ્ધ રૂપની પણ પ્રતીતિ થાય છે.

હમણાં બે ત્રણ દિવસ ઉપર મારી કૉલેજમાં એક કક્ષાસમાં હું ફરવા ગયો ત્યાં 'ગુજરાતી સાહિત્ય'નો વિષય ચાલતો હતો, ટેબલ પર કેટલાંક પુસ્તકો હતાં, તેમાં એક ગુજરાતી વ્યાકરણનું પુસ્તક હતું. એ પુસ્તક

શિષ્યવર્ગમાં ઘણું પ્રિય થયલું જણાય છે. ગુજરાતીનું સારૂં જ્ઞાન મેળવવા ઇચ્છનાર પાદરીઓ પણ એ વાંચતા જણાય છે. કેટલાંક પાનાં પર મેં નજર કરી તો એક સ્થળે 'સ્પર્ષ'ને અન્ય સ્થળે 'નયસમાસ' એવું માલમ પડ્યું. વ્યાકરણ બનાવરાઓને સંસ્કૃતનું જ્ઞાન હોય નહિ તો પછી "પ્રયોગ"નો અર્થ કે વ્યાકરણમાં વપરાતી સંજ્ઞાનો અર્થ શી રીતે સમજાવે કે શબ્દનાં શુદ્ધ સ્વરૂપ પણ ક્યાંથી સાચવે? આ ઉપરથી સમજાશે કે શાસ્ત્રીય વ્યાકરણનો વિલંબ થાય તો હરકત નહિ; પરંતુ શિષ્ટ વિદ્વાનને હાથે શુદ્ધ વ્યાકરણ રચાવાની પણ ઘણી જરૂર છે ને તે તરફ પણ કેટલાકનું લક્ષ જવું જોઇએ.

૧૦. કાવ્ય ને કાવ્યશાસ્ત્ર:—

હવે સાહિત્યના બીજા અંગ કાવ્યને વિષે વિચારીએ. પ્રથમ દૃષ્ટિએ એમ લાગશે કે કાવ્ય તો હાલ ગુજરાતીમાં ઘણાં થાય છે તો તેને પોષવાની અપેક્ષા નથી. એ અંગ તો પરિપુષ્ટ થયલુંજ છે. કોઈ પણ માસિક તરફ નજર કરીએ કે તેમાં કાવ્ય તો ખરાંજ. હાલની ગુર્જરભૂમિ કવિ ઉત્પન્ન કરવામાં ઘણી ફળદ્રુપ છે. સાધારણ કેળવણી પામેલો માણસ પણ નાટકીય કે અન્ય રાગમાં સપાટાબંધ કવિતા બનાવી કાઢે છે ને પોતાના મનથી પોતાને કવિ સમજે છે. એને માટે કોઈ પણ પ્રકારના અભ્યાસ કે સંસ્કારની આવશ્યકતા છે એમ તેના ધ્યાનમાં ઊતરતું નથી. પ્રાચીન સમયમાં પણ આપણા દેશમાં એવા કેટલાક થયા છે. તેવાઓની અન્ય કવિઓએ હઠાત્કૃષ્ટાનાં કતિપયપદાનાં [illegible]° આદિ શ્લોકોમાં નિંદા પણ કરી છે. તેનો ભાવાર્થ એવો છે કે તાણીતૂસીને જ્યાંત્યાંથી અતિકષ્ટે ભેગાં કરેલાં પદોનો રચનાર જેને વાણી વશ છે, એવા કવિ સાથે સ્પર્ધાલુ થાય તો અરેરે! આ દુષ્ટ કલિયુગમાં આજકાલ શું નહિ બને! ઘડાના નિર્માણ કરનાર ને ત્રિભુવનના નિર્માણ કરનારની વચ્ચે પણ કલહ ઉત્પન્ન થશે.

આપણા આલંકારિકોએ કવિપદવી પ્રાપ્ત કરવાની આકાંક્ષાવાળાઓમાં કેવી યોગ્યતા જોઈએ તે બહુ સારી રીતે દર્શાવ્યું છે. મમ્મટે કહ્યું છે કે:—

**शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।**
**काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥**

કાવ્યના ઉદ્‌ભવને માટે આ શ્લોકમાં જેટલાં કારણો દર્શાવ્યાં છે, તે બધાંને **હેતુઃ** એમ એકવચનમાં કહી એ સર્વની આવશ્યકતા છે, એમાંથી એકનો અભાવ ચાલે નહિ એમ દર્શાવ્યું છે.

પ્રથમ કારણ શક્તિ કહી છે. શક્તિ એટલે પ્રતિભા (**प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता**)—નવા નવા ઉન્મેષ–અંકુર જેવા અવિર્ભાવથી શોભે એવી અપૂર્વ, નૈસર્ગિક બુદ્ધિ, પછી લોક એટલે વ્યવહાર, શાસ્ત્ર–છન્દઃશાસ્ત્રાદિ તેના વિમર્શનથી પ્રાપ્ત થયલી નિપુણતા અને કાવ્યજ્ઞના ઉપદેશથી કાવ્ય યોજવામાં કરેલો અભ્યાસ, આટલી યોગ્યતા પ્રાપ્ત કર્યા પછી કાવ્ય રચાય તો તે ઉત્તમ થાય. હાલ તો આમાંની એક પણ પ્રકારની યોગ્યતાની જરૂર હોય એમ કાવ્ય બનાવનારાઓ માનતા હોય એમ લાગતું નથી. કેટલાંક કાવ્યોમાં છન્દનાં ઠેકાણાં હોતાં નથી, વૃત્તભંગ કે યતિભંગના દોષ જોવામાં આવે છે, કેટલાકમાં વૃત્તોનું મિશ્રણ ને ખંડન દેખાય છે; કેટલાકમાં નથી હોતી શબ્દચમત્કૃતિ કે નથી હોતી અર્થચમત્કૃતિ; કેટલાકમાં વિચિત્ર કલ્પના જે માત્ર કવનાર કવિઓથી કળાય (?) એવી હોય છે. માધુર્યનો કે પ્રસાદનો લેશ પણ જોવામાં આવતો નથી.

આવાં કાવ્યો રચવાને બદલે રચનારાઓ સાહિત્યગ્રંથોનો અભ્યાસ કરી તેને વિષે ગુજરાતી ભાષામાં પુસ્તકો પ્રગટ કરે તો તેમને પોતાને તેમજ ગુર્જરસાહિત્યને ઘણો લાભ થાય. કાવ્યસ્વરૂપ, કાવ્યપ્રકાર, શબ્દશક્તિ, રસ, ગુણ, દોષ, અલંકાર, નાયિકાસ્વરૂપ ને પ્રકાર દૃશ્ય કાવ્યોના પ્રકાર ને તેનું વિવરણ, નાટકનું સ્વરૂપ, વસ્તુ, સંધિ આદિ અનેક વિષયો પર ગુજરાતીમાં સારાં પુસ્તકોની ખોટ છે. આમાંનો કોઈ વિષય લઈ તેનો અભ્યાસ કરી તેનું સારૂં પુસ્તક બનાવશે તો તે ગુજરાતી સાહિત્યની સારી સેવા કરશે. કવિપદ કંઈ પ્રાપ્ત થવાનું નથી.

**किं कवेस्तस्य काव्येन किं काण्डेन धनुष्मतः ।**
**परस्य हृदये लग्नं न घूर्णयति यच्छिरः ॥**

કવિનું તે કાવ્ય કે ધન્વીનું તે ધનુષ્કાણ્ડ શા કામનું છે, જે પરના-અન્યના કે શત્રુના-હૃદયમાં લગ્ન થઈ માથું ધુણાવતું નથી. અર્થાત્ હૃદયંગમ કાવ્ય થાય તો તે કાવ્ય ને એવાં કાવ્ય કંઈ બધા બનાવી શકતા નથી. કહ્યું છે કે—

परश्लोकान् स्तोकाननुदिवसमभ्यस्य ननु ये
चतुष्पादीं कुर्युर्बहव इह ते सन्ति कवयः ।
अविच्छिन्नोद्गच्छज्जलधिलहरीरीतिसुहृदः
सुहृद्या वैशद्यं दधति किल केषांचन गिरः ॥

થોડાક પારકાના શ્લોકોનો દરરોજ અભ્યાસ કરીને ચાર પાદ બનાવે એવા તો બહુ કવિઓ છે (ગુજરાતીમાં 'કલાપી'નાં કાવ્યોનો અભ્યાસ કરી એવા ઘણા થયા છે). પણ અવિચ્છિન્ન ઊછળતી સમુદ્રની લહરી જેવો જેમની વાણીનો પ્રવાહ અવિચ્છિન્ન, એકધાર ચાલ્યો જાય છે એવા તો થોડાકજ કવિઓ હોય છે કે જેમની વાણી સુહૃદ્ય-બરાબર હૃદયંગમ થઈ પ્રાસાદિક હોય છે. પ્રસાદ ને માધુર્ય ગુણ વિનાનાં કાવ્યો નિષ્પ્રયોજક છે. કેટલાક વિનયશાલી કવિઓએ નિરભિમાન દર્શાવી જાતેજ કહ્યું છે કેઃ—

कवयः कालिदासाद्याः कवयो वयमप्यमी ।
पर्वते परमाणौ च पदार्थत्वं प्रतिष्ठितम् ॥

કાલિદાસાદિ કવિઓ છે ને અમે પણ કવિઓ છીએ. પર્વતમાં ને પરમાણુમાં બંનેમાં પદાર્થત્વ પ્રતિષ્ઠિત છે. અર્થાત્ પર્વત ને પરમાણુ બંને પદાર્થ કહેવાય છે, પણ એ બેમાં જેટલો ભેદ છે, તેટલોજ કાલિદાસાદિ કવિ અને અમારી વચ્ચે છે.

બધા કંઈ ઉત્તમ કવિ થતા નથી, માટે એ દિશામાં વ્યર્થ પ્રયત્ન કરી અસાધ્ય વસ્તુ સાધવાનું તજી દઈ જે દિશામાં પ્રયત્ન સફળ થવાનો ને સાહિત્યની ખરી સેવા કરવાનો સંભવ છે તે દિશા તરફ પ્રયત્ન આદરો એવી મારી સુજ્ઞ પુરુષોને વિનતિ છે.

**૧૧. પ્રાચીન કાવ્યોનું સંસ્કરણઃ—**

વળી પ્રાચીન કાવ્યોનું સંસ્કરણ, સંશોધન ને સંગ્રહ, તથા વિવરણ થવાની પણ જરૂર છે. 'ગુજરાતી સાહિત્યસભા' કવિઓની જયન્તી ઉજવે

છે એ ઘણું સ્તુત્ય છે. ઘણા કવિઓની જયન્તી ઊજવવાને બદલે થોડાની ઊજવી થોડાંક વર્ષમાં તેમને વિષે સંપૂર્ણ હકીકત એકઠી કરવાથી વિશેષ લાભ થશે. દરેક કવિનાં કાવ્યોનું જુદું પુસ્તક, કવિના વૃત્તાંત, કાવ્યસમીક્ષા વગેરે સાથે તેમજ સારી ટીકા, જેમાં કાવ્યના ગુણદોષનું વિવરણ થાય તથા વિષમપદ ને પદ્યનું વિમર્શન થાય એવી ટીકા સાથે છપાવવાની જરૂર છે. એથી આગળ વધીને દરેક કવિના દરેક સારા કાવ્યનું પણ એવા પ્રકારનું છૂટું પુસ્તક થવાની જરૂર છે. તેમજ પ્રાચીન કાવ્યોમાંનાં સારાં સારાં કાવ્યોનો સંગ્રહ પણ થવાની કેટલી બધી જરૂર છે તે હાલ નીકળેલા કેટલાક એવા સંગ્રહો લોકપ્રિય થયા છે તે ઉપરથી જણાઈ આવે છે. પરંતુ એવા સંગ્રહોમાં પણ ઘણા સુધારાવધારાની જરૂર છે. શ્રમ લઈ દરેક કવિનાં બધાં કાવ્યો વાંચી તેમાંથી જે ઉત્તમ લાગે તેનોજ સંગ્રહ કરવો જોઈએ.

હાલના સંગ્રહોમાં એવું બહુ જોવામાં આવતું નથી. એક બે 'નરસિંહ મહેતા'નાં તો બેચાર 'પ્રેમાનન્દ'નાં એમ મુખ્ય કવિનાં કાવ્યમાંથી જે હાથ લાગ્યાં તે તેમજ આધુનિક વિદ્વાનો જેમની કવિ તરીકે ખ્યાતિ પ્રતિષ્ઠિત થઈ નથી તેમનાં પણ કહેવાતાં કાવ્યોમાંથી કોઈક કોઈક લઈ આવા સંગ્રહો રચાયા છે. કવિઓની કાવ્યવાટિકામાંથી ઉત્તમ પુષ્પો ચુંટાઈ માળા બનાવવામાં આવી નથી તેથી તેનું સૌરભ મનોરંજક થતું નથી. વળી તેમાં ટિપ્પણ પણ જોઈએ તેવાં નથી. કોઈકમાં છેજ નહિ, કોઈકમાં ઘણાં દૂષિત છે, ને કોઈકમાં ટિપ્પણકાર કાવ્યની ચમત્કૃતિમાં એવો લીન થઈ ગયો છે કે જાણે તેનો કેફ ચઢયો હોય એવો વાંચનારને ભાસ થાય છે. શી કાવ્યની ખુબી ! કવિત્વ શક્તિની અહિં પરિસીમા છે, એવા ભાવવાળા શબ્દોમાંજ તેનું ટિપ્પણ પરિસમાપ્ત થાય છે, ને વાચક વિષમ-પદનું વિવરણ શોધે છે, ત્યારે તેની નજરે ઉપલા શબ્દોજ પડે છે. આ ઉપરથી હવે સમજાયું હશે કે આ દિશામાં પણ અનેક રીતે શ્રમ કરનારને માટે સાહિત્યની સેવા કરવાનો અવકાશ છે. અપેક્ષા માત્ર સારા શ્રમ ને સાધારણ શિષ્ટ બુદ્ધિની છે. તેનો પ્રયોગ જેટલો વિશેષ થાય તેટલું ફળ પણ વિશેષ મળવાનો સંભવ છે.

---

# પરિશિષ્ટ ૧લું
# સાતમી સાહિત્યપરિષદ્‌ને પ્રમુખપદેથી ભાષણ

---

**ओम्**

**शरणं करवाणि कामदं ते चरणं वाणि चराचरोपजीव्यम् ।**
**करुणामसृणैः कटाक्षपातैः कुरु मामम्ब कृतार्थसार्थवाहम् ॥**

જે સરસ્વતીદેવીના સત્રમાં ઉપાસનાર્થે આપણો સર્વ સાર્થવાહ એકત્રિત થયો છે, તે સાર્થવાહ કૃતાર્થ થાઓ એમ હું દેવીના ચરણકમળને શરણે જઈ સ્તવન કરૂં છું.

---

સન્માનકારિણી સભાના પ્રમુખ સાહેબ તથા અન્ય સભ્યો અને સાહિત્યબંધુઓ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

**ઉપકાર સાથે પ્રમુખપદનો સ્વીકાર**—મારા તરફ પ્રેમભાવથી સાહિત્યપરિષદ્‌ના સાતમા અધિવેશનનું પ્રમુખપદ મને આપવા આપે કૃપા કરી છે તેને માટે હું આપનો આભારી થયો છું ને તે મેં ઉપકાર સાથે સ્વીકાર્યું છે. પરંતુ એ સંબંધમાં મારા મનની સ્થિતિ પ્રગટ કરવાની જરૂર છે. આપની પ્રથમ વરણી સર્વથા યુક્ત હતી. પ્રથમ પ્રિન્સિપલ આનંદશંકરભાઈ એમના વિસ્તૃત વાચનનો. બહુદેશી અનુભવનો, તેમજ પ્રાચ્ય અને પાશ્ચાત્ય સાહિત્યના ઊંડા અધ્યયનનો આપણને સર્વને અમૂલ્ય લાભ આપત એ સર્વવિદિત અને નિર્વિવાદ છે. એમણે એ પદ સ્વીકાર્યું હોત તો સમસ્ત ગુજરાતને બેલાશક ઘણોજ આનંદ થાત. મને તો ખાસ આનંદ થાત; કારણ કે એઓ મારા પ્રિય શિષ્ય હતા અને મારી તરફ ગુરુભાવની પૂજ્ય વૃત્તિ ધરાવે છે. એમના એ પદના અસ્વીકારથી આપણે સર્વેએ એ અનન્ય લાભ ખોયો છે, એ અતિશોચનીય છે. એમની મધુરી, આલંકારિક, અને હૃદયંગમ ભાષાનો ને પ્રૌઢ વિચારનો અદ્વિતીય લાભ પરિષદ્‌ને ન મળ્યો તેથી આપણે સર્વ હતાશ થયા છીએ. એમના ના કહેવાથી આપના મંત્રિઓએ—રા.

માનશંકરભાઈ અને મારા પ્રેમપ્રાત્ર રા. રમણલાલ યાજ્ઞિકે મને તાર મૂક્યો ને તેનો ઉત્તર તારથીજ માગ્યો. **'અમારી મુશીબત સમજીને પ્રમુખ-પદ સ્વીકારવાનો તાર મૂકી અમને ચિન્તામુક્ત કરો'**, એવા તારના અસરકારક શબ્દો વાંચી મારા મનની સ્થિતિ ઘણી કફોડી થઈ પડી.

રાત્રિના દસનો સુમાર થયો હતો. તે સમયે મારે ત્યાં ચિ. મોહનલાલ યુનિવર્સિટિના ફેલો તરીકે ચુંટાયા તેના આનન્દનિમિત્તે એક નાનું સ્વજન-મંડળ ભેગું થયું હતું. તાર ઉઘાડતાં તો પ્રથમ મન ચિન્તાગ્રસ્ત થયું; તે ખોલ્યો ને વાંચ્યો તે સમયે સરદાર જનાર્દન વીરભદ્ર પાઠકજી મારી પાસે બેઠા હતા. તેઓ તથા તેમના ચિ. પ્રો. વ્યોમેશ પાઠકજી તથા ચિ. મોહનલાલ ને મારી પુત્રી એ બધાં એકમત થઈ ગયાં ને બધાંએ મને આગ્રહપૂર્વક કહ્યું કે ના તો નજ કહેવી. બધો વિચાર કરીને મેં સવારે સ્વીકારનો તાર મૂકવાનો નિશ્ચય કર્યો.

હવે હું બહુધા નિવૃત્તિમય જીવન નિર્ગમન કરૂં છું. ગુ. વ. સોસાઇટિ મને વ્યાખ્યાન આપવા બે વર્ષ થયાં નિમન્ત્રણ કરે છે તેની પણ એજ કારણથી હું ના કહું છું તે તે સોસાઇટિ જાણે છે.

શ્રીયુત આનંદશંકરભાઇ જેવા ઉત્સાહ, બુદ્ધિ, કાર્યશક્તિ, અને સર્વ-દેશીય કૌશલ્યથી સંપન્ન કાર્યધુરંધરે સાહિત્યપરિષદની કાર્યધુરા બહુજ સુગમતાથી વહન કરી હોત, તે કાર્યધુરા મારા મગજ પર પડતી જોવા હું નારાજ હતો; પરંતુ તારની ભાષા એવી હૃદયદ્રાવક હતી અને મારા પર બધા ગૃહમંડળનું ને સ્વજનમંડળનું એવું દબાણ થયું કે એ તાર મૂકનાર સજ્જનોના પ્રેમપાશમાં બદ્ધ થઈ અન્તે ગુર્જરસાહિત્ય પ્રત્યે મારી ફરજ મારે અદા કરવી જોઈએ એવી બુદ્ધિથી હું આ ઉચ્ચ પદવી સ્વીકારવા અનિચ્છતો પણ આકર્ષાયો છું.

**તરુણ પુરુષનું આ કાર્યઃ—**

મારા સમજવા પ્રમાણે આવું કામ તરુણ પુરુષોનું છે. તરુણ પુરુષો ઉત્સાહ ને કાર્યશક્તિને બળે પ્રગતિ ને વૃદ્ધિ તથા ઉત્કર્ષ સાધવામાં અગત્યનો ભાગ ભજવે છે. તેઓ ગુજરાતી સાહિત્યની ખિલવણી ને અભિવૃદ્ધિના

માર્ગો શોધવા ને યોગ્ય ઉપાયો યોજવા ઉદ્યુક્ત થશે તો સાહિત્યનો વિકાસ સર્વગામી થશે એ નિઃસંશય છે.

**કાઠીઆવાડની ઐતિહાસિક ને પવિત્ર ભૂમિઃ—**

આપનો પ્રદેશ ઐતિહાસિક, પ્રાચીન, ને પવિત્ર છે. પ્રાચીન સુરાષ્ટ્રની, પાછળથી સૌરાષ્ટ્રની ખ્યાતિ પામેલા દેશની, સીમા વિસ્તીર્ણ હતી તે છેક સિંધુ નદીથી દમણ લગણ ફેલાયલી હતી. હાલનું કાઠીઆવાડ એ વિસ્તૃત પ્રદેશમાં અન્તર્ગત હતું. સુરાષ્ટ્ર દેશનો અતિપ્રાચીન ગ્રન્થોમાં ને તામ્રપત્રોમાં નિર્દેશ એની પ્રાચીનતા દર્શાવે છે. ઇ. સ. પૂ.ના ૮મા સૈકાના ભગવાન્ પણિનિના '**कार्तकौजपादयश्च**' ॥ ૬।૨।૩૭ એ સૂત્રને લગતા ગણપાઠમાં '**कुन्तिसुराष्ट्राः**' એમ સુરાષ્ટ્રનો નિર્દેશ છે. મહાભારતમાં વનપર્વમાં ૮૯મા અધ્યાયમાં ધૌમ્ય ઋષિ યુધિષ્ઠિરને વિવિધ તીર્થનું વર્ણન કરે છે તેમાં સુરાષ્ટ્ર દેશનું વર્ણન છે ને તેમાંનાં પુણ્ય સ્થળો, નદીઓ, તળાવો ને આશ્રમો દર્શાવ્યાં છે. એ સુરાષ્ટ્ર પ્રદેશમાંજ પ્રભાસ ને દ્વારામતી વર્ણવેલાં છે. રુદ્રદામન્ અને સ્કન્દગુપ્તના ગિરનારનાં ને કેટલાંક વલભીનાં તામ્રપત્રોમાં સુરાષ્ટ્રનો ઉલ્લેખ છે.

**તીર્થમય પ્રદેશઃ—**

આ પ્રાચીન અને પુણ્ય પ્રદેશના વિસ્તીર્ણ ક્ષેત્રમાં અવતારી દિવ્ય પુરુષ શ્રીકૃષ્ણના નિવાસથી પવિત્ર ને પ્રખ્યાત થયલી, સપ્ત મોક્ષદાયિકા નગરીમાંની એક શ્રીમતી દ્વારામતી, મહેશ્વરના જ્યોતિર્લિંગોમાં પ્રથમ જ્યોતિર્લિંગ સોમનાથથી વિરાજિત પ્રભાસ નગરી, ને તેની સમીપનું ત્રિવેણી-સંગમનું તીર્થ ભારતવર્ષમાં ભિન્ન ભિન્ન સ્થળોથી હજારો યાત્રાળુઓને પ્રતિવર્ષ આકર્ષે છે ને પાવન કરે છે. એજ પવિત્ર પ્રદેશમાં શ્રીકૃષ્ણે પોતાના સહાધ્યાયી સુદામાને, દ્રોણને દ્રુપદે તિરસ્કાર્યા ને વૈરભાવનું બીજ રોપ્યું તેમ લઘુતા ન દર્શાવતાં વિલક્ષણ રીતે તેમનું સન્માન કરી દરિદ્રાવસ્થામાંથી હમેશને માટે એવા વિમુક્ત કર્યા કે

'ક્યાં ગઈ મારી તૂટી ઝૂંપડીઆં, કાંચન મહેલ બને રે'—

એમ સુદામાનો સાશ્ચાર્ય ઉદ્‌ગાર થયો, એ ભક્તરાજ, સ્વાભિમાની, ને

યાચનાને અવગણનાર સુદામાની સુદામાપુરી, હાલનું પોરબંદર–મહાત્મા ગાંધીજીનું જન્મસ્થાન–વિરાજમાન છે. જેમણે પોતાની દૃઢ ને ભક્તિના અનુપમ બળ ને પ્રભાવથી અશ્રદ્ધાળુ ને ટીકાખોર નાગરોને અનેક ચમત્કારો દર્શાવી ચકિત કર્યા હતા, અને જેઓ ગુજરાતી ભાષાના જૈનેતર કવિઓમાં અગ્રિમ ને પ્રતિષ્ઠિત સ્થાન ભોગવે છે તે આદિ કવિ ભક્તરાજ નરસિંહ મહેતાનું જન્મસ્થાન ભક્તોના અને વેદાન્તીઓના પદપંકજથી પવિત્ર થયલું પ્રાચીન ને પુણ્યશાળી જુનાગઢ એ જ વિસ્તીર્ણ સુરાષ્ટ્રપ્રદેશમાં આવેલું છે. એ જીર્ણનગરમાં પવિત્ર શીલની વેદિ પર આત્મદેહ હોમનારાં રાણકદેવી જેવાં સ્ત્રીરત્નો પેદા થયાં છે. એજ નગરની પાસે શ્રીમન્ માઘ-કવિએ 'શિશુપાલવધ'ના ૪થા સર્ગમાં ભિન્ન ભિન્ન વૃત્તોમાં જેનું અલૌકિક સૌન્દર્ય વર્ણવ્યું છે એવો રૈવતક ગિરિ–મહાભારતમાં જેનું ઉજ્જયન્ત નામ આપ્યું છે તે–ગિરનાર પર્વત આવેલો છે. એ પર્વતની રમ્યતા જોઈ દ્વારકાથી ઇન્દ્રપ્રસ્થ જતાં શ્રીકૃષ્ણ વારંવાર અપૂર્વવત્ વિસ્મય પામ્યા હતા એમ વર્ણવી માઘ કવિએ રમ્યતાનું લક્ષણ આપ્યું છે કે જે ક્ષણે ક્ષણે નવીન લાગે તેજ ખરૂં રમ્ય છે. એ પવિત્ર ગિરિ અનેક તીર્થોથી અને ઐતિહાસિક શિલાલેખોથી ભરેલો છે. આવા રમ્ય ને પુણ્ય પ્રદેશમાં સાંપ્રત સમયમાં પણ શતાવધાની શીઘ્ર કવિવર. આચાર્યવર્ય શ્રીમાન્ ગટ્ટુલાલજી તથા શીઘ્ર કવિ શાસ્ત્રીજી શંકરલાલ તથા કવિશ્રી કેશવરાય હરિરાય. વગેરે અનેક નર-રત્નો ઉદ્‌ભવ પામ્યાં છે. આ પવિત્ર પ્રદેશનું ભવ્યનગર ભાવનગર માત્ર અખિલ કાઠીઆવાડનેજ નહિ પરંતુ આખા મુંબઈ ઇલાકાને અલૌકિક બુદ્ધિપ્રભાવ ને ઉચ્ચતમ રાજકીય નાગરિકત્વ ને મુત્સદ્દીપણાથી શોભાવનાર સ્વર્ગસ્થ ગૌરીશંકરભાઈએ પોતાના જન્મથી અલંકૃત કર્યું હતું. એમના તેજસ્વી રાજ્યતન્ત્રે ભાવનગરના ઉત્તરોત્તર ઉત્કર્ષનાં બીજ રોપ્યાં છે, જે કાલક્રમે શાખાપ્રશાખારૂપે સર્વત્ર પ્રસાર પામી રહ્યાં છે. એવા પ્રદેશમાં આપણે ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ માટે ભેગા થયા છીએ. બંધુઓ, પવિત્ર સ્થાનનું માહાત્મ્ય અલૌકિક છે. તેની તાત્કાલિક અસર જાદુઈ છે. પવિત્ર સ્થાનના ચમત્કારથી ગમે તેવો અશ્રદ્ધાળુ પુરુષ પણ ક્ષણવાર પવિત્ર બને છે. બ્રહ્મગિરિના વર્ણનમાં કવિશ્રી નર્મદે ખરૂં કહ્યું છે કે

સંસાર સંધો વિસરી જવાએ, પાપી પ્રપંચો મનમાંથી જાએ;
લીલા પિતાં હું નથિ રે ધરાતો, એવો તપસ્વી ગિરિ છેજ આતો.'

**કાઠીઆવાડમાં ભાવનગરનું સ્થાન:—**

સામાન્ય આબાદી, વેપારરોજગાર, ને કેળવણીની બાબતમાં ભાવનગર કાઠીઆવાડમાં અગ્રસ્થાન ભોગવે છે. ભાવનગરની સંપત્તિ મહારાજા સાહેબ ભાવસિંહજી અને વખતસિંહજીના પરાક્રમને દૂરઅંદેશીપણાને આભારી છે. એ કામમાં સદ્‌ગત રૂપજી દેશાઈએ મંત્રી તરીકે તેમજ સરદાર તરીકે અગ્રેસર ભાગ લીધો છે. કલાભવન સ્થાપી ઔદ્યોગિક કેળવણીનો પ્રસાર કરવાની યોજના પણ હાલ અહિંજ થઈ છે. સ્વ. સર ગૌરીશંકરભાઈ જેવા નાગરિકોએ તેની અભ્યુન્નતિને માટે જે બીજ રોપ્યું છે તે તેમની પછીના બાહોશ રાજ્યતન્ત્રીઓએ સારી રીતે પોષી વિસ્તાર્યું છે. હાલ એ રાજ્યનો કારભાર બહુશ્રુત, અનુભવસંપન્ન, કાર્યદક્ષ રાજ્યતન્ત્રી શ્રીમાન્ સર પટ્ટણી સાહેબના હાથમાં છે. એઓ સાહિત્યક્ષેત્રમાં વિશારદ ને સાહિત્યના પોષક છે. આવા તપસ્વી પ્રદેશમાં, બુદ્ધિની શીતલ જ્યોત્સ્ના સર્વત્ર પ્રસરી રહી છે એવા વાતાવરણમાં આપણું કાર્ય સાધવા આપણે મળ્યા છીએ તો એના ઉચ્ચ સંસ્કાર આપણી સાધનસંપત્તિ ખિલવશે અને આપણા પ્રયાસને સફળ કરશે એવી મારી આશા છે.

બંધુઓ, આ રમ્ય નગરમાં હું ૩૪ વર્ષ ઉપર અહિંની સામળદાસ કૉલેજમાં સંસ્કૃત પ્રોફેસર તરીકે એક વર્ષ રહ્યો હતો. તે સમયનાં પ્રિય સંસ્મરણના સંસ્કાર મારા મનમાં આજ જાગ્રત્ થાય છે અને હાલની અનેક દિશાની પ્રગતિ જોઈને હું અતિહર્ષમાં મગ્ન થાઉં છું.

**સાહિત્યસેવકોના સ્વર્ગવાસની નોંધ:—**

પ્રથમ તો, હાલ થોડાજ વખત પર જે સાહિત્યસેવકોને આપણે ખોયા છે તેમને વિષે આપણો શોક પ્રદર્શિત કરવો એ આપણો ધર્મ છે. એમાંના મુખ્ય પુરુષ દીવાન બહાદુર રણછોડભાઈ છે. એમની સાહિત્ય-સેવા સુવિદિત છે. વૃદ્ધાવસ્થામાં પણ એમનામાં જુવાનીનો ઉત્સાહ ને કાર્યશક્તિ અવસાનપર્યંત જોવામાં આવ્યાં હતાં એ ખરેખરૂં પ્રશંસનીય છે. બીજો ખેદકારક શોક તનસુખરામભાઈના સ્વર્ગવાસનો છે. એમનું જીવન

પ્રતિવર્ષ ઉત્તમ લખાએલાં સ્વતન્ત્ર પુસ્તકોના કર્તાને સારું ઇનામ આપી સાહિત્યનો વિકાસ પોષે એવી યોજના એકાદ દેશી રાજ્યે ઉપાડી લેવી જોઈએ. ગુજરાતી સાહિત્યને માટે 'નોબેલ પ્રાઈઝ'ના જેવી યોજના કોઈક દેશી રાજ્યે વ્યવસ્થિત રૂપમાં કરવી જોઈએ.

**ગુર્જર સાહિત્યની દરિદ્રતા:—**

ગુર્જર સાહિત્ય દરિદ્ર છે? ઉપર દર્શાવ્યા પ્રમાણે ફેલાએલા સાહિત્યને દરિદ્ર કહી શકાય? આણી હાલની અપેક્ષાઓ તે તૃપ્ત કરતું નથી એટલું દરિદ્ર છેજ. ત્યારે એમાં શી શી ન્યૂનતાં છે? એમાં

૧. નવીન શૈલી પર રચેલાં પ્રાસાદિક મહાકાવ્યો નથી.

૨. સારા ગદ્યગ્રન્થો, જેમાં ઉત્તરોત્તર ચઢતી હોય અને વિષયનું નિરૂપણ ઉત્તરોત્તર પ્રૌઢ થતું હોય, એવા નિબંધાત્મક, નીતિમય, ચરિત્રાત્મક અને ઐતિહાસિક ગ્રન્થો નથી.

૩. સાહિત્યમાળા:—પ્રેમાનંદ, નરસિંહ, વગેરે કવિઓનાં મુખ્ય ગ્રન્થોની હસ્તલિખિત પુસ્તકોના સંશોધનને આધારે તૈયાર કરેલી, કવિના જીવનચરિત્ર અને કઠિન પદ ને પંક્તિઓ પર પ્રકાશ પાડે એવી ટિપ્પણી-સમેત સરખી ને સોંઘી આવૃત્તિની ન્યૂનતા છે.

૪. કાવ્યપ્રકાશ જેવા કાવ્યશાસ્ત્રના પ્રમાણભૂત ગ્રન્થને આધારે તૈયાર કરેલું કાવ્યશાસ્ત્રનું પુસ્તક નથી. એવા પુસ્તકની જરૂર છે. એમાં કાવ્યસ્વરૂપ, કાવ્યલક્ષણ, કાવ્યત્વનાં બીજ ને પોષક કારણ, લક્ષણા, વ્યંજના, રસ, ધ્વનિઓ, ભાવ, રસાભાવ, ભાવભાસ, ગુણ, દોષ, ને અલંકારનું પ્રાચીન ને અર્વાચીન ગુજરાતી કાવ્યોમાંથી એકઠા કરેલા દૃષ્ટાન્તો સાથે નિરૂપણ જોઈએ. આ બધા વિષયોના છૂટક છૂટક નાના ગ્રન્થો થયા છે. કવિ નર્મદે ને કવિ સવિતાનારાયણે, દી. બ. રણછોડભાઈએ, ને રા. બ. રમણભાઈએ અને યથાશક્તિ મેં પણ એ વિષય પર થોડું થોડું લખ્યું છે. રા. નાગરદાસ પટેલે 'નવવલ્લરી'માં અલંકારની સારી ચર્ચા કરે છે. રા. છોટાલાલ નરભેરામનું રચેલું 'રસશાસ્ત્ર' એ દિશામાં છે. કોઈએ અલંકારના નિરૂપણમાં 'કુવલયાનન્દકારિકા'નો આધાર લીધો છે, કોઈએ અન્ય ગ્રન્થનો; પણ એકજ ઉત્તમ, પ્રમાણભૂત મનાતા 'કાવ્યપ્રકાશ' જેવા ગ્રન્થને આધારે સમગ્ર વિષયનું દળદાર પુસ્તક રચવાની ઘણી જરૂર છે.

૫. ઉપનિષદ્‌ની આખ્યાયિકાઓનું પુસ્તક નથી. એવું પુસ્તક ઉપનિષદ્‌ના રહસ્યનું ઘણું રસિક જ્ઞાન આપશે તેમજ જાણીતા પરથી અજાણ્યા પર જવાની જે શૈલીનું પાશ્ચાત્ય શિક્ષણશાસ્ત્રના ગ્રન્થોમાં પુષ્કળ નિરૂપણ કરેલું હોય છે એવીજ, વ્યાવહારિક દૃષ્ટાન્તોથી તાત્ત્વિક રહસ્ય વાચકના મનમાં ઉતારવાની ઉત્તમ શૈલી આપણા આકરગ્રન્થોમાં છે, તેનું વાચકને કંઈક ભાન થશે.

૬. પ્રમાણભૂત વિસ્તૃત કોશનો અભાવ છે. નર્મદ કવિને 'નર્મકોશ' કર્યાને ઘણાં વર્ષ થયાં, પણ સારો વિસ્તીર્ણ કોશ–જેમાં શબ્દની વ્યુત્પત્તિ સાથે તેના જુદા જુદા અર્થ પ્રાચીન કાવ્ય કે ગદ્ય ગ્રન્થોમાંથી દાખલા સાથે આપ્યા હોય એવો કોશ–હજી પ્રસિદ્ધ થયો નથી. એ દિશામાં પ્રયત્નો તો થયા છેઃ—

(અ) ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ સંપૂર્ણ કોશ ભાગોમાં છપાવી પોતાના જીવનપર્યન્તના સભ્યોમાં તેની નકલ વહેંચી છે. એ પ્રયત્ન રા. મણિલાલ છબારામનો છે, તે અનેક રીતે અપૂર્ણ છતાં જેવો થયો છે તેવી સ્થિતિમાં પણ સ્તુત્ય છે. એની બીજી આવૃત્તિ નીકળવાની છે. એમ સંભળાય છે. એની નકલો સભ્યો સિવાય બીજાઓને મળતી નથી એ વ્યવસ્થા ઠીક નથી.

(આ) રા. રાણીનાના અંગ્રેજી–ગુજરાતી કોશની પણ સુધારા સાથે બીજી આવૃત્તિ છાપવાની છે.

(ઈ) નર્મકોશની નથી આવૃત્તિ કવિએ ભેગા કરેલા નવા શબ્દો સાથે 'ગુજરાતી' છાપખાનાના તન્ત્રી રા. મણિલાલ ઇચ્છારામ દેશાઈ છપાવે છે.

(ઉ) રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા મોટો ગુજરાતી–અંગ્રેજી શબ્દકોશ છપાવે છે.

૭. સારા જ્ઞાનસંગ્રહ'નો અભાવ છે. મરાઠીમાં બહુ સારો જ્ઞાનસંગ્રહ તૈયાર થાય છે. ગુજરાતીમાં એ થયો છે? એ દિશામાં આરંભક પ્રયત્ન કરવાનું માન પારસી ગ્રન્કાર રા. રા. રતનજી ફરામજી સેટનાને ઘટે છે, એ અગાઉ કહ્યું છે. અંગ્રેજીમાં જ્ઞાન જે વાચકવર્ગમાં નથી તેને એવો સંગ્રહ ઘણો ઉપયોગી થશે એમાં સંશય નથી.

૮. સ્ત્રીઓ ને બાળકો માટે સારાં, સંક્ષિપ્ત નીતિનો બોધ પરોક્ષ રીતે આપે એવાં પુસ્તકોની ખોટ છે. 'સ્ત્રીબોધ' ને 'બાળમિત્ર' જેવાં માસિકો નીકળે છે તેમજ 'સુંદરીસુબોધ' અને બે વર્ષ થયાં સૌ. વિદ્યાગૌરી ને સૌ. શારદાગૌરી 'મહિલામિત્ર' નામનું ઉપયોગી પુસ્તક પ્રગટ કરે છે. તે પ્રયત્નો સ્તુત્ય છે; પરંતુ સ્ત્રીઓને ને બાળકોને લગતું સાહિત્ય હજી બહુ ખેડાવાની જરૂર છે.

૯. વિજ્ઞાનનાં પુસ્તકોની મોટી ખોટ છે. હાલની વૈજ્ઞાનિક શોધો- 'રૉન્ટગન કિરણો,' 'તાર વગર સંદેશો પહોંચાડવાની વિદ્યા,' 'રેડિઅમ,' 'જલાન્તઃ—સંચારિણી નૌકા,' 'વિમાન,' વગેરે વિષયોનાં, લોકો સમજી શકે એવાં ચિત્રો સાથે સરળતાથી સમજાય એવાં નાનાં પુસ્તકોની જરૂર છે. તેમજ વધારે જ્ઞાન મેળવવા ઇચ્છનાર પુરુષો માટે વિશેષ જ્ઞાન આપે એવાં વિસ્તીર્ણ પુસ્તકોની પણ જરૂર છે.

**આધુનિક પ્રવૃત્તિઓમાં સાહિત્યપરિષદ્‌ની પ્રવૃત્તિને સ્થાનઃ—**

બંધુઓ, આપ સર્વને વિદિત છે કે મહાત્મા ગાંધીજીએ અખિલ ભારતવર્ષમાં ગુર્જર પ્રદેશને ઉચ્ચતમ પ્રતિષ્ઠિત સ્થાને પહોંચાડ્યો છે. તેમણે દેશમાં અનેક માર્ગમાં નવું ચેતન રેડ્યું છે ને ચિર કાળની સુસ્તી ઉરાડી નવીન જાગૃતિ પ્રેરી છે. રાજકીય ને રાષ્ટ્રિય કેળવણીને લગતી તેમની પ્રવૃત્તિને લીધે બધા દેશની નજર ગુજરાત પર છે. એ પ્રગતિની અસર સાહિત્ય ને ભાષા પર પણ થયા વિના રહી નથી. ભાષા સંસ્કારી ને જોમદાર તથા મરોડદાર બનવા માંડી છે. મહાત્મા પોતાના વિચાર માતૃભાષામાં દર્શાવે છે તેમજ માતૃભાષા ખિલવવામાં અભિમાન ને અભિનિવેશ ધરાવે છે. મહાત્માએ પોતે શિષ્ટ ને સરળ તેમજ તેજસ્વી ને પ્રૌઢ ભાષાનો પ્રયોગ કરી દર્શાવ્યું છે કે ભાષામાં બળ લાવવા અપરિચિત શબ્દો કે ક્લિષ્ટ રચના દાખલ કરવાની જરૂર નથી. હૃદયના અન્તર્ભાગમાંથી નીકળતા વિચારો સીધી ભાષામાં વાચકના હૃદયના અન્તર્ભાગમાં પ્રવેશી જેવો સંસ્કાર પાડે છે તેવો સંસ્કાર આડંબરી ભાષામાં આડંબરી વિચારો પાડી શકતા નથી. સાહિત્યપરિષદે નવીન વતાવરણમાંથી વિમુખ રહેવું યુક્ત નથી. તેણે કેળવણી ને સાહિત્યના વિષયમાં રચનાત્મક કાર્યક્રમ હાથમાં લેવો જોઈએ કે જનસમાજની રુચિને અનુસારે કંઈક સંગીન કાર્ય થાય.

### ગુજરાત યુનિવર્સિટિઃ—

હાલમાં, હિંદુસ્તાનમાં કેળવણીની પ્રગતિ પૂર જોસમાં ચાલી રહી છે. ઉત્તરમાં ઘણે સ્થળે નવી નવી યુનિવર્સિટિઓ અસ્તિત્વમાં આવી છે. ગુજરાતમાં પણ એક યુનિવર્સિટિ હોવી જોઈએ એ વિચાર અત્યારે આખા ગુજરાત પ્રાન્તને તેમજ કાઠીઆવાડને સંમત હોવો જોઈએ. જ્યાંસુધી આપણી જરૂરીઆત સાધે એવી યુનિવર્સિટિ નથી, ત્યાંસુધી ગુજરાતી ભાષાના વિકાસને તેમજ આપણા જ્ઞાનનાં સર્વ અંગોને આપણી ઇચ્છાનુસાર આપણે પુષ્ટિ આપી શકીશું નહિ એ દેખીતુંજ છે. અમદાવાદ એ ગુજરાત અને કાઠીઆવાડનું મધ્ય સ્થળ છે. વ્યાપારમાં, જ્ઞાનમાં, ને બીજી દરેક પ્રવૃત્તિમાં તે ઘણું આગળ પડતું છે. આવી યોજનાને પાર ઉતારે એવા વિદ્વાનો તથા ધનાઢ્ય પુરુષો એમાં વસે છે. કાઠીઆવાડનાં રાજ્યો તરફથી પણ આ યોજનાને સહાયતા મળવાનો સંભવ માની શકાય; માટે એ કામને માટે બે મંડળીઓ નિમાવવી જોઈએ; ૧. ગુજરાત ને કાઠીઆવાડના મોભેદાર પુરુષોની અને ૨. બંને પ્રાન્તોના વિદ્વદ્વર્ગની. પહેલી મંડળી એ કામને માટે જોઈતી રકમ એકઠી કરે અને બીજી મંડળી તેને માટે વ્યવસ્થિત યોજના ઘડી કાઢે. આ કામ આ પરિષદ્ ઉપાડી લે તો તેણે ખરૂં રચનાત્મક કાર્ય કર્યું કહેવાય. આને માટે માત્ર ઠરાવો કરી સંતુષ્ટ થવાનું નથી. તે સત્વર ને અવશ્ય અમલમાં મુકાય એવાં પગલાં ભરાય નહિ ત્યાંસુધી સંગીન કાર્ય સિદ્ધ થયલું કહેવાય નહિ.

### વડોદરાયુનિવર્સિટિઃ—

મહારાજા ગાયકવાડે પોતાના રાજ્યમાં કેળવણીના પ્રચારને માટે ઉત્તમ પગલાં ભર્યાં છે. બ્રિટિશ પ્રાન્તોમાં ફરજીઆત કેળવણી દાખલ કરવાનો વિચાર થયો તે પહેલાં મહારાજા સાહેબે પોતાના રાજ્યમાં તે દાખલ કરી હતી. વડોદરામાં ઉત્તમ પુસ્તકાલય છે. વાચનનો પ્રચાર વધારવા ફરતા પુસ્તકાલયની ઉત્કૃષ્ટ યોજના એ રાજ્યમાં છે. વડોદરામાં 'કલાભવન' જેવું વિજ્ઞાન પ્રાપ્ત કરવાનું ઉત્તમ સ્થળ છે, તેનો લાભ લેવા મુંબઈ ઇલાકાની બહારથી પણ શિષ્યો આવે છે. વડોદરાની ઇસ્પિતાલ પણ વિશાળ છે; તેમાં રેડિઅમ, એક્સ-રેઇઝ, વગેરેના પ્રયોગ માટે સુંદર વ્યવસ્થા છે અને

શારીર શાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન આપી શકે એવા વિદ્વાન્ ડાક્તરો છે. એ ઇસ્પિતાલનો લાભ લેવા ઘણા દર્દીઓ દૂરથી પણ આવે છે. રૂનાં પાકનાં બીઆગામ ને નવસારી જેવાં મોટાં સ્થળો એ રાજ્યમાં છે. એ રાજ્યમાં કચેરીમાં ને શહેરસુધરાઈખાતામાં બધું દેશી ભાષામાં ચાલે છે, એ ઘણું સ્તુત્ય છે. આ પ્રમાણે યુનિવર્સિટિ માટે સાધનસંપત્તિ પુષ્કળ છે ને પરિસ્થિતિ અનુકૂળ છે. મ્હૈસુર જેવા રાજ્યમાં પોતાની યુનિવર્સિટિ છે તો વડોદરારાજ્ય માટે વડોદરામાં જુદી યુનિવર્સિટિ હોવી ઇષ્ટ છે. મહારાજા સાહેબની સમક્ષ વ્યવસ્થિત યોજના મૂકવામાં આવે તો તેનો સત્કાર થવાનો સંભવ માની શકાય. જુદી યુનીવર્સિટિથી મહારાજા સાહેબ કેળવણીને અનેક દિશામાં જે સ્વરૂપ આપવું હશે તે આપી શકશે. વ્યાપારી કેળવણી, ઔદ્યોગિક કેળવણી, ને વિજ્ઞાનની વ્યાવહારિક કેળવણી, તેમજ ખેતીની કેળવણીથી જ્ઞાનમાર્ગમાં સર્વદેશી થશે અને સમસ્ત પ્રજાનું શ્રેય થશે. મહારાજા સાહેબે પોતાની પ્રજાના હિતને અર્થે અનેક સારી યોજનાઓ રચી છે ને સંસ્થાઓ ઉઘાડી છે તો કેળવણી જેવા અગત્યના વિષયમાં આ અગત્યનું પગલું ભરી પ્રજાનું વિશેષ કલ્યાણ તેઓ સાધશે એવી આશા આપણે રાખી શકીએ તેમાં કંઈ અજુગતું નથી.

આ બે કે બેમાંથી એક યુનિવર્સિટિ સ્થપાશે તો માતૃભાષાદ્વારા કેળવણી આપવાના વિષયનું એની મેળેજ નિરાકરણ થઈ જશે. એ વિષે આપણે કોઈની ભીખ માગવાની રહેશે નહિ.

**સાહિત્યપરિષદ્‌નું કર્તવ્યઃ—**

પહેલી સાહિત્યપરિષદ્ ઇ. સ. ૧૯૦૧માં મળી હતી. તેને લગભગ વીસ વર્ષ જેટલો લાંબો સમય થયો. છતાં વ્યાવહારિક દૃષ્ટિથી જોતાં પરિષદે બહુ ઉપયોગી કાર્ય કર્યું હોય એવું જણાતું નથી, એ બાબત આ સત્રનું ખાસ વિચારી કંઇક રચનાત્મક કાર્ય થાય એવી યોજના ઘડવી એ આ સત્રનું ખાસ કર્તવ્ય છે. વિદ્વાનોના પરસ્પર સંમીલનથી ઘણા લાભ થાય છે, એ નિર્વિવાદ છે; પરંતુ જ્યાંસુધી પરિષદ્ કંઈ સંગીન કામ કરતી નથી ત્યાંસુધી આવા સમારંભથી જનસમાજ તૃપ્ત થતો નથી. નિબંધો લખાવવાની હવે બહુ જરૂર નથી. વર્તમાનપત્રોના ખાસ અંકો તથા સારા

માસિકોમાં તેને માટે જોઈએ તેટલો અવકાશ છે. જોડણી જેવા વિષયનો પણ પરિષદ્‌થી નિર્ણય થઈ શક્યો નથી. એ વિષય ઘણો વિકટ છે ને સાક્ષરોના મતભેદને લીધે એનો નિર્ણય થઈ શકતો નથી. પરંતુ નિર્ણય કરવોજ હોય તો નજ બની શકે એમ નથી. આ વાત મેં 'ગુજરાતશાળા-પત્ર'માં તેમજ મારા 'બૃહદ્ વ્યાકરણ'માં ચર્ચી છે. ત્યાં જે માર્ગ દર્શાવ્યો છે તે માર્ગેજ નિર્ણય થઈ શકે એમ છે. વીસપચીસ વિદ્વાનોનું એક વ્યાપક મંડળ એકઠું કરવું જોઈએ, તેમાં જેમની શિષ્ટ લેખકમાં ગણના થતી હોય એવા હિંદુ, પારસી, મુસલમાન વિદ્વાનો, સારૂં ગુજરાતી જ્ઞાન ધરાવનાર પાદરીઓ, પ્રસિદ્ધિ માસિક, સાપ્તાહિક, ને દૈનિક પત્રોના તંત્રીઓ, સરકાર તરફના ને વડોદરા ને કાઠીઆવાડના બબ્બે ત્રણ ત્રણ પ્રતિનિધિઓનું વિસ્તૃત મંડળ ભેગું થવું જોઈએ. એ મંડળ બહુમતે જે નિયમો કરે તે પરિષદે માન્ય કરવા એવો નિશ્ચય પરિષદ્ કરે તો કંઈ નિકાલ આવે. હિંદુ સભ્યોમાં જુદી જુદી શૈલીના હિમાયતીના પ્રતિનિધિઓ જોઈએ. હાલ તો એ વિષયમાં અરાજકતા પ્રવર્તે છે. તરુણ લેખકો કંઈ પણ વિચાર કર્યા વિના સ્વચ્છંદે-રુચે તે માર્ગે-પ્રવર્તે છે. કોઈ બધા શબ્દો, જેના ઉચ્ચારમાં હકાર સહેજ પણ સંભળાતો હોય એવા તમામ શબ્દોમાં હકાર લખે છે; કઢંગુ લખાણ કે છાપવાની મુશ્કેલીનો તેઓ વિચાર કરતા નથી. કેટલાક અર્ધજરતીય ન્યાયને અનુસરી થોડા શબ્દોમાં હકાર લખે છે ને થોડામાં નથી લખતા. કેટલાક અત્યારસુધી હ્રસ્વ ઉ લખાતો એવા સાધારણ શબ્દો-'લખું છું. વાંચુ છું,' જેવામાં બધા ઉકાર દીર્ઘ લખે છે. ભાષાના સ્વરૂપમાં આમ અરાજકતા ચાલવાજ દેવી ઇષ્ટ નથી. છતાં, સાક્ષરો પોતાનો મત તજવા તૈયાર નજ હોય ને ઉપર દર્શાવ્યું તેવું મંડળ જે નિયમો બહુમતે રચે તેને અનુસરવા તત્પર ન હોય તો એ વિષય પડતોજ મૂકવો. કાલક્રમે જનમંડળની રુચિજ અનુસરવી પડશે ને તેજ વિજયી થશે.

**સ્થાયી મંડળ:—**

ઉપર દર્શાવેલાં જેવાં કામોનો નિકાલ કરવા સાહિત્યની વૃદ્ધિને યોગ્ય માર્ગે જે ઉત્તેજન અપાવી શકે અને જેનાં કાર્ય પ્રમાણભૂત ને વજનદાર ગણાવાથી ગ્રાહ્યજ થાય એવા સ્થાયી મંડળને સાહિત્યપરિષદે નીમવું

જોઈએ. એ મંડળ નીમવાની જરૂર માન્ય થશે તો એનું બંધારણ સહેલથી નક્કી કરી શકે એવા વ્યવહારદક્ષ અને અનુભવી પુરુષો—શ્રીયુત સર પટ્ટણી અને શ્રીયુત લલ્લુભાઈ સાહેબ જેવાની સલાહ નીચે કામ કરનારા પુરુષોની અહિં ખોટ નથી. એવા સ્થાયી મંડળના બંધારણ તથા કર્તવ્ય વિષે મારી નમ્ર સૂચના નીચે પ્રમાણે છેઃ—

**બંધારણઃ—**

સુરત, વડોદરા, અમદાવાદ, તથા મુંબઈ જેવાં શહેરોમાં ‘સાહિત્યસભા’ કે ‘સાહિત્યસંસદ’ છે. એવે સ્થળે એ સભા કે સંસદ્ અનુક્રમે ૩, ૩, ૪, ને ૬ પ્રતિનિધિ સ્થાયી મંડળ માટે નીમે. એ પ્રતિનિધિઓ સભાના કે સંસદ્‌ના સભ્ય હોવાની જરૂર નથી. નડીઆદ, ભરૂચ, ગોધરા, ને કાઠીઆવાડમાં એવી સભા હોય તો ત્યાંથી પણ શહેરોમાંથી બબ્બે પ્રતિનિધિ ને કાઠીઆવાડ પ્રાંતમાંથી ચાર પ્રતિનિધિ એ સભા નીમે. એ સ્થળોએ એવી સભા ન હોય તો અન્ય સ્થળોના પ્રતિનિધિઓનું મંડળ એ સ્થળેથી એટલા વિદ્વાનોની વરણી કરે.

એવા સ્થાયી મંડળનું કામ કરવા મન્ત્રીઓ નીમવા. બને તો એ મન્ત્રીઓ પગારદાર નીમવા. પગાર લીધા વિના કામ કરવા ઉત્સુક પુરુષો મળી આવે તો તેમની સેવા ઉપકાર સાથે સ્વીકારવી.

મંડળ ઘણુંખરૂં કામ મન્ત્રીના પત્રવ્યવહારથીજ કરે.

વર્ષમાં જે જે પુસ્તકો પ્રસિદ્ધ થયાં હોય તેમાંનાં સારાં, નોંધ લેવા લાયક પુસ્તકો કયાં છે તે વિષે મન્ત્રીઓએ સ્થાયી મંડળના સભ્યો પાસે બહુ ટૂંકું લખાણ માંગવું અને એ લખાણની બહુમતિ પ્રમાણે મન્ત્રીઓએ ટૂંકા વાર્ષિક રિપોર્ટનો ખરડો તૈયાર કરી તે એ મંડળના સભ્યોમાં ફેરવવો. તેમની સૂચના થાય તો તેનો અમલ કરી એ રિપોર્ટ પ્રસિદ્ધ કરવો.

પ્રતિવર્ષે એવો રિપોર્ટ પ્રસિદ્ધ થવો જોઈએ.

સાહિત્યપરિષદ્‌નું નવું અધિવેશન થાય ત્યાંસુધી આ સ્થાયી મંડળ ચાલુ રહે. પછી નવું મંડળ નિમાય તે નવા સત્ર સુધી જારી રહે.

સ્થાયી મંડળનું સ્થાન અમદાવાદમાં રાખવું. ત્યાં મંત્રીઓ ને કામ કરવા પ્રેમાભાઈ હૉલમાં કે અન્ય સ્થળે જગા મળી આવશે.

**સ્થાયી મંડળનું કર્તવ્યઃ—**

**૧. ઉત્તેજનને માટે ભલામણ**—સાહિત્યની ન્યૂનતા કઈ કઈ દિશામાં છે તે ઉપર દર્શાવ્યું છે. એ દિશામાં સાહિત્યસેવકો તરફથી પ્રયત્નો થાય તેમાંનો જે ઉત્તેજનને યોગ્ય હોય તેને ઉત્તેજન આપવા વાર્ષિક રિપોર્ટમાં ભલામણ કરવી. આવા મંડળનો મત વજનદાર ગણાશે. સરકારથી તેની ઉપેક્ષા કે તિરસ્કાર કરી શકાશે નહિ. દેશી રાજ્યો તેને માન્ય ગણશે. આથી લેખકને પોતાના કામમાં પ્રોત્સાહન મળશે. જન-મંડળને પણ આવા મંડળની ભલામણવાળાં પુસ્તકો વાંચવાની ઇચ્છા થશે; વાચકવર્ગમાં સારા ગ્રન્થો તરફ અભિરુચિ ઉત્પન્ન થશે અને સાહિત્યના જ્ઞાનનો પ્રચાર વધશે.

**૨. પુસ્તકપરીક્ષાકમિટિઃ બંધારણ ને કાર્યમાં ખામી**—સાહિત્યને સરકાર તરફથી જોઈએ તેવી મદદ મળતી નથી. પુસ્તકપરીક્ષા-મંડળના બંધારણમાં અને કાર્યમાં ખામીઓ છે, એમાંની થોડીક નીચે દર્શાવું છું. સ્થાયી મંડળ એ તરફ સરકારનું લક્ષ ખેંચી શકે.

**ઉત્તેજનં માટે પુસ્તકો મોકલવાની કઢંગી પદ્ધતિ**—પુસ્તકો અધિકારી તરફ મોકલવાના ગ્રન્થકારે પાળવાના નિયમો કઢંગા છે. સાધારણ રીતે પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર કરાવવાનાં પુસ્તકો જે જાતની શાળામાં—પ્રાથમિક કે માધ્યમિકમાં—તે ચલાવરાવાની ગ્રન્થકારની ઇચ્છા હોય, તે શાળાના કોઈ શિક્ષકે પોતાની ભલામણ સાથે તે પુસ્તક ઇન્સ્પેકટરને મોકલવું. પ્રતિષ્ઠિત લેખકો પોતાનાં પુસ્તક ઇન્સ્પેકટરને બારોબાર મોકલે તો તે સ્વીકારવાની તેને સત્તા છે; પરંતુ ાધારણ રીતે તેને શાળાના શિક્ષકની મારફતેજ તે પુસ્તક મોકલવાની ફરમાશ કરવામાં આવે છે. અગાઉ ગ્રન્થકાર પોતાનાં પુસ્તક બારોબાર ઇન્સ્પેકટરને કે ડિરેકટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનને મોકલી શકતો હતો. હાલનો નિયમ દેખીતોજ વિચિત્ર છે. લેખકની સ્વતંત્રતા પર ખોટો પ્રતિબન્ધ છે. સારા લેખકને પોતાના પુસ્તકની ભલામણ કરાવવા અન્ય પુરુષ મારફતે પ્રયત્ન કરવો ન ગમે એ હરકોઈ સમજી શકે એવું છે. સરકારી અમલદારોના લક્ષમાં આવી સાધારણ બાબત પણ કેમ ન આવી તે સમજી શકાતું નથી. મેં એ

નિયમ કેવો કઢંગો છે તે દર્શાવી તે તરફ પ્રિ. પ્રાંજપેનું—કેળવણીખાતાના પ્રધાનનું ધ્યાન ખેંચ્યું હતું; પરંતુ એમનો અંશે પદ્ધતિનો સમર્થક ને અંશે ઉડાઉ જવાબજ મને મળ્યો હતો. વળી આ નિયમને સરકારે જોઈએ તેવી પસિદ્ધિ આપી નથી. પરિણામ એવું આવ્યું છે કે મ્યુનિસિપલ પ્રાથમિક શિક્ષકોની તેમજ લોકલ બોર્ડના શિક્ષકોની એવી અરજી તેમના ઉપરિ અધિકારીઓ સ્કૂલ–બોર્ડના પ્રમુખે ને ડેપ્યુટિ એડયુકેશનલ ઇન્સ્પેક્ટરે ઇન્સ્પેક્ટરને રવાને કરવા ના પાડી છે. એક વખત એક એડયુકેશનલ ઇન્સ્પેક્ટરે ડિરેક્ટરને સરકારી રીતે પૂછ્યું કે તમારા નામની જે જે અરજી મારા પર આવે તે બધી તમને રવાને કરવાને હું બંધાયલો છું કે મને જે યોગ્ય લાગે તેજ હું રવાને કરી શકું, ત્યારે ડિરેક્ટરે ઇન્સ્પેક્ટરને યોગ્ય ઉત્તર આપ્યો હતો કે તમે મારા નામની દરેક અરજી મને મોકલવાને બંધાયલા છો. તમને રુચે તેવા શેરા સાથે પણ તમારે તે મોકલવીજ જોઈએ. આ નિયમ પળાતો નથી ને ઘણા અધિકારીઓ હાથ નીચેના નોકરોની પોતાના ઉપરિ અધિકારી તરફ કરેલી અરજી દબાવી રાખે છે. પ્રસંગવશાત્ આ દુર્વ્યવસ્થાની નોંધ લીધી.

**બંધારણમાં ખામી:—**

પુસ્તકપરીક્ષામંડળમાંના સભ્યો કેળવણીના અનુભવી અને સાહિત્યના જ્ઞાતા હોવા હોઈએ. અમુક અધિકારીને તે સાહિત્યનો જ્ઞાતા હોય કે ન હોય તોપણ અધિકારની રૂએજ સભ્ય નીમવો એ દેખીતુંજ ઉપહાસને પાત્ર છે. જ્યાં જ્ઞાનની જરૂર હોય ત્યાં અધિકાર શું કરી શકે? પરિણામ એવું અનિષ્ટ આવે કે અધિકારીમાં સાહિત્યનું કે ભાષાનું પૂરતું જ્ઞાન ન હોય તો તે પોતાના તાબેના માણસનો અભિપ્રાય લે. અર્થાત્, સભ્ય તરીકે અધિકારીને બદલો તેના તાબાનો માણસ કામ કરે. આ બાબત પર સરકારનું લક્ષ જતું નથી તે ખેંચવું એ આવા સ્થાયી મંડળનું કામ છે.

**અયોગ્ય અતિવિલંબ:—**

પુસ્તકો પર નિર્ણય આવતાં બહુ કાળ ન વીતે માટે સરકારે ચારેક વર્ષ થયાં નવી કમિટિ નીમી છે ને તેણે ત્રણ મહીનામાં ઓછામાં ઓછું એક વાર મળીને જલદી નિર્ણય કરવો એવો સરકારનો હુકમ છે. કોઈ

પણ પુસ્તક પર નિર્ણય આપવામાં છ માસથી વધારે વખત ન જવો જોઈએ, ને કમિટિના વધુ મત પ્રમાણે નિર્ણય આપવો એવો પણ સરકારનો નિયમ છે. છતાં સખેદ કહેવું પડે છે કે એ બધા નિયમોની કોઈ કોઈ વાર અવગણના થાય છે. નિયમ મનુષ્યમાત્રને સરખો બંધનકર્તા હોવો જોઈએ; પણ હાલ વસ્તુસ્થિતિ એવી છે કે નિયમ સાધારણ મનુષ્યને નિયામક છે, કેટલાક અધિકારીને નહિ. અધિકારી તેના પર પણ પોતાનો અધિકાર ચલાવી તેનું ઉલ્લંઘન કરી શકે છે છ માસને બદલે વરસ થવા આવે છે કે થઈ જાય છે તોપણ પુસ્તકનો નિકાલ થતો નથી.

### ઉત્તેજન નામનુંજ છેઃ—

પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થયલાં પુસ્તકોને પોતાની શાળામાં ચલાવવાની શિક્ષકોને છૂટ છે; પરંતુ હાલ વર્ષ થયાં ડિરેકટર સાહેબે એવો નિયમ કર્યો છે અમુક વિભાગની બધી સરકારી હાઇ સ્કૂલોમાં અમુક ધોરણોમાં સરખાંજ પુસ્તકો ચાલે. આમ થવાથી કેળવણીને ને સાહિત્યને કેટલી બધી હાનિ પહોંચે છે? હેડ માસ્તરોની સ્વતંત્રતા નષ્ટ થાય છે. નબળી નિશાળને ચઢીઆતી નિશાળ સાથે ખેંચાવવું પડે છે કે ચઢીઆતી નિશાળને નબળી નીચી સ્થિતિમાં ઉતરવું પડે છે; કેમકે એકજ પુસ્તકો બધી નિશાળોને સરખાં માફક આવી શકેજ નહિ. આ મંડળના બંધારણ ને કાર્યમાં સુધારો સૂચવવો એ સ્થાયી મંડળનું કામ હું સમજું છું.

### ૩. યુનિવર્સિટિના અભ્યાસક્રમમાં માતૃભાષાને સ્થાનઃ—

આપણી યુનિવર્સિટિએ માતૃભાષાને યોગ્ય સ્થાન આપ્યું નથી. માત્ર એમ. એ.ના ને બી. એ.ની પાસ પરીક્ષાના અભ્યાસક્રમમાંજ ન છૂટકે સ્થાન આપ્યું છે. બીજી ભાષાની સાથે માતૃભાષાને દરેક પરીક્ષામાં સ્થાન જોઈએ. તેને માટે બીજી ભાષાનો અભ્યાસક્રમ અંશે ઓછો કરાય કે વિદ્યાર્થીના શિર પર બોજો ન પડે. માતૃભાષાના સારા જ્ઞાન વગર તે પર પ્રેમવૃત્તિનો ઉદ્‌ભવ ને વિકાસ થયા વિના પદવીધરો પોતાના ઊંચા જ્ઞાનનું સંક્રમણ જનસમાજના પ્રાકૃત માણસોમાં કરી શકતા નથી; આથી જ્ઞાનનો પ્રચાર અટકે છે ને માતૃભાષાનો વિકાસ પણ હ્રાસ પામે છે.

માતૃભાષાને સ્થાન આપવામાં વિરોધીઓ એવો વાંધો ઉઠાવે છે કે દેશી ભાષામાં યોગ્ય ને ક્રમિક સાહિત્ય નથી. ઉપર દર્શાવ્યા પ્રમાણે એ વાંધો છેક અસત્ય નથી. પણ મનુષ્યને જરૂરીઆત પડે છે એટલે કાર્ય કરવાની શક્તિ ને ઉત્સાહ ઉત્પન્ન થાય છે એ સૂત્રનું વિસ્મરણ થવું યુક્ત નથી.

આ વિષય પર યુનિવર્સિટિનું લક્ષ ખેંચવું એ સ્થાયી મંડળનું કર્તવ્ય થશે. પરિષદ્ પણ એ બાબતનો ઠરાવ કરી શકે.

**માતૃભાષામાં કેળવણી:—**

વિદેશીય કેળવણી વિદેશી ભાષાદ્વારા આપવાની સૃષ્ટિક્રમથી વિરુદ્ધ પદ્ધતિ આપણાજ દેશમાં છે. મનુષ્યમાત્ર પોતાની માતૃભાષામાંજ વિચાર કરે છે, પર ભાષામાં કરતો નથી. આપણા દેશમાં વિપરીત પદ્ધતિ ચાલે છે. તેથી નીચે દર્શાવેલા ગેરલાભ થાય છે:—

૧. જ્ઞાન સંગીન થતું નથી.

૨. સ્મરણશક્તિ પર નિરર્થક ભાર પડે છે.

મારી હાઇ સ્કૂલની નોકરી દરમ્યાન પાંચમા ધોરણમાં એડિથ થૉમ્સન-કૃત ઈંગ્લંડનો ઇતિહાસ એ પાઠ્ય પુસ્તક હતું. ધોરણ માટે એની ભાષા અઘરી પડે એમ છે. શિક્ષણ તેમજ પરીક્ષા અંગ્રેજી ભાષામાં હોવાથી મને યાદ છે કે એક શિક્ષક વિદ્યાર્થીઓ પાસે જુદા જુદા પરિચ્છેદો મોંએજ કરાવતો અને પરિચ્છેદનું મથાળું બોલી તેમની પાસે બધો પરિચ્છેદ મોંએ બોલાવતો. વળી Feudal System વિષે શિષ્યો ગોખેલું લખી કાઢે ને Feudal System એટલે શું એમ પૂછીએ તો એ જમીનને લગતો ધારો હતો એટલું પણ જાણે નહિ એ કેવું ઉપહસનીય છે! આ પ્રમાણે વિદેશીય ભાષામાં શિખવવાથી માત્ર સ્મરણશક્તિ પરજ નકામો બોજો પડે છે.

૩. સંસ્કૃત ભાષાનું જ્ઞાન માતૃભાષાદ્વારા સહેલાઇથી આપી શકાય છે. ઘણા શબ્દો બંને ભાષામાં સામાન્ય હોય છે. ગુજરાતી ભાષાનું વ્યાકરણ શિખવાતું નથી એ શોચનીય છે. એ જો વિદ્યાર્થી બરાબર શીખ્યો હોય તો સંધિ, સમાસ, ને તદ્ધિત ને કૃત્પ્રત્યયોનું જ્ઞાન તેને સંસ્કૃત ભાષાનું વ્યાકરણ શીખવામાં ઘણું ઉપકારક થાય.

એક એવો પૂર્વપક્ષ ઉઠાવવામાં આવે છે કે વિષયોનું જ્ઞાન માતૃભાષા-દ્વારા આપવાથી વિદ્યાર્થીનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન ઘણું નબળું થશે. પરંતુ એ પૂર્વપક્ષ ખોટો છે. માતૃભાષાદ્વારા અગાઉ કહ્યું તેમ વિષયોનું જ્ઞાન સુગમ ને સંગીન થશે, સ્મરણશક્તિ પર નકામો બોજો અટકશે, અને થોડા વખતમાં વધારે સારૂં જ્ઞાન મળશે. આમ કરવાથી જે સમય બચશે તેનો ઉપયોગ અંગ્રેજી ભાષાનું સંગીન જ્ઞાન આપવામાં કરી શકાશે. આથી અંગ્રેજી ભાષાના અભ્યાસને ગેરલાભ થવાને બદલે ઘણો લાભ થશે.

લોકોની માગણી ઉપરથી સરકારનું લક્ષ એ તરફ ગયું છે. સંસ્કૃત ને ઇતિહાસ જેવા વિષયો માતૃભાષાદ્વારા શિખવવા મંડાયા છે. 'સ્કૂલ-લીવિંગ પરીક્ષા'માં એ વિષયોની પરીક્ષા માતૃભાષામાં પણ લેવી એવી સરકારની ઇચ્છા છે; પણ યુનિવર્સિટિને ખરચ વધારે પડવાથી તે એ યોજના અમલમાં મૂકતી નથી.

હમણાં આપણી યુનિવર્સિટિ કોઈ પણ પ્રકારના સુધારા કરવા તરફ દુર્લક્ષ રહે છે. લાંબા સમયના પડેલા ચીલામાંજ પોતાનો માર્ગ લે છે, ચીલાથી સહેજ પણ બહાર નીકળવાની પ્રવૃત્તિ તેને ઇષ્ટ નથી.

## પ્રાથમિક શિક્ષકોની ટ્રેનિંગ સંસ્થાની દુર્દશા:—

સરકારે એક તરફ કેળવણી ફરજીઆત કરી છે અને તેમ કરી જનમંડળ પર મોટો ઉપકાર કર્યો છે ત્યારે બીજી તરફ તેણે ટ્રેનિંગ સંસ્થામાં ઘટારો કરી પ્રાથમિક કેળવણીની દુર્દશા કરી છે. સરકાર એમ માનતી જણાય છે કે ટ્રેનિંગ સંસ્થાનાં ત્રણ વર્ષના અભ્યાસક્રમમાં માત્ર પહેલા વર્ષની કેળવણીજ બસ છે. અત્યારસુધી પહેલા વર્ષમાં પાસ થયલા શિષ્યો કૉલેજ છોડી જતા રહ્યા હોય તો તે ટ્રેન્ડ ગણાતાજ નહિ. બીજું ને ત્રીજું વર્ષ પસાર કર્યું હોય તેજ ટ્રેન્ડ ગણાતા; અને એજ વાસ્તવિક હતું; કારણ કે પહેલા વર્ષના અભ્યાસક્રમમાં વિદ્યાર્થીઓને બહુધા જે શીખી ગયા હોય તેનું પુનરાવર્તનજ કરવાનું હોય છે. અગાઉ તો સંસ્કૃત ને અક્ષરગણિત એ બે વિષયો નવા હતા; હવે તો તે પણ કાઢી નાંખ્યા છે. આવી અપૂર્ણ કેળવણી મેળવેલાને ટ્રેન્ડ કહી પ્રાથમિક શાળાનું શિક્ષણ તેમને સોંપવું એ દેખીતુંજ અનેક રીતે શિષ્યને તેમજ શિક્ષકને બંનેને

હાનિકારક છે. પ્રાથમિક શાળાનાં નીચલાં ધોરણો શિખવવા સરકારને સારા કેળવાયલા શિક્ષકોની જરૂર ન હોય તો અંગ્રેજી નિશાળોમાં નીચેનાં ધોરણો શિખવવા મોટા પગાર આપી પદવીધરોને રાખવાનું શું કામ છે?

બીજા ને ત્રીજા વર્ષની કેળવણી આપી તેમને પગાર આપવો સરકારને ભારે પડે છે, તો મોટા અધિકારીઓને મોટા પગાર આપવા કેમ ભારે પડતા નથી? મોંઘવારીનો ભાર થોડા પગારવાળાને કે મોટા પગારવાળાને અસહ્ય છે? સરકારે પગાર વધારવામાં નીચેના નોકરોના પગાર વધારવાની શરૂઆત કરી ઉપલા અધિકારી સુધી જવાને બદલે વિપરીત માર્ગ લીધો છે; અને એવી મોટી ભૂલ કરી હવે પૈસાની ભીડ પડવાથી પ્રાથમિક કેળવણીનું મોટું અકલ્યાણ કર્યું છે.

સંસ્કૃત, ફારસી, એ બીજી ભાષા ને અક્ષરગણિતને અભ્યાસક્રમમાંથી કમી કરતી વખત સરકારે વિચાર કર્યો નહિ કે પચાસ વર્ષ થયાં–જ્યારથી એ સંસ્થા સ્થપાઈ ત્યારથી–એ વિષયો શિખવાય છે તો તેને કાઢી નાંખતા પહેલાં પોતાના અધિકારી સિવાય અન્ય અનુભવી પુરુષોનો અભિપ્રાય લેવો જોઈએ. પરંતુ તે લીધો નહિ ને પ્રાથમિક શિક્ષકોની પોતાની તેમજ જનમંડળની ફરિયાદ પર લક્ષ આપ્યું નહિ ને હવે પાંચેક વર્ષને અન્તે ઠરાવ બહાર પાડી સરકારને પોતાની ભૂલ કબૂલ કરવી પડી છે કે ત્રીજું વર્ષ અગાઉ કરતાં નબળું થયું છે. તેનાં કારણોમાં સંકૃત ને અક્ષરગણિતના વિષયો કરવામાં આવ્યા છે એ પણ છે.

સ્થાયી મંડળ આવી સરકારની ભૂલો તરફ તેનું લક્ષ ખેંચી શકે અને એ મંડળ મેં દર્શાવેલે માર્ગે કામ કરશે તો એનું લખાણ પ્રમાણભૂત ગણાશે ને સરકારને ને યુનિવર્સિટિને તે માન્ય કરવું પડશે એમ હું ધારૂં છું.

**સ્કૂલ–લીવિંગ પરીક્ષાઃ—**

આ પરીક્ષાના બે વિભાગ છે; ૧. મૅટ્રિકયુલેશન અને ૨. સ્કૂલ ફાઈનલ. એમાંની પહેલી પરીક્ષા એ યુનિવર્સિટિ કેળવણીનું પ્રવેશદ્વાર છે ને બાજી સરકારી નોકરીનું. પહેલી પરીક્ષામાં દેશી ભાષા ને વિજ્ઞાન જેવા અગત્યના વિષયોની પરીક્ષા લેવાનું કામ યુનિવર્સિટિએ છોડી દીધું

છે. તેને બદલે તે હેડ–માસ્તરોના ઉમેદવારને આપેલા પ્રમાણપત્રથીજ સંતુષ્ટ થાય છે. આ પદ્ધતિ ઘણીજ વાંધાભરેલી છે, તેનાં કારણો નીચે દર્શાવ્યાં છે.

૧. આ અગત્યના વિષયો બરાબર શિખવાતા નથી.

૨. મૅટ્રિક્યુલેશનમાં પ્રતિવર્ષ જેટલા ઉમેદવારો હોય છે તેમાંના તૃતીયાંશ કે ચતુર્થાંશ પરીક્ષામાંથી ઉત્તીર્ણ થાય છે; પરંતુ નાસીપાસ થયલા બધા ઉમેદવારોએ વિજ્ઞાન ને માતૃભાષા તથા ભૂગોળના વિષયમાં પ્રમાણપત્ર મેળવેલાં હોય છે. આનો અર્થ દેખીતો એજ છે કે હેડ–માસ્તરો એ વિષયનાં પ્રમાણપત્ર આપવામાં ઘણા ઉદાર છે.

૩. માતૃભાષાની કેળવણી ને સાહિત્યની પ્રગતિ અને પ્રસાર માટે જનમંડળ ચારે તરફથી પોકાર કરી રહ્યું છે તેવે પ્રસંગે એ ઉપયોગી વિષયના શિક્ષણ પર યુનિવર્સિટિએ દુર્લક્ષ રહેવું યુક્ત નથી.

૪. વિજ્ઞાનનો વિષય સરકારે છેક નીચલાં ધોરણોમાં પણ દાખલ કર્યો છે. શાળાઓની પ્રયોગશાળામાં સંપૂર્ણ ને નવા પ્રકારનાં સાહિત્યો છે કે નહિ તેને માટે સરકાર પોતાના એ ખાતાના ઇન્સ્પેક્ટર મારફત તપાસ રાખે છે. આવી સ્થિતિમાં છેક ઉપલા ધોરણમાં એ વિષયના શિક્ષણ તરફ યુનિવર્સિટિ આટલી બધી બેદરકાર રહે છે એ તે પોતાના કર્તવ્યમાંથી ભ્રષ્ટ થાય છે.

૫. અમુક વિષયોમાં પ્રમાણપત્રથી ચલાવી લેવું અને અમુક વિષયોની પરીક્ષા લેવી, એથી એટલુંજ સિદ્ધ થાય છે કે જે વિષયોમાં તે પ્રમાણપત્ર સ્વીકારે છે તે વિષયોને તે બીજા વિષયોથી હલકા ગણે છે.

આ વાંધાભરેલી પદ્ધતિ કાઢી નાંખી એ વિષયોમાં પરીક્ષા શરૂ કરે કે શિક્ષણમાં સુધારો થાય, એ બાબત યુનિવર્સિટિના લક્ષમાં લાવવી એ આ સ્થાયી મંડળનું કર્તવ્ય છે. પરિષદ્ પણ આ વિષયનો ઠરાવ કરી શકે.

શાળાઓના અભ્યાસક્રમમાં પણ સુધારાનો પુષ્કળ અવકાશ છે. દરેક શિષ્યે કોઈ પણ પ્રકારની શારીરિક કસરત લેવીજ જોઈએ, તે માટે એ વિષયને અભ્યાસક્રમમાં સ્થાન જોઈએ. તેમજ ગાયન જેવા વિષયને અભ્યાસક્રમમાં સ્થાન નથી તે અપાવવું, અને પરીક્ષાના પ્રશ્નપત્રને અનુ-

સરીને શાળામાં શિક્ષણ ઘડાઈ વ્યુત્પત્તિ અને વ્યાકરણ જેવા અગત્યના વિષયોના પ્રશ્નો પુછાતા બંધ થયાને લીધે એ વિષયના શિક્ષણનો પણ શાળાએ બહિષ્કાર કર્યો છે તે વાત સરકારના કે યુનિવર્સિટિના લક્ષમાં પણ કદાચ નહિ હોય, તે લક્ષમાં લાવવી, એ આ સ્થાયી મંડળનું કર્તવ્ય થશે.

વળી કેળવણી એકદેશી છે, તેને વિવિધ દિશામાં ફેરવવાની જરૂર છે. ઔદ્યોગિક ને વૈજ્ઞાનિક કેળવણીની હાલ દેશમાં આવશ્યકતા છે—આ અને બીજા અનેક કેળવણીને ને સાહિત્યને લગતા કૂટ પ્રશ્નોનું નિરાકરણ કરવા સ્થાયી મંડળની જરૂર છે.

ઉપસંહાર:—

ગૃહસ્થો, આપણા સાહિત્યની પૂર્વ દશાનું અને આધુનિક દશાનું તેમજ તેમાં શી શી અપેક્ષા છે તેનું અને માત્ર સંભાષણો ને વાદ કરવાને બદલે કે નિબંધોના વાચનથી તૃપ્ત થવાને બદલે રચનાત્મક કાર્ય કેવી રીતે થઈ શકે તેનું પણ યથામતિ તમને સૂચન કર્યું. કાર્ય કરવું. પછી તે સુધરશે. દુનિયામાં માનવ કૃત્યમાં સંપૂર્ણતા ક્યાંથી હોય ? જૉન રસ્કિને ખરૂં કહ્યું છે કે મનુષ્ય યન્ત્ર જેવી સંપૂર્ણતાથી કામ કરી શકેજ નહિ. તેના હાથનાં આંગળાં યન્ત્રના જેવું અને પગ દાન્તાવાળા ચક્ર જેવું ચોકસ કામ કરી શકતાં હોય તો પછી મનુષ્યમાં મનુષ્યત્વ નહિ, દેવત્વ છે. શારીરિક કાર્યમાં જે નિયમ પ્રવર્તે છે તે માનસિક કાર્યમાં પણ પ્રવર્તેજ છે.

અન્તે, તરુણ સાહિત્યરસિકોને બે બોલ કહેવા અવશિષ્ટ રહે છે. બંધુઓ, ગુજરાતી સાહિત્યનું ભવિષ્ય તમારાજ હાથમાં છે. તમે એ સાહિત્યનો પ્રાણ છો, તમેજ એનો આત્મા છો. તમારા પ્રયત્ન પરજ એના શ્રેયનો ને ભાવી કલ્યાણનો બધો આધાર છે. તમારી પૂર્વના લેખકોએ જે જ્ઞાનપ્રદીપ પ્રગટાવ્યો છે તેની જ્યોતને ઝગઝગતી કરો, તેનો પ્રકાશ ચારે તરફ ફેલાવો, અને સાહિત્યક્ષેત્રનો સર્વ પ્રદેશ એવો તો પ્રકાશમય બનાવો કે અન્ય સાહિત્યક્ષેત્રમાં વિચરનારને તે આદર્શભૂત થાય.

---

# પરિશિષ્ટ ૨જું

## 'શાળાપત્ર'ની જ્યુબિલિનો ખાસ અંક

### 'શાળાપત્ર'ના ગત પચાસ વર્ષનો સંક્ષિપ્ત હેવાલ

'ગુજરાત શાળાપત્ર'નું આ *૫૦મું વર્ષ છે. કોઈ પણ સંસ્થા કે વર્તમાનપત્રનું એટલું લાંબુ જીવન થવું એ મોટા ભાગ્યની નિશાની છે ને એ પ્રસંગને પાશ્ચાત્ય દેશોમાં ઘણો માંગલિક ગણવામાં આવે છે. આવા માંગલિક પ્રસંગને અંગ્રેજીમાં 'જ્યુબિલિ' કહે છે; ને તે મોટા સમારંભથી ઉજવવામાં આવે છે.

વિચાર કરતાં આ પત્રનો આ પાંચાશદ્વાર્ષિક ઉત્સવ ઉજવવાનો ઉત્તમ પ્રકાર અમને એ લાગ્યો કે એ વર્ષમાં એક ખાસ અંક કાઢવો ને તે 'શાળાપત્ર'ના ગ્રાહકોને મફત વહેંચવો. એ અંકમાં 'ગુજરાત શાળાપત્રે' પચાસ વર્ષમાં જે કંઈ વાચકવર્ગની સેવા બજાવી હોય તેનો નિર્દેશ કરવો અને ગુજરાતી ભાષાના પ્રતિષ્ઠિત લેખકો પાસે કેળવણી તથા પ્રાકૃતિક વિદ્યાના વિષયો પર લેખો મંગાવી છાપવા. એવો ઉદ્દેશ મનમાં રાખી આ અંકની યોજના કરી છે.

**'શાળાપત્ર'નો ઉદ્દેશ**—શિક્ષકવર્ગના જ્ઞાનમાં વૃદ્ધિ કરવી, તેમનામાં કર્તવ્યનિષ્ઠા પ્રેરવી, શિક્ષણપદ્ધતિ તેમજ શિખવવાના વિષયો સંબંધી પ્રસંગે શિષ્યશિક્ષક વચ્ચે કેવો સંબંધ હોવો જોઈએ, ઉત્તમ પ્રતિનું શિક્ષણ ને અનુકરણીય આચાર તથા જ્ઞાનવાળા શિક્ષકોનો ઉચ્ચતમ આદર્શ કેવાં જોઈએ, બાલસ્વભાવ કેવો હોય છે, તેનું નિરીક્ષણ કેવી રીતે કરવું, અધિકારીને અનુસારી શિક્ષણ શા માટે જોઈએ, શિક્ષણ ક્રમિક કરવાની શી જરૂર છે, શિક્ષકના આચાર, વિચાર, નીતિ, ને ન્યાયબુદ્ધિ શા માટે અનુકરણીય હોવાં જોઈએ, ઉત્તમ શિક્ષણ ને આદર્શભૂત શિક્ષકો પર આગામિની પ્રજાનો અભ્યુદય કેવી રીતે રહેલો છે, જ્ઞાન ને વિદ્યાના વિષયમાં કાલક્રમે જે જે સંશોધન ને અભિવૃદ્ધિ થાય તેથી શિક્ષકે શા માટે વાકેફ રહેવું જોઈએ, બહુશ્રુતપણાની શિક્ષણમાં શી અવશ્યકતા છે,

* વર્ષ સને ૧૯૧૧.

દરેક શિષ્યની વૃત્તિ, ગુણદોષ, વગેરેની શિક્ષકને શા માટે માહીતી હોવી જોઈએ, તેનામાં વિવેચકશક્તિ ને સમાનભાવ તથા સમાનદૃષ્ટિ ને પ્રેમની શી જરૂર છે એ વગેરે વિષયોનું નિરૂપણ કરવું એ આ પત્રનો ઉદ્દેશ છે. આ ઉપરથી સમજાશે કે શિક્ષકવર્ગને શિક્ષણ ને પદ્ધતિ એ બેનુંજ જ્ઞાન આપવું એવી સંકુચિત મર્યાદા આ પત્રની નથી. ભાષા ને સાહિત્ય તેમજ પ્રાકૃતિક વિદ્યા સંબંધીની નવીન શોધોને લગતા વિષયો પણ એ પત્રમાં ચર્ચાય છે ને તેનો હેતુ શિક્ષકની દૃષ્ટિ વિસ્તૃત કરવાનો ને તેમનામાં બહુ-શ્રુતપણું લાવવાનો છે. ભાષા, સાહિત્ય, ને પ્રાકૃતિક વિદ્યાના વિષયો આ રીતે વારંવાર અનેક દૃષ્ટિથી ને જુદા તન્ત્રીઓના સમયમાં જુદી જુદી રીતે ચર્ચાવવાથી આ માસિક માત્ર શિક્ષકનેજ ઉપયોગી છે એમ નહિ, પણ સામાન્ય વર્ગને તેમજ સાહિત્ય ને જ્ઞાનના અભિલાષી, શુદ્ધ ને સંસ્કારી લેખની જેને અપેક્ષા છે તે સર્વને એ અનેક રીતે ઉપયોગી છે. ઉપર લખેલા વિષયો જુદા જુદા તન્ત્રીઓના સમયમાં કેવી રીતે ચર્ચાયા છે તે નીચે આપેલી ઇતિહાસમાં સમાવેલી યાદીથી સ્પષ્ટ સમજાશે.

નીચેના કોઠામાં આ પત્રના અધિપતિનાં નામ તથા સાલ આપ્યાં છેઃ—

| અધિપતિનાં નામ | સાલ |
|---|---|
| રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ. | જુલાઈ ૧૮૬૨થી એપ્રિલ ૧૮૭૦ સુધી. |
| રા. સા. નવલરામ લક્ષ્મીરામ. | મે ૧૮૭૦ થી ઑગસ્ટ ૧૮૮૮ સુધી. |
| રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ. | સપ્ટેંબર ૧૮૮૮થી જુન ૧૮૯૧ સુધી. |
| રા. સા. માધવલાલ હરિલાલ દેસાઈ. | જુલાઈ ૧૮૯૧થી જુલાઈ ૧૯૦૨ સુધી. |
| રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. | ઑગસ્ટ ૧૯૦૨થી અદ્યપર્યન્ત. |

પત્રના કદમાં નીચે પ્રમાણે વધારો થયો છેઃ—

| | |
|---|---|
| ઇ. સ. ૧૮૬૨થી ૧૮૬૯ સુધી. | ૨૪ પાનાં. |
| ઇ. સ. ૧૮૭૦થી ૧૮૭૬ ,, | ૧૬ ,, |
| ઇ. સ. ૧૮૭૭થી ૧૮૯૧ ,, | ૨૪ ,, |
| ઇ. સ. ૧૮૯૨થી ૧૯૦૯ ,, | ૩૨ પાનાં. |
| ઇ. સ. ૧૯૧૦થી અદ્યપર્યન્ત | ૪૦ ,, |

તન્ત્રીને માસિક ચલાવવામાં મદદ કરનાર ઉપતન્ત્રીનાં નામ તથા સાલ નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| રા. રા. બળવન્તરામ મહાદેવરામ. | સપ્ટેંબર ૧૮૮૭થી જુન ૧૮૯૩ સુધી. |
| રા. રા. મનસુખલાલ દેવચંદ શાહ. | જુન ૧૮૯૩થી ૧૫મી સપ્ટેં. ૧૮૯૯સુધી. |
| રા. રા. જેચંદ કુબેરદાસ દલાલ. | સપ્ટેં. ૧૫મી ૧૮૯૯થી જુન ૧૯૦૪સુધી. |
| રા. રા. અમીધર રણછોડજી દેસાઈ. | જુલાઈ ૧૯૦૪થી ફેબ્રુ. ૧૯૦૮ સુધી. |
| રા. રા. ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ. | માર્ચ ૧૯૦૮થી ફેબ્રુ. ૧૯૧૧ સુધી. |
| રા.રા.મનમોહનદાસદલપતરામદલાલ. | માર્ચ ૧૯૧૧થી ચાલુ. |

**પચાસ વર્ષનો ઇતિહાસ**—આ માસિક પત્ર ૧૮૬૨ના જુલાઈ માસથી શિલાલેખમાં પ્રગટ થવા માંડયું. પ્રથમ તન્ત્રી સ્વર્ગસ્થ રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ હતા. જુલાઈ, ઑગસ્ટ, ને સપ્ટેંબરના પહેલા ત્રણ અંકો એકંદર ૪૮ પાનાંના ભેગા નીકળ્યા હતા. પછીના અંકો દરેક માસે નીકળ્યા છે; ને તે દરેકમાં પૃષ્ઠની સંખ્યા ૨૪ છે. ઇ. સ. ૧૮૬૪ની સાલથી અનુક્રમણિકા બે ખાનામાં, એકમાં અંગ્રેજીમાં ને બીજામાં ગુજરાતીમાં, છપાવા માંડી; પણ પત્ર તો શિલાલેખમાંજ છપાતું. ઇ. સ. ૧૮૬૪ના નવેંબર માસથી અનુક્રમણિકા (અંગ્રેજી ને ગુજરાતી બે ખાનામાં) તેમજ આખું પત્ર છપાવવા માંડયું. ઇ. સ. ૧૮૭૦ના અંક ૩–૪માં રા. સા. મહીપતરામભાઈએ 'છેલ્લી સલામ' એવો લેખ લખી પત્ર સાથેનો પોતાનો સંબંધ તોડયો. આ પ્રમાણે 'શાળાપત્ર'નું તન્ત્રીપણું ઇ. સ. ૧૮૬૨ના જુલાઈથી ઇ. સ. ૧૮૭૦ના એપ્રિલ સુધી તેમના હાથમાં રહ્યું. તેઓ લખે છે કે 'આ ચોપાનીઆના જન્મથી, એટલે સને ૧૮૬૨થી, તે આજ સુધી મેં એના એડિટરનું કામ પરમાર્થે મફત ચલાવ્યું......જે શ્રમ, સંભાળ વગેરે આ કામને લગાડવાં જોઈએ તે હવેથી મારાથી લગાડી શકાશે નહિ એવું બનવાથી મેં એ છોડી દીધું છે......આ ચોપાનીઆના એડિટરનું કામ આજમ **નવલરામ લક્ષ્મીરામ**ને આપવામાં આવ્યું છે, માટે એ સંબંધી તમામ કાગળપત્રો હવેથી તેમના ઉપર મોકલવા. એમને **અમદાવાદ ટ્રેનિંગ કૉલેજ**ના વાઇસ પ્રિન્સિપાલ નીમ્યા છે, પરંતુ આ કામને એ કૉલેજ જોડે હવેથી કશો સંબંધ રાખ્યો નથી.

રા. સા. મહીપતરામભાઈના વખતમાં ઇ. સ. ૧૮૬૨ થી ૧૮૭૦ સુધી જે જે વિષયો 'શાળાપત્ર'માં ચર્ચાયા છે તેનું વિષયવાર વર્ગીકરણ નીચે દર્શાવ્યું છે.

**શિક્ષણશાસ્ત્ર-નિશાળપદ્ધતિ** (આ વિષય પહેલા પુસ્તકથી તે બીજા પુસ્તકના ત્રીજા અંક સુધી ચાલેલો જણાય છે. એકંદર તેના ૧૫ આંક છે).

**ભાષા તથા વ્યાકરણ.**

| | |
|---|---|
| આર્ય ભાષાઓ તથા તે બોલનારા લોકો. | સારૂં ગુજરાતી કોને કહેવું. |
| સાતમી ચોપડીની કવિતા-અર્થ. | ગૂર્જરી ભાષા. |
| ભાષા અને શબ્દ. | જોડણીના નિયમ. |
| દુનીઆની ભાષા. | સાધારણ વ્યાકરણ. |
| શબ્દોનાં મૂળ. | ગુજરાતી ભાષાની જોડણીના નિયમ. |
| ગુજરાતી ભાષાનું વ્યાકરણ. | સંસ્કૃત વ્યાકરણ. પદચ્છેદ. |

આમાંના કેટલાક લેખ શાસ્ત્રી વ્રજલાલના છે. વ્યાકરણનો વિષય રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળાનો લખેલો છે. તેના સંબંધમાં ટીકારૂપે સુરત ટ્રેનિંગ સ્કૂલમાંથી પણ લખાયલા કેટલાક લેખ છે. 'જોડણી'ના મથાળા નીચે પ્રથમ ગ્રન્થથી છઠ્ઠા ગ્રન્થ સુધીમાં સાધારણ ગુજરાતી શબ્દોની જોડણી આપી છે. એમાં 'અગન્યાસ્ત્ર', 'અદ્દ્ભૂત', 'અક્ષાંસ', 'આર્શિવાદ', 'ઉપજીવીકા', 'ઉલંઘન', 'હીમ', 'સુશોભીત' જેવા શબ્દો હોય તેમાં કંઈ નવાઈ જેવું નથી.

ગુજરાતી ભાષાની જોડણીના નિયમ ૭મા પુસ્તકમાં ૧૨મા અંકમાં આપ્યા છે. તેમાં લખ્યું છે કે 'પ્રથમ જોડણીના નિયમ ઇ. સ. ૧૮૫૯માં અમદાવાદની કમિટિએ ઠરાવ્યા હતા તે જોઈ જવા અને તેઓમાં જે સુધારો કરવો દુરસ્ત લાગે તે કરવો.' કમિટિના મેંબરોમાં નામ નીચે પ્રમાણે હતાં.

| | |
|---|---|
| T. C. HOPE | I. B. CURTIS |
| મોહનલાલ રણછોડદાસ. | મહીપતરામ રૂપરામ. |
| નંદશંકર તુળજાશંકર. | |

'કમિટિએ નીચે લખેલા અનુભવી વિદ્વાનોને પોતાની મદદે આવવાની વિનંતિ કીધી અને તેઓ આવ્યા.

| | |
|---|---|
| ૧ મહેતાજી દુર્ગારામ મંછારામ. | ૨ કવિ નર્મદાશંકર લાલશંકર. |
| ૩ કવિ દલપતરામ ડાહ્યાભાઈ. | ૪ શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ. |

એ નિયમોમાં ને પાછળથી કૉવર્ન્ટન સાહેબની કમિટિએ કરેલા નિયમોમાં થોડોજ ફેરફાર છે.

૩ ' શુદ્ધ સંસ્કૃત કે ફારસી શબ્દ આવે તો તેને અસલ નિયમ પ્રમાણે લખવા ' ઇ. સ. ૧૮૬૮ની કમિટિયો નિયમ.

૧ ' શુદ્ધ સંસ્કૃત શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કાયમ રાખવી ' ઇ. સ. ૧૯૦૪ની કમિટિનો નિયમ.

૮ જૂ, લૂ વગેરે ઉકારાંત એકાક્ષરી શબ્દોમાં અંત્ય સ્વર દીર્ઘ છે. બે અક્ષરના શબ્દોમાં ઉકાર પછીનો અક્ષર હ્રસ્વ હોય તો તે ઉકાર દીર્ઘ છે; જેમ ફૂટ, દૂધ, ધૂળ, ચૂક, મૂક, ખૂબ, ઇત્યાદિ. તેમજ ઉકાર પછીનો અક્ષર દીર્ઘ હોય ત્યાં પણ એજ નિયમ ઘણું કરીને લાગે છે; જેમ ચૂનો, ખૂણો, ઇત્યાદિ......એથી વધારે અક્ષરોના શબ્દોમાં પહેલા અથવા વચમાંના ઉકારની પછીનો અક્ષર હસ્વ હોય તો તે દીર્ઘ કરવો અને જો તે અક્ષર દીર્ઘ હોય તો તે ઉ હ્રસ્વ લખવો; જેમ કૂબડો; ફૂટડો, ખુશાલ વગેરે.'

મિ. કૉવર્ન્ટનની કમિટિના ઇ ને ઉ ના નિયમો કરતાં ઉપલો ઉ નો નિયમ (ઇ નો પણ તેવોજ છે) તેમજ ઇ નો નિયમ વધારે સરળ ને યુક્ત છે એ હરકોઈને માલમ પડશે.

' શબ્દોનાં મૂળ ' એ મથાળા નીચે ફારસી ને અરબી ભાષામાંથી નીકળેલા શબ્દોની ટીપ આપી છે.

' સંસ્કૃત વ્યાકરણ 'ના લેખમાં ડૉ. મૅકસમ્યૂલરના વ્યાકરણમાંથી વર્ણવિચાર ને સંધિનું વિવેચન છે.

' સાધારણ વ્યાકરણ 'નો વિષય ૬ ઠ્ઠા પુસ્તકમાં શરૂ થાય છે. વ્યાકરણના અસાધારણ, સાન્વય, ને સાધારણ એમ ત્રણ પ્રકાર પાડ્યા છે, એક ભાષાનું વ્યાકરણ તે અસાધારણ, જેમાં ભાષાઓનો મુકાબલો કરેલો એવું તે સાન્વય, અને દુનીઆની જાણીતી બધી ભાષાઓને લાગુ પડતી બાબતો બતાવનાર વ્યાકરણ તે સાધારણ. આમાં ભાષાશાસ્ત્રના કેટલાક નિયમો દર્શાવ્યા છે.

' જોડણીના નિયમો ' ના વિષયમાં જોડણી વિષે કેટલીક ચર્ચા છે.

ગણિત ને પદાર્થ વિજ્ઞાનના વિષયમાં નીચે લખેલા વિષયો ઉપર લેખ છે.

આમાં ગણિતવિષય રા. બ. લાલશંકર ઉમીયાશંકર ત્રિવેદીના લખેલા છે.

રાગ પરજ ( વિધવાનું ચૂડીકર્મ ને મસ્તકમુંડન ).
લલિત ( વિધવાનું દુઃખ ).
સીતાનો કાગળ.
વિધવા અભણ સ્ત્રીનો વિલાપ.
એક બુઢ્ઢા ધણી સાથે પરણેલી રાંડેલી સ્ત્રીનો વિલાપ.
એક રાજાની આંખ ઉઘડી.
એક કજોડાવાળી સ્ત્રીનો વિલાપ.
વિધવાકષ્ટ.
એક બાળવિધવાના દુઃખનો પોકાર.
કજોડાવાળી સ્ત્રીનો વિલાપ.
ધ્રાંગધ્રાના રાજાનો સ્વર્ગવાસ.

કવિતાના વિષયમાં ' સર્વોપરિ કવિતા ' ના મથાળા નીચે પ્રેમાનન્દને ઉત્તમ પદ આપવું કે સામળભટને એ વિષયની ચર્ચા ૩જા પુસ્તકમાં છે. ' શાળાપત્રે ' પ્રેમાનન્દને પ્રથમ પદ આપ્યું છે ને ' બુદ્ધિપ્રકાશે ' સામળભટને. વળી એજ પુસ્તકમાં ' કવિતા વિષે ' ને ' ઝડઝમક ' વિષે લેખો છે. એમાં નીચેનું વાક્ય મનન કરવા યોગ્ય છેઃ—

થોડા દિવસ ઉપર પ્રખ્યાત ડાક્ટર હાઉગ સાહેબ અમારી વર્નાક્યુલર કોલેજમાં પધાર્યા હતા, તે વેળા તેમણે ત્યાંના કેટલાક વિદ્યાર્થીઓને માઘકાવ્ય વંચાવ્યું હતું, તે વખત એ વિશે વાત નીકળી ત્યારે તેમણે સાફ કહ્યું કે કવિતાની ખૂબી તેની કઠણ રચના ઉપર બીલકુલ નથી. ભોજના વખતથી બ્રાહ્મણો કૃત્રિમ કવિતાને વખાણે છે; પણ હું ( ડાક્ટર હાઉગ ) એ તેમની ભૂલ માનું છું, સ્વભાવિક, સહેલી, ઝટ સમજાય અને મનને અસર કરે તેવી કવિતા સરસ ગણવી જોઈએ. '

આની સાથે તન્ત્રીએ પોતે જે લક્ષણ આપ્યું છે તે પણ મનનીય છેઃ—

' માણસના મનોવિકારોને હચમચાવે, ડોળાવે, ઉસકેરે અને રદયને પીંગાળે આવાં જે વચન તેજ કવિતા. '

અર્થાત્, અમે જેને ૧૯૦૯ના ' શાળાપત્ર ' ના ૪થા અંકમાં પ્રતિપાદન કર્યું છે તેમ ' જેમાં શબ્દચમત્કૃતિ ને અર્થચમત્કૃતિ બંને હોય તે કાવ્ય, ' અને 'જેમાં પ્રસાદ ને માધુર્ય હોય તેજ ઉત્તમ કાવ્યો છે. ' હાલના કવિવર્ગે આ લેખો પર ધ્યાન આપવું ને તેનું મનન કરવું આવશ્યક છે.

ઇતિહાસ ભૂગોળને લગતા લેખોની યાદી નીચે પ્રમાણે છેઃ—

રૂનો વેપાર ને અમેરિકાની ચાલતી લડાઈ.
ઇરાનની તવારીખ.
બુદ્ધાવતારનું સંક્ષેપે ચરિત્ર.
શાલિવાહન પ્રબન્ધ.
રાખેંગાર ને રાણકદેવીની કાણી.
બ્રિટિશ ઇંડીઆનો વધારો.
હિંદુસ્તાનનું પુરાતનપણું.
અર્થશાસ્ત્ર.
હિંદુઓની લડાઈની કળા.
દાદાહરીરની વાવ.
જાવા ને બાલીના બેટો.
ઇતિહાસને લગતી ભૂગોળ.
પૃથ્વીનો દેખાવ.
ઇજીપ્ત.
ભૂગોળવિદ્યાનાં મૂળતત્ત્વ.
હિંદુસ્તાનનું વર્ણન.
પવન.
રાજપીપળા સંસ્થાન.
ગ્રીસનો ઇતિહાસ.
પ્રજાઓનું પુરાતનપણું.
પાણિપત ને કુરુક્ષેત્ર.
જગદેવ પરમારની વાર્તા.
સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ.
મુસલમાની આઠ રાજ્યની વ્યુત્પત્તિ ને તેનો હેવાલ.
માંડવીનાં દેશી રાજ્ય.
કેળવણીખાતાનો ઇતિહાસ.
હિંદુસ્તાનનાં દેશી અને અંગ્રેજી રાજ્યો.
હિંદુસ્તાન વિષે પ્રાચીન માહીતી.
હિંદુસ્તાનના દેશ તથા લોક.
હિંદુસ્તાન અને ઇંગ્લાંડ વચ્ચે વીજળીનો તાર.

આમાં 'કેળવણીખાતાના ઇતિહાસ' એ વિષયમાં કેટલીક અગત્યની જૂની બાબતો છે તે વાંચવા જેવી છે. સારરૂપે બહુ અગત્યની હકીકત નીચે પ્રમાણે છેઃ—

કેળવણીનું કામ બ્રિટિશ રાજ્યે પ્રથમ કલકત્તામાં ને પછી બંગાળા ઇલાકાનાં બીજા શહેરોમાં શરૂ કર્યું. સંસ્કૃત, ફારસી, ને અરબી ભાષાનો અભ્યાસ જારી રહે એવી કેટલીક પાઠશાળાઓ થઈ. પાછળથી અંગ્રેજી ને દેશી ભાષામાં કેળવણી આપવાનો વિચાર પ્રબળ થયો. ત્યાં કેટલાંક વર્ષ કામ ચાલ્યાં પછી મુંબઈમાં એ વિષય પર ધ્યાન અપાયું. ત્યાં બોંબે એડયુકેશન સોસાઇટિ નામની મંડળી ઊભી થઈ. તેણે ઇ. સ. ૧૮૨૦ના ઑગસ્ટ માસમાં નિશાળ સ્થાપવાનું કામ આરંભ્યું ને બે વરસ પછી સરકારે તેને મદદ કરી. ઇ. સ. ૧૮૨૬માં ગુજરાતમાં કેળવણી શરૂ થઈ.

એ વરસમાં દસ નિશાળો સ્થપાઈ, ત્રણ સુરતમાં, બે અમદાવાદમાં, એક ધોળકામાં, બે ભરૂચમાં, એક ખેડામાં, ને એક નડીઆદમાં. મહેતાજીઓનો પગાર, ઘરભાડું, કંટિંજંટ, છોકરાંને ભણવાની ચોપડી વગેરે સરકારને માથે હતું. કલેકટરો તેના ઉપરિ હતા. કેટલાંક માણસોને મુંબઈમાં તેડી મહેતાજીનું કામ શિખવ્યું હતું. એમાંના થોડાક ભણેલા ને ઉદ્યોગી હતા. સુરતના દુર્ગારામ મંછારામ ને અમદાવાદના તુળજારામ સુખરામ સારી પ્રતિષ્ઠા પામ્યા છે. ઇ. સ. ૧૮૩૨માં બોંબે એડ્યુકેશન સોસાઇટિ જેનું નામ પછી હિંદનિશાળ તથા પુસ્તકમંડળી થયું હતું તેણે એ નિશાળો સુરતના કલેકટરને સોંપી દીધી. ઇ. સ. ૧૮૪૦માં સરકારે બોર્ડ ઑવ્ એડ્યુકેશન નીમી. ઇ. સ. ૧૮૪૧માં ૨૭ નિશાળો થઈ. ઘણાખરા મહેતાજીઓ પોતાના કામને માટે નાલાયક હતા. એ દોષ દૂર કરવા માટે ઇ. સ. ૧૮૪૫માં મુંબઈમાં એલ્ફિન્સ્ટન શાળાને લગતી એક નૉર્મલ સ્કૂલ સ્થાપી. દર સ્કૉલરને પાંચ રૂપીઆનો પગાર આપતા. બાળ ગંગાધર શાસ્ત્રીની દેખરેખ નીચે બધા સ્કૉલરો એક ઘરમાં ભેગા રહેતા. એમાંના દસ સ્કૉલરો ગુજરાતના હતા. બાળ ગંગાધર શાસ્ત્રીના મરણ પછી એમના જેવો દેખરેખ રાખનાર ન મળવાથી તેમજ સ્કૉલરો થનાર ઉમેદવારોની તંગીથી એ શાળા કાઢી નાંખવામાં આવી. ઇ. સ. ૧૮૫૪ના સપ્ટેંબર માસમાં બોર્ડે સુરતમાં ૧૩ સ્કૉલરોની નૉર્મલ સ્કૂલ સ્થાપી. બોર્ડનો એવો મનસુબો હતો કે એમને અંગ્રેજી ભાષા, ગણિત, તથા બીજી વિદ્યાઓ બહુ ભણાવી પાસ થયે ૧૫થી ૪૦ રૂપીઆ લગીનો દરમાયો કરવો.

ઇ. સ. ૧૮૪૨ના જાન્યુઆરિમાં બોર્ડે સુરતમાં અંગ્રેજી નિશાળ ઉઘાડી. મિ. ગ્રીનને હેડ માસ્તર કર્યો. તેણે સ્કૂલને ખૂબ ઝમાવી. ઇ. સ. ૧૮૪૫ના જાન્યુઆરિમાં અમદાવાદમાં ભોગીલાલ સાહેબના હાથ નીચે અંગ્રેજી નિશાળ ઉઘાડી. ઇ. સ. ૧૮૫૦માં ભરૂચમાં અંગ્રેજી નિશાળ સ્થપાઈ. કાઠીઆવાડમાં ઇ. સ. ૧૮૩૬ને સુમારે રાજકોટમાં એક ગુજરાતી નિશાળ ને ઇ. સ. ૧૮૫૩મ અંગ્રેજી ગુજરાતી નિશાળ સ્થપાઈ.

સામાજિક વિષયમાં નીચેના લેખોનો સમાવેશ થાય છે:—

બ્રાહ્મણોની ઉત્પત્તિ ને તેમની સત્તા. | હિંદુ લોકોની મોટી અડચણ.

નાગર બ્રાહ્મણો પતિત છે.
આપણાં છોકરાં કયો ધર્મ માનશે ?
ક્ષેત્રો ને ત્યાંના બ્રાહ્મણો.
દીકરીનો જન્મ.
સંસ્કૃત ભાષા અને બ્રાહ્મણો.
ઝેરી જાનવર, છુમન્ત્ર ને માનતા.
દશા મોઢ વાણીઆની જ્ઞાતિના વિવાહ સંબંધી કરેલા ધારા.
વિધવાવિવાહ.
હિંદુઓના યુરોપ જવા વિષે નાગરી ન્યાતનો સકર્યુલર.
આપણા લોકો કેવા આગ્રહી છે તેનો દાખલો.
હિંદુઓ નીચી હાલતમાં શાથી આવ્યા ?
હવે તો કન્યાનો કાળ પડયો.
દશા નાગર વાણીઆ.
મૂર્તિપૂજા.
બ્રાહ્મણ વાણીઆઓ મધ્યે બાળવિધવાઓનો વિવાહ.
મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ પુનર્વિવાહ થયલો તેની હકીકત.
મુસલમાની પડતી સ્થિતિ.
એક નવો પન્થ.

તે સમયે સુધારાનો પવન શરૂ થયો હતો ને તે ખૂબ જોરથી વાતો હતો. ઉપરના કેટલાક લેખોમાં એ બળ જોવામાં આવે છે.

પરચુરણ વિષયોના લેખોની યાદી નીચે આપી છે.

પુસ્તકો પર વિવેચન.
(સૌભાગ્યરત્ન, અર્ણુદયાત્રા, જાદુકપટ; અભિજ્ઞાનશાકુન્તલ, શેકસપીઅર કથાસમાજ,વિક્રમોર્વશીય વગેરે).
વિદ્યાહુન્નરનો તમાસો.
વાઘનો શિકાર.
આરસી બનાવવાની રીત.
જીભ અટકતી હોય તેનો ઉપાય.
બાળક બીવાડવાનાં પરિણામ.
હાથીના ડહાપણ તથા ઉપયોગનો આશ્ચર્યકારક દાખલો.
પોથીમાંનાં રીંગણાં.
એક છોડીની સમજણનો દાખલો.
ચાકર લોકોને શિખામણની વાત.
આગની ગાડી.
એક ન્યાયાધીશની ચતુરાઈ.
એક હિંદુ સ્ત્રીની ચાલાકી.
મામોથ નામે પશુ.
નૉર્મલ સ્કૂલો વિષે યાદી.
બુદ્ધિ વગરનું માણસ.
લંડનનો કાગળ.
દેશાવરની ખબર.
હસવા જેવી વાત.
દુનીઆના મુખ્ય ધર્મો.

સ્વપ્નું.
પહેલા દરવેશની મુસાફરી.
ગાસ લાઇટ,
સંસારરૂપી સાગરમાં જીવરાજની સફર ('રૅમ્બલર' ઉપરથી.)
પ્રેમચંદ રાયચંદ ટ્રૅનિંગ કૉલેજના મકાનનું વાસ્તુ.
તોલ, માપ, અને ચલણ ફેરવાવા વિષે.
ભરૂચસંગ્રહપદર્શન.
ખબુતરનાં લગ્ન.
પરચુરણ બાબતો–ફોડવાનો દારૂ–ગાસ–લાઇટિંગ–બુંદ.
રામાયણ.
અંગ્રેજોએ આ દેશ જીત્યો તેનાં કારણ.
કસોટી વગર સોનાનાના દાગીનાની તપાસણી.
મીઠું તથા અગર.
એક બાજુએ ઘણું અજવાળું પડે એવું ફ઼નસ બનાવવાની રીત.
પોતાનું કામ પોતેજ કરવું.
નવી બેંક ને શેરના સટ્ટા.
વામમાર્ગ.
મિત્ર પસંદ કરવા.
મંઝા રહેવું.
સાહસ.
વેદ.
સ્વમાન.
મુક્તમાળા (વાર્તા).
અરબી ભાષામાંની સરસ અને ચમત્કારિક વાત.
ગલીવરની મુસાફરી.
બાદશાહ આજાદબખી તથા તેના વજીરની વાતચીત.
ડૉ. ભાઉદાજીએ શોધી કાઢેલું રક્તપીતના રોગનું ઓસડ.
સિન્દબાદ ખલાસીની વાર્તા.
માટી.
અભિમાન.
ચન્દનસેન રાજાની વાર્તા.
હું ન્યાયાધીશ આગળ આડીઆનું કંઈ ઉપજે નહિ.
છેલ્લી સલામ.

'સૌભાગ્યરત્ન'ના વિવેચનમાં ગુજરાતના પાંચ દદ્દાઓ, સુધારાના અગ્રેસરોનાં નામ નીચે પ્રમાણે આપ્યાં છેઃ—

દુર્ગારામ મંછારામ, દાદુબા, દલપરામ (વાણીઆ હતા), દોલતરામ (વકીલ), અને દિનમણિશંકર (શાસ્ત્રી), એમાં નીચેની હકીકત વાંચવા જેવી છેઃ—

'સુરતના વડનગરા નાગર બ્રાહ્મણોમાં પંઝાની અડક તો ઘણાની છે, પણ તે ઉપનામનું એક કુટુંબ પંઝાજીવાળા એવા નામથીજ વિશેષ

ઓળખાય છે. સંસ્કૃત વિદ્યા તો એમના ઘરનીજ, એમના બાપની ગણાય છે. વૃદ્ધ ગંગાનન્દ પંડ્યા હજી હયાત છે; પાર્વતીનન્દ પંડ્યાને કથા વાંચતાં અમે ઘણીવાર જોયા છે. ગવરીનન્દ પંડ્યા સુરતની અદાલતમાં સરકારી શાસ્ત્રી હતા. એ છેલ્લા જેમ ધર્મશાસ્ત્રમાં કુશળ હતા, તેમ તેમના ત્રણ પુત્ર પણ તેવાજ નિકળ્યા. એમાંના મણિનન્દને તથા લલિતાનન્દને એમના પિતાના જેવી નોકરી મળી. મળી તો મળી, દક્ષિણમાં મળી. "ગુજરાથી કાયરે" એમ કરી મહારાષ્ટ્રી શાસ્ત્રીઓ ગુજરાતના પંડિતોનો તિરસ્કાર કરતા ને જ્યાં ત્યાં આપણા દેશમાં ગુસતા, તેમનો અહંકાર એ બે ભાઈઓએ તોડયો. એમાંના લલિતાનન્દ આ **સૌભાગ્યરત્ન** ગ્રન્થ રચ્યો છે.' એ ગ્રન્થ સંસ્કૃત ને મરાઠીમાં હતો. પુનર્વિવાહ માટે ધર્મશાસ્ત્રનો બાધ નથી એ એનો વિષય હતો. ઉપલા ઉલ્લેખમાં મહારાષ્ટ્રી શાસ્ત્રીઓને ગુજરાતના પંડિતોનો તિરસ્કાર કરતાં વર્ણવ્યા છે. હાલ પણ દક્ષિણના ગ્રૅડયુએટો ગુજરાતી વિદ્વાનોનો ને ગુજરાતના વિદ્યાર્થીઓનો તિરસ્કાર કરે છે. એક પ્રસંગે મહેરબાન હાલના ડિરેકટર સાહેબ શાર્પે મને વાતમાં હસતાં હસતાં કહ્યું હતું કે તમો ગુજરાતીઓને સંસ્કૃત આવડે છેજ ક્યાં? મેં કહ્યું કે હવે દક્ષિણીઓ એમ કહે તે તેમને શોભશે નહિ. હવે તો ગુજરાતીઓ કૉલેજોમાં સંસ્કૃત પ્રૉફેસરનું કામ કરે છે, અને એમ. એ.-થી માંડી બધી યુનિવર્સિટિ પરીક્ષામાં સંસ્કૃતમાં પરીક્ષક નીમાય છે; સંસ્કૃત ભાષાના જ્ઞાનનો કંઈ દક્ષિણીઓને ત્યાં ઇજારો નથી.

'દાદાહરીરની વાવ'ના વિષયમાં એ વાવમાં સંસ્કૃત ને અરબી ભાષામાં લેખ છે તેનો તરજુમો આપ્યો છે. એ વાવ અમદાવાદ નગરના પાદશાહ અબુલ ફતેહ મોહમુદશાહના વખતમાં સંવત્ ૧૫૫૬ના સને ૧૪૨૧ના પોસ સુદ ૧૩ ને દિવસે તૈયાર થઈ. તેનો ખર્ચ રૂ. ૩,૨૯,૦૦૦ ચયો હતો ને તે બાઈ શ્રીહરીર નામની અમદાવાદથી ઈશાન કોણમાં હરીપરમાં રહેનારી હતી તેણે બાંધી.

'આગગાડી'ના વિષયમાં અમદાવાદથી તા. ૨૦મી માહે જાન્યુઆરિ ૧૮૬૩ ને રોજથી ગાડી ચાલતી થઈ એવી હકીક્ત છે.

આ પ્રમાણે રા. સા. મહીપતરામભાઈએ 'શાળાપત્ર'દ્વારા ગુજરાતી સાહિત્યની સેવા બજાવી ને શિક્ષકવર્ગને ઉપયોગી અનેક પ્રકારના વિષયોનું

વિવેચન ઇ. સ. ૧૮૬૨ના જુલાઇથી તે ઇ. સ. ૧૮૭૦ના એપ્રિલ સુધી, પરોપકાર વૃત્તિએ, કંઇપણ લવાજમ લીધા વિના કર્યું. રા. રા. નવલરામભાઈએ ઇ. સ. ૧૮૭૦ના મે માસના 'શાળાપત્ર'ના અંકમાં લખ્યું છે તેમ 'શાળાપત્ર' કાઢવાનો વિચાર રા. સ. મહીપતરામભાઈને મુંબઇમાં પ્રથમ એલ્ફિન્સ્ટન સ્કૂલ પેપર, જેણે પછી 'એડ્યુકેશનલ રેકર્ડ' નામ ધારણ કર્યું તે અને મરાઠી 'શાળાપત્ર' જોઈને થયો અને એ વિચાર તેમણે ઘણી ઉદારતાથી અમલમાં મૂક્યો. કૉલેજ જેવી મોટી સંસ્થા તેમજ તેને લગતાં અન્ય સરકારી કામોમાંથી અવકાશ કાઢી એમણે એ પત્ર આઠ વર્ષ ચલાવ્યું ને તે બરાબર સ્થાપિત થયા પછી તેનું તન્ત્ર પોતાના વાઇસ-પ્રિન્સિપાલ રા. રા. નવલરામભાઈને સોંપ્યું.

રા. સા. મહીપતરામભાઈએ મન્ત્રીનું કાર્ય યોગ્ય પુરુષનેજ સોંપ્યું હતું એ કહેવાની જરૂર નથી. રા. સા. નવલરામભાઈના હાથમાં પત્રનું અધિપતિપણું ઇ. સ. ૧૮૭૦ના મેથી ઇ. સ. ૧૮૮૮ના ઑગસ્ટ માસ સુધી, એટલે પોતે સ્વર્ગસ્થ થયા ત્યાંસુધી રહ્યું. આ પ્રમાણે 'શાળાપત્ર'ના પચાસ વર્ષના જીવંનનો તૃતીયાંશથી પણ વિશેષ ભાગ રા. સા. નવલરામભાઈના અધિકાર નીચે રહ્યો. રા. સા. મહીપતરામભાઈએ જે પત્રને દૃઢ સંસ્થાપિત કર્યું હતું તેને રા. સા. નવલરામભાઈએ વિદ્વત્તા, કાર્યદક્ષતા, અને અનુભવથી તેજસ્વી બનાવ્યું. શિક્ષણ તથા સામાન્ય જ્ઞાનને લગતા અનેક વિષયો તેમણે કસાયલી અને પ્રબળ કલમ વડે ચર્ચ્યા; તેમજ પુસ્તકપરીક્ષાના વિષયનું એવું તો નિષ્પક્ષપાતી, વિદ્વત્તાદર્શક, ને માર્ગસૂચક નિરૂપણ કર્યું કે તેઓ વિવેચક તરીકે અપૂર્વ ખ્યાતિ સંપાદન કરી ગયા છે એ સુવિદિત છે. એમના તન્ત્રીપણામાં વિષયોનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| શિક્ષણ. | શાળાપદ્ધતિની સમજુતી. |
| મહેતાજીઓનો ધંધો. | વાચન શિખવવાની રીત. |
| શિક્ષણશાસ્ત્રની જરૂર. | ઉપશિક્ષકોને સૂચના. |
| સિદ્ધા. | બહુ ગોખણના ગેરફાયદા. |
| શિક્ષાપદ્ધતિની સમજુતી. | વાચનપાઠની પરીક્ષા |
| શિક્ષાપ્રકરણ. | કવિતા શિખવવાની રીત. |

ભૂગોળવિદ્યા શિખવવાની રીત.
લેખન.
અનુલેખન.
નિબંધ શીખનારને સૂચના.
વ્યાકરણ શીખવવાની રીત.
શિક્ષણની પૃથક્‌પદ્ધતિ.
પરસ્પર શિક્ષણપદ્ધતિ.
વાચનમાળા કેવી જોઈએ.
વર્ગપદ્ધતિ.
શરીર કેળવણીની જરૂર.
મનઃ મનની શક્તિનું પૃથક્કરણ.
અવલોકનશક્તિની કેળવણી.
બહુ ગોખણના ગેરફાયદા.
પાઠ ન કરી લાવેલા છોકરાઓને શિક્ષા થાય કે નહિ.

આ વિષય સંબંધી રા. સા. નવલરામભાઈએ નીચે પ્રમાણે લખ્યું છે તે યુક્ત છે:—

'અમે પહેલાં શિક્ષણશાસ્ત્ર વિષે ઘણું લખી ચૂક્યા છઈએ. થોડાંક વર્ષ ઉપર ફાઉલરકૃત શિક્ષાપદ્ધતિનો તમામ સાર સરળ તથા સૌથી સમજાય એવી ભાષામાં આપ્યો હતો. ત્યારપછી વાંચનાદિ વિષયો કેમ શીખવવા તે વિસ્તારથી બતાવી ગયા છઈએ. તે છતાં શિક્ષણનો વિષય ખૂટે એમ નથી. એમાં ઘણું ઘણું કહેવાનું તથા જાણવાનું છે.' પુ. ૨૪, પૃ૦ ૫૬.

આજ કારણથી એકના એક જેવા દેખાતા વિષયો 'શાળપત્ર'માં વારંવાર આવ્યા કરે છે. એકજ વિષયનું નિરૂપણ અનેક દૃષ્ટિથી થાય છે; વળી સમયને અનુસારે પણ વિચાર અને નિરૂપણમાં ભેદ પડે છે. તેમજ જુદા જુદા અનુભવ થવાથી અને જુદા જુદા દોષો નજરે પડવાથી એકજ વિષય જુદા જુદા પ્રેક્ષકોને ભિન્ન ભિન્ન સ્વરૂપમાં ભાસે છે. આ રીતે એકના એક જેવા દેખાતા વિષયો વિષે જૂનાં તેમજ નવાં 'શાળાપત્રો' વાંચવાથી શિક્ષકવર્ગને ઘણો લાભ થયા વિના રહેશે નહિ, માટે અમે તે તરફ ધ્યાન ખેંચીએ છીએ.

વ્યાકરણ

વાક્યવિચાર.
ભાષા.
વાચનમાળાની જોડણી.
જોડણીના નિયમોનું અર્થગ્રહણ.
હિંદુસ્તાનમાં એક ભાષા.
જૂની ગુજરાતી ભાષાના થોડાક નમુના.
શું સંસ્કૃતભાષા કોઈ સમયે બોલાતી હશે?

ભાષાશાસ્ત્ર.
ભાષાઓના વર્ગ.
સંસ્કૃતમય ગુજરાતી.
રચનાવિચાર.
કચ્છી શબ્દો.
આર્યશબ્દ.
અક્ષરલિપિની ઉત્પત્તિ.
ગુજરાતી ભાષાનું ઐક્ય.
ગુજરાતી ભાષામાં પ્રાન્તભેદ.
કાહ્નાનડદે પ્રબન્ધ.
શબ્દાર્થભેદ.
સ્વભાષાના અભ્યાસની અગત્ય.
માંડવી પરગણામાં બોલાતી કાળી પરજની ભાષા.

'વાક્યવિચાર'માં 'રચનાવિચાર'ના પેટા ભાગમાં વાક્યપૃથક્કરણનો વિષય ચર્ચ્યો છે. એમાં અમે 'ઉદ્દેશય' 'વિધેય' વગેરે જે શબ્દો અમારા એ વિષયના લખાણમાં વાપર્યા છે તેજ રા. સા. નવલરામભાઇએ પણ વાપર્યા છે ને પૃષ્ઠ નીચેના ટિપ્પણમાં કહ્યું છે કે 'ઉદ્દેસ્ય, વિધેય, સ્તુત્યર્થવાદ વગેરે અહિંયાં જે શબ્દો લીધા છે તે સંસ્કૃત ભાષાના શાસ્ત્રગ્રથોમાં વપરાતાજ છે. એ મૂકી નવા શબ્દ શા માટે ઘડવા જોઈએ ?' પુ. ૧૫, પૃ૦ ૧૧૩. એમણે 'ઉદ્દેસ્યવર્ધક' ને 'વિધેયવર્ધક' ને બદલે 'સ્તુત્યર્થવાદ' શબ્દ પ્રયોજ્યો છે. એમાં નિન્દાનો પણ અર્થ સમાયલો છે એવી સમજુતી આપી છે. પરંતુ 'સ્તુત્યર્થવાદ' એ મીમાંસા ને ન્યાયનો પરિભાષિક શબ્દ છે ને જે અર્થમા યોજ્યો છે તે અર્થમાં તેનો પ્રયોગ નથી. 'અર્થવાદ' શબ્દ વાક્યને લાગુ પડે છે. વિધિવાક્યોથી ઉલટાં અર્થવાદ વાક્યો છે. એમાં સ્તુતિ કે નિન્દાનો અર્થ હોય છે.

'કવિતા' ને 'કાવ્યસાહિત્ય' ને લગતા વિષયોમાં 'ગુજરાતના કવિઓ' વિષેના લેખમાં નરસિંહ મહેતાથી દયારામ સુધી કાવ્યસાહિત્યનો ટૂંકો ઇતિહાસ છે. 'કવિતાની રીત' એ વિષયમાં ઉર્દુ, ફારસી, તથા ગુજરાતી કવિતાના છંદોનો મુકાબલો છે. અક્ષરમેળ તથા ફારસી તથા ઉર્દુમાં કેટલે દરજ્જે લાગુ પડી શકે છે તે પૃથક્કરણસહિત દૃષ્ટાન્તો આપી સમજાવ્યું છે. એ લેખ રા રા. કરમઅલી રહીમ નાનજીઆણીનો છે. સામાજિક વિષયો અને કેળવણીને લગતી અનેક કવિતાઓ છે. આમાં અગાઉની પેઠે જમાનાની અસર ખુલ્લી માલમ પડે છે. 'સુધારકોને વિનતિ', 'સુધારા વિષે,' 'કજોડાં વિષે,' ભણાવવા વિષે,' 'કન્યાઓને

ભણાવવા વિષે,' 'વિદ્યાપ્રશંસા,' 'ઉપદેશ,' 'સંપ,' 'મૂર્ખાઈ,' 'મર્યાદા,' 'બાળલગ્ન સંબંધી આર્યાચાર,' 'વાદે વરા ન કરવા,' 'વિદ્યાહુન્નરના સુધારા,' 'વ્યાપારાદિ ઉદ્યોગ કરી રિદ્ધિ વધારવા વિષે,' 'એક ચિત્રદર્શન' ઇત્યાદિ વિષયો વિષે કવિતાઓ છે. તેમજ રા. સા. નવલરામભાઈનું કરેલું 'મેઘદૂતકાવ્ય' નું સમગ્ર ભાષાન્તર ટિપ્પણ સાથે દાખલ કીધેલું છે. એમાં 'એક ચિત્રદર્શન' નામના એક 'સંસ્કૃતનું સારૂં જ્ઞાન ધરાવનારા બી. એ.' ના કાવ્ય વિષે એ કાવ્યની નીચેના ટિપ્પણમાં તેમજ 'સંસ્કૃતમય ગુજરાતી' ના લેખમાં જે કેટલીક ટીકા કરી છે તે હાલના લેખકવર્ગને ઉપયોગી ધારી નીચે આપી છે:—

'આ વિષયનું (એ ચિત્રદર્શનનું) નામ સાંભળીજ આપણા આજ-કાલના નાનકડા કવિઓ અથવા ખરૂં કહીએ તો જોડકણું જોડનારાઓ આશ્ચર્ય પામશે ખરા; પણ એ એક ઊંચી કવિતાને પરિપૂર્ણ અનુકૂળ વિષય છે એમ અમારા સુશિક્ષિત વાંચનારાઓને કહેવાની કાંઇજ જરૂર નથી......

'એની ભાષા વિલક્ષણ અથવા ખરેખરૂંજ કહીએ તો સંસ્કૃત ઈંગ્રેજી ભણેલા પણ સ્વભાષાના બળાબળથી અજાણ્યા જુવાનીઆઓ જે સ્વચ્છંદ અને ગૂર્જરી રૂઢિને ધિક્કારતી કપોલકલ્પિત વાણીમાં લખે છે તેનોજ આ એક નમુનો છે......જો વાંચનારને પ્રથમ લખનારની ભાષા શીખવાજ મોકલવો ધાર્યો છે તો પછી બધુંજ સંસ્કૃતમાં કાં ન લખવું? એમ કરવાથી તે ભાષા જાણનારા તો તે સમજી શકે. આવી સંસ્કૃતમયી ગૂજ-રાતીમાં લખાએલાં કેટલાંક પુસ્તકો અમે શાસ્ત્રીઓને બતાવેલાં, તો તેઓ સમજવાને અશક્તિમાન માલમ પડેલા અને તેના કારણ અમારી નજરમાં એ આવે છે. એક તો એ કે શબ્દ તો સંસ્કૃત પણ વાક્યની ગૂંથણી કેવળ ઈંગ્રેજી ઢપને અનુસરતી કરવામાં આવી હોય છે, અને બીજું જે સંસ્કૃત શબ્દો વાપરેલા હોય છે તે તે ભાષાના રૂઢ વપરાતા શબ્દો નહિ, પણ ઈંગ્રેજી બોલનું ભાષાન્તર કરવાને અર્થે બહુધા નવાજ કલ્પી કાઢેલા હોય છે.

ઇતિહાસ.

આર્યવર્ણન અથવા વૈદિક કાળનો ભરતખંડ.
રામાયણ.
મહાભારત.
અકબર બાદશાહનો ધર્મ.
મહમુદે સ્વારી કરી ત્યારે ગુજરાતની ગાદીએ કોણ હતું ?
કાવીનાં તામ્રપટ્ટ.
નવાં તામ્રપટ્ટ.
પશ્ચિમ હિંદુસ્તાનની ગુફાના લેખ.
પ્રાચીન ભારતનાં લડાઇનાં હથિયાર.
માંડવીના દેશી રાજ્યનું વૃત્તાન્ત.
ભૂગોળવિદ્યા—ગણિત-ભૂગોળ-સ્વાભાવિક-રાજકીય-મનુષ્યની જાતિઓ.
કોકેશિઅન જાત. નાએગરાના ધોધ.
બ્રહ્મદેશની ભૂગોળવિદ્યા.
બ્રહ્મીલોકો.
મહાસાગર.

ભૂગોળ.

અકબર બાદશાહ ને બીરબલ.
ગુજરાતના ચાલુ ઇતિહાસમાં કેટલીક ભૂલો.
ઇંગ્લંડનો ઇતિહાસ.
બર્માની છેલ્લી લડાઈ.
ઇજીપ્તની વડાઈ.
જળસ્તંભ.
મેઘધનુષ્ય.
ભૂતના ભડકા.
અરુણ પ્રકાશ.
ધરતીકંપ તથા જ્વાળામુખી.
મેદાન અને અરણ્ય.
વાતાવરણ.
પવન—પવનનાં કારણ.
વાદળાં—ધુમસ.
હિમપ્રવાહ.
બરફના ડુંગર.
પાષાણકારી ઝરણ.
મહાસાગરનાં વહન.

ઇંગ્લંડનો ઇતિહાસ આરંભથી તે પહેલા જ્યૉર્જના રાજ્ય સુધી આપેલો જણાય છે. ઉપર ગણાવેલા વિષયો ઉપરાંત કેટલાંક મહાપુરુષોનાં જીવનચરિત્ર પણ છે, તેમાંનાં મુખ્યનાં નામ નીચે આપ્યાં છેઃ—

શેક્સપીઅર.
પંડિત નાનસિંઘ.
રણજીતસિંહ.
કરસનદાસ મૂળજી.
જ્યૉર્જ વૉશિંગ્ટન અને વિલિયમ ટેલ.
સત્યવાદી રેગ્યુલસ.
સર ટી. માધવરાવ.
ગેરિબૉલ્ડિ.
મલ્હારરાવ ગાયકવાડ.
દાદોબા પાંડુરંગ.

સર સાલારજંગ.
ક્રિસ્ટોદાસ પાલ.
કાજી શાહબુદ્દિન.
ગોપાળજી સુરભાઈ.
શીઘ્રકવિ ગટુલાલજી.
સ્વામી દયાનન્દ સરસ્વતી.
ગૌરીશંકર ઉદયશંકર ઓઝા.
ભોળાનાથ સારાભાઈ.
કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ.
પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી.
ડૉ. આનન્દીબાઇ જોષી.
કવિ બુલાખીરામ.
શેઠ નવરોજજી ફરદુનજી.
કેશવચંદ.

પરચુરણ વિષયોમાં અનેક લેખો છે તેનું દિગ્દર્શન નીચેની યાદીથી થશેઃ–

પાવાગઢ.
નિશાળનો વખત.
બાળલગ્નનિષેધક મંડળી.
હિંદુઓથી શસ્ત્રવૈદ થવાય ?
અગ્નિદાહ.
ખરો દેશાભિમાન.
વિક્રમના સંવત્, માસ, ને તિથિ પરથી અંગ્રેજી સન, મહિનો ને તારીખ કાઢવાની રીત.
જનાવરમાં પ્રેરણાશક્તિ.
વડોદરાપ્રદર્શન.
શિઆળ બેટ.
કુમારી કામ શીખવાનો રસ્તો.
હિંદુસ્તાનની વાર્ષિક ઉપજ તથા ખર્ચ.
* ઉંચી કલ્પનાથી નીપજતાં સુખ.
* સિંદબાદ વહાણવટીની ચોથી સફર.
* ઇશ્વરના સર્વવ્યાપકત્વ તથા સર્વજ્ઞતા વિષે.
માયાની ગુફા.
અનાવલા બ્રાહ્મણોની મૂળ ઉત્પત્તિ.
વળાદરાઓનું ડહાપણ.
* ઇશ્વરના સર્વવ્યાપકત્વનો વિચાર ધર્મ અને સદ્‌ગુણ આચરવાને ઉત્તેજન આપનારો થઈ પડે છે.
ચીનાઓની પરીક્ષાપદ્ધતિ.
સાપનું ઝેર.
આરોગ્યરક્ષણ.
અષ્ટાવધાની–શંકરલાલ.
મુગાં બહેરાંની ભણાવવાની રીત.
હંગરીનો એક મહાત્મા.
બાળકેળવણી સંબંધી માતાપિતાનું કર્તવ્ય.
વેપાર ને શાંતિ.
ગાંધર્વનગર.
હિંદુસ્તાનમાં એક ભાષા.

આમાં*નિશાનવાળા લેખો રા. રા. ગણપતરામ અનુપરામ મહેતાના લખેલા છે ને તેમાંના ત્રણ એડિસનના 'સ્પેકટેટર'ના લેખોના અનુવાદ

છે. તથા 'હંગરીનો એક મહાત્મા' એ લેખ મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીનો છે. આ ઉપરાંત નારાયણ હેમચન્દ્રના પણ 'વૈદક', 'શિક્ષા', પ્રાચીન ભારતવર્ષનાં કાળનિર્ણયયન્ત્રો', 'આપણા દેશની સ્ત્રીઓની પૂર્વાવસ્થા' આદિ વિષયો પર લેખ છે તે તેમની જાણીતી અશુદ્ધ ને ક્લિષ્ટ ભાષામાં છે.

ગણિતના વિષયમાં 'શુક્રનું અન્તર્ગમન', 'એવડી છઠ્ઠરાશિની સહેલી રીત' 'ગજ્રાણુભાગણી', અને 'દેશીનામું' એ વિષયો છે.

રા. સા. નવલરામભાઈનાં પુસ્તકસમાલોચનો બોધદાયક, 'માર્ગદર્શક, અને વિદ્વત્તાથી ભરેલાં છે એમ પૂર્વે કહ્યું છે. 'હરિશ્ચંદ્રનાટક' 'રામારત્નનિરૂપણ', 'સુબોધચિન્તામણિ', મહેતાજી દુર્ગારામ મંછારામનું જીવનચરિત્ર', 'બુદ્ધિ ને રૂઢિની કથા' 'કાદમ્બરી', 'કાન્તા', 'જાતમહેનત', 'ગુજરાતી ભાષાની હાલની જોડણીની પદ્ધતિ વિષે વિચાર' વગેરે પુસ્તકો પર સમાલોચન છે. એમાં 'લિપિ', 'કવિતા', તથા 'જોડણી' વિષેના કેટલાક વિચારો હાલની પરિસ્થિતિ જોતાં ઘણા મનન કરવા યોગ્ય છે. ને નીચે આપ્યા છેઃ—

'હરિશ્ચન્દ્ર નાટક'—'દેશના ઐકયમાં ભાષા એક મુખ્ય તત્ત્વ છે...... લખવામાં ગુજરાતી ને છાપવામાં બાળબોધ અક્ષર આપણે આપરવા જોઈએ. ભાષાનું ઐક્ય તો થવાનું હશે ત્યારે થશે, પણ લિપિનું ઐક્ય તો સહેજ બની શકે એવું છે, માટે આપણે શા માટે ન કરવું જોઈએ?

'રામારત્નનિરૂપણ'—'કવિતા એવો ઊંચો વિષય છે કે તેમાં નાદાન છોકરાં કલકલાણ કરવા આવે તો તેને ધમકાવી કહાડવાં એજ ઉત્તમ માર્ગ છે. કવિતા કરવી એ સાક્ષરતાની પરિસીમા છે; પણ હાલ તો કાંઈ ન આવડે તે કવિતા કરવાને હું લાયક છું એમ પોતાના મનથી સમજે છે. ઇંગ્રેજી, સંસ્કૃત, વ્રજ, કે પોતાનીજ ભાષા બરાબર જાણતા નથી, દુનીઆનો અનુભવ મેળવતા નથી અને કવિતા શું તે સ્વપ્નામાં પણ જાણતા નથી એવા નાદાનો નિશાળ છોડી કવિ થવાજ દોડે છે. એક પદમાં ભરવા જેટલો પણ જેના મનમાં વિચાર નથી, જેનામાં પારકાના વિચાર પણ પરખીને લેવાની શક્તિ નથી, અંધારામાં મૂઠી ભરી જે ચોરી લાવે છે તો તેને પોતાની ભાષામાં મૂકતાં પણ આવડતું નથી, અને

પ્રાસ તથા તાલ તો જેને કાળ સરીખાં લાગે છે તે છોકરાં કવિતા કરવાને વલખાં મારે એ બહુજ હસામણું છે.'

'મુંબાઈ ઇલાકામાં ચોપડીઓ છપાય છે તેનો રિપોર્ટ જે સરકાર તરફથી પ્રગટ થાય છે તે નજર ફેરવી જઈશું તો સહજ માલમ પડશે કે ગુજરાતી ભાષામાં ઘણી ચોપડીઓ નવી નવી થાય છે, પણ તે સઘળીજ નકામી હોય છે.' (પુ. ૧૪, પૃ૦ ૧૬૯–૭૦).

'સુબોધચિન્તામણિ'–'અર્થલક્ષી બંધ એ પણ એક બુદ્ધિમાન કવિનું લક્ષણ છે. આજકાલના ઘણાખરા નાનકડા કવિઓ શબ્દલક્ષીજ દીઠામાં આવે છે. તેઓનું ઘણું લક્ષ તાલ, માત્રા, ઝડ, ઝમક. વગેરે ગોઠવવામાંજ રોકાએલું હોય છે અને જાણે શબ્દ પહેલા ને અર્થ પછી એમજ સમજતા દેખાય છે, વખતે નિરર્થક શબ્દો પણ પાદપૂરણાર્થે ઘોંચી દેતાં કાંઈ આચકો ખાતા નથી વિશેષણે તો સાભિપ્રાય કે સપ્રયોજન જોઈએ તેનો વિચાર પણ તેના સ્વપ્નમાં આવતો નથી, અને જાણે તે માત્રાનું ભરણું કરવાનેજ અર્થે હોય એમ સમજે છે.'

'અભ્યાસથી કવિ થવાતું નથી અસાધારણ તર્કશક્તિ, ને રસિકતા હોય તોજ કવિ થવાય. અભ્યાસ ને મહેનતથી હરકોઈ માણસ પિંગળ-બંધ બાંધી શકે ને ઝડઝમકોના ઢગલા વાળે, પણ એવા બાળખેલથી રસિક લોક રીઝતા નથી. સાંભળનારનું હૈયું ભેદે—ચાહે તો હસાવે, ચાહે તો હથીઆર પકડાવે, ચાહે તો ભગાડે, અને ચાહે તો શાન્ત કરી મૂકે તેજ કવિ.' (પુ. ૨૦ પૃ૦ ૧૩૩–૩૪).

'ગુજરાતી ભષાની હાલની જોડણીની પદ્ધતિ વિશે વિચાર.' (રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆનું રચેલું ચોપાનીઉં)—'ગુજ-રાતી જોડણી સંબધી આ તરુણ વિદ્વાનના વિચાર શા શા ને કેવા પ્રકા-રના છે તે આ નાની નોંધમાં દર્શાવી શકતા નથી, પણ અત્રે એટલુંજ કહીએ છીએ કે તે બધા ગંભીર ને કેટલેક અંશે ગ્રહણ કરવા જોગ પણ છે. પરંતુ તેનો ઘણોક ભાગ આપણી હાલની જોડણીને નવી જૂનીજ કરી નાંખે એવો અને વળી વધારે ખેદકારક તો એ છે કે તે ભ.ષાના પ્રાન્ત-ભેદનો ઝગડો હાલ જે સમી ગએલો છે તેને પાછો પૂરજોશમાં સઘળી તરફ જાગૃત કરે એવો છે.'

આ ઉપલા ઉતારા પરથી સમજાશે કે જેથી ભાષાનું સ્વરૂપજ બદલાઈ જાય એવા ફેરફાર રા. નવલરામભાઈને ઇષ્ટ નહોતા.

રા. રા. નવલરામભાઈના સમયના 'શાળાપત્ર'નો ઇતિહાસ લગાર લાંબો થયો છે ઘણા ટુંકા સિંહાવલોકનમાં આ વિવેચન લગાર લાંબું થયું છે; પણ એમના હાથમાં પચાસમાંથી અરાઢ વરસ જેટલો લાંબો વખત એ માસિકનું તન્ત્રીપણું રહ્યું તે વિચારતાં એ વિવેચન લાંબું નહિ ગણાય.

ઈ. સ. ૧૮૮૮ના સપ્ટેંબર માસથી 'શાળાપત્ર'નું તન્ત્રિત્વ પાછું રા. સા. મહીપતરામભાઈના હાથમાં આવ્યું. ઑક્ટોબર માસના 'માસ'માં આરંભમાં નીચે પ્રમાણે છે—

'નિશાળોના શિક્ષકોને તેમનાં કર્તવ્યો કરવામાં વધારે સહાય કરે એવા પ્રકારના વિષયો આ 'શાળાપત્ર'માં પ્રકટ કરવા એવી આજ્ઞા કેળવણી-ખાતાના ઉપરી સાહેબે કરી માટે હવેથી તેમ કરવામાં આવશે.' આ કારણથી રા. સા. મહીપતરામભાઈના બીજા વખતના તન્ત્રીપણાના 'શાળા-પત્ર'માં સામાજિક, ધાર્મિક, રાજકીય, કે અન્ય સામાન્ય વિષયો જોવામાં આવતા નથી, તેમજ ગ્રન્થસમાલોચનનો વિષય પણ ઓછો ઓછો થતો જાય છે; કેમકે કેળવણી સાથે પ્રત્યક્ષ સંબંધ ધરાવનાર સિવાય અન્ય ગ્રન્થોની સમાલોચના ન કરવી એવી ખાતા તરફની આજ્ઞા, ઉપલા વાક્યથી સમજાય છે તેમ, એમને મળી હતી. એમના આ સમયનાં ૧૮૮૮ના સપ્ટેંબર માસથી તે ૧૮૯૧ ના જુન માસ સુધીનાં, પોતે દેવલોક પામ્યા ત્યાંસુધીનાં 'શાળાપત્ર'માં વિષયોનું વર્ગીકરણ નીચે દર્શાવ્યું છે:—

શિક્ષણ.

પાઠની નોંધ.
પાઠ શીખતી વખત છોકરાંની અંગસ્થિતિ.
પાઠ વિષે ગુણાવગુણપરીક્ષા.
વાંચનપાઠો.
કેળવણી.
શિક્ષકનું કર્તવ્ય.
સંખ્યા શિખવવાની રીત.
ભૂમિતિ શિખવવાની રીત.
કેળવણીનો હેતુ.
શિક્ષક.
નિશાળોમાં બંદોબસ્ત રાખવા વિષે.
ઉત્તમ પંક્તિના મહેતાજીનું ને મહે-

તીજીનું એક મહાન્ કર્તવ્ય.
વાંચન ચોપડીના પાઠ પર નોટો.
ભૂગોળવિદ્યા.
પ્રાચીન ગ્રીક કેળવણી.
નિશાળો બાંધવા વિષે ને તેમાં પ્રકાશ અને હવાની છૂટ રાખવા વિષે.

કથિતપાઠો.

રંગ–પાણી–આકાર–તોલ–માપ–ખનિજ પદાર્થ–પારો–મીઠું–પાણી ઈંટ–કુંભારની કળા–મીણબત્તી–દ્રાવ્યતા–હવા–પ્રાણીઓનું વર્ણન–ખનિજ કોયલા–ચલણી નાણું–ગુણાકારના પાઠ–કરોળીઓ–ગુજરાતનો ઇતિહાસ શિખવવાના પાઠોની નોંધ–વનસ્પતિશાસ્ત્ર, ફ્રીહૅંડ ડ્રૉઇંગ માટે સૂચના–વ્યાકરણના પ્રથમ પાઠ–સુનીતિ–શરીરની સ્વચ્છતા–દાતણ કરવું–શરીર ને જીવધર્મ–ચોટલાની સ્વચ્છતા–અપરાધ ને કાયદા–કાયદામાં ઠરાવેલા અપરાધ.

---

ભાષા.

કવિતાની રીત. (મિ. નાનજીઆની).
વ્યાકરણખેલ.

ગણિત.

ભૂમિતિ વિષે ખુલાસા.

---

ડ્યૂક ઑવ્ વેલિંગ્ટનનું ચરિત્ર.
પ્રાચીન હિંદી કેળવણી.
હિંદની ઇંગ્રેજી રાજ્યપદ્ધતિ.

---

પરચુરણ.

આરોગ્યવર્ધક સુધારા વિષે ભાષણો.
અકાળમરણ (કવિતા).
દુનીઆની જંગી વસ્તુઓ.
હિંદ અને ઇંગ્લંડની હાઇ સ્કૂલો.
વાસ્તવિક થાઓ.
ભોળાનાથ સારાભાઈ ઇન્સ્ટિટ્યૂટ.
જગત્પ્રવાસ.
વર્તમાનપત્રો વાંચવાં.
પ્રાચીનકાળમાં ભરતખંડના વિદ્યાર્થીનો ભવ.
ગરમ લુગડાં.
શાર્કરીય ખનિજો–ચૂનો.
ગદ્યસ્તોત્ર.
મડમ સાહેબ મળવા આવ્યાં.

---

સમાલોચના.

મુગ્ધાવબોધ.

---

ઇ. સ. ૧૮૯૧ના જુલાઈ માસથી ઇ. સ. ૧૯૦૨ના જુલાઈ માસ સુધી 'શાળાપત્ર'નું આધિપત્ય રા. સા. માધવલાલ હરિલાલ દેસાઈની પાસે રહ્યું. પ્રાથમિક શાળાનાં ધોરણોમાં સુધારો કરાવી નવાં ધોરણો રચાવવામાં

એમણે અગ્રેસર ભાગ લીધો હતો એટલુંજ નહિ પણ એ નવાં ધોરણો, જે હાલ ચાલે છે, તે બહુધા એમણેજ રચ્યાં છે. એમનાં 'શાળાપત્ર'માં એ નવીન પદ્ધતિ, પદાર્થપાઠ, કિંડર્ગાર્ટન વગેરે વિષયો ઉપર પુષ્કળ લખાણ છે. યૂરોપમાં કેળવણી કેવા પ્રકારની છે ને આપણા દેશમાં શા શા સુધારા થવા જોઈએ તે વિષે પણ વિસ્તૃત વિવેચન છે. જોડણી, વ્યુત્પત્તિ, વ્યાકરણ, વાક્યપૃથક્કરણ આદિ વિષયો પણ ચર્ચાયા છે. પુસ્તકસમાલોચનાનું કામ ઓછું થતું ગયું છે. ક્વચિતજ કોઈક પુસ્તકની પરીક્ષા થતી જોવામાં આવે છે. 'હિંદુસ્તાનના નાના ઇતિહાસ' નામના રા. શિવસુખરામ તથા મહાસુખરામના બનાવેલા પુસ્તકની પરીક્ષા કરતાં ઇતિહાસ કેવા લખાવા જોઈએ તે વિષે લંબાણથી વિવેચન છે. તેમજ જયકૃષ્ણકૃત 'શુદ્ધશબ્દ-પ્રદર્શન'નું સમાલોચન કરતાં વ્યુત્પત્તિનાં પુસ્તક કેવી રીતે રચાવાં જોઈએ તે વિષે સંપૂર્ણ વિવેચન છે. વ્યુત્પત્તિ ને અપભ્રંશભાષા વિષેના લેખો ઘણા અગત્યના છે. જૂની ગુજરાતી ભાષા સંબંધી પણ કેટલાક લેખો છે. વિષયવાર વર્ગણી નીચે આપી છે:—

શિક્ષણ ને કેળવણી.

શિક્ષા વિષે મિ. ક્રિચનાં ભાષણોનો ભાવાર્થ.

ભણતર એળે જવા વિષે કવિતા. (રા. કેશવલાલ હ. ધ્રુવ).

ભાષા–વ્યાકરણાદિ.

શિક્ષણપદ્ધતિના સુધારકો (ફ્રોબેલ–પેસ્ટેલોઝી).

મુંબઈ ઇલાકામાં અને ઇગ્લાંડ વગેરે દેશોમાં કેળવણીનો પ્રસાર.

પ્રાથમિક શાળાઓ માટે ચિત્રો ને બીજાં સાહિત્યો.

બાળવર્ગ માટે સાહિત્યો.

સ્લોઇડ પદ્ધતિ.

જૂની ગુજરાતી–વસન્તવિલાસ (રા. કેશવલાલ હ. ધ્રુવ).

ગદ્યકથાસંગ્રહ(રા.કેશવલાલ હ. ધ્રુવ).

રેવાકાંઠાના ઉત્તર ભાગમાં વસનારની અનાર્ય ભાષા (રા. કરમચંદ કિ. શાહ).

પ્રાચીન ગુજરાતી દર્શન (રા. હરિલાલ હ. ધ્રુવ).

ગુજરાતની પ્રાન્તભાષાઓ અને જાતિભાષાઓ(રા. હરિલાલ હ.ધ્રુવ)

બાળશાળા.

પ્રશ્નોત્તરશૈલી.

બાલશિક્ષણ.

ફ્રાન્સની શાળાઓ.

ઇંગ્લંડની જાહેર પ્રાથમિક શાળા.
પાઠપરીક્ષા—પાઠની નોંધ.
બાળવર્ગ માટે વિવિધ ઉદ્યોગ—કાગળ વાળવા-ફાડવા-ગોઠવવા વગેરે.
કિંડર્ગાર્ટન—શિક્ષણ.
ડ્રૉઇંગ.
શિક્ષકે શું ન કરવું.
ઇતિહાસ શિખવવાના ફાયદા.
ડ્રિલ—બાળકસરત.
ઇંગ્લંડની ટ્રેનિંગ કૉલેજ.
ઇંગ્લંડનું કેળવણીખાતું ને ટુંકી નજર.
હિંદની નિશાળના સામાનનો સુધારો.
ભૂગોળનું શિક્ષણ—ભૂગોળની રમત.
ડિકટેશન—અનુલેખન—નિયમો.
હાલની ઊંચી કેળવણીની અસર.
પરદેશની પ્રાથમિક શાળાઓ.
લેખન.
પ્રદર્શન.
ચતુર ને અણઘડ શિક્ષક.
નિબંધશિક્ષણ.
અવલોકનની ટેવ.
જર્મનીની શાળા.
બાલ્યાવસ્થામાં ટેવનું બંધારણ.
વ્યવસ્થા.
યુરોપની શાળાઓ.
મૂળાક્ષરોનો લેખનક્રમ.
ભૂગોળને આધારે ઇતિહાસનું શિક્ષણ.
પરચુરણ સૂચનાઓ.

૨૦

છોકરાઓની આંખો.
પ્રાથમિક શાળામાંથી પાર્લમેંટમાં (એક પ્રાથમિક શિક્ષકનો હેવાલ).
ઇંગ્લંડની ગામડાંની નિશાળો.
અન્ધશિક્ષક ( ડૉ. નીલકંઠ ).
અનાર્યલોકોની ભાષા (રા. છગનલાલ રાવળ).
ચોધરાલોકોની બોલી (રા. મોતીભાઈ લાલાજી).
ગુજરાતની બોલીઓ (રા. બાલકૃષ્ણ નરોત્તમ).
ઢોડીઆ લોકોની બોલી (રા.હ.હ.ધ્રુવ)
જગતૂની ભિન્ન ભિન્ન ભાષાઓ (રા. ગણપતરાવ બર્વે).
નરસિંહ મહેતાના ખેડુતની ભાષા.
શબ્દોના ચમત્કાર (રા.નાનજીઆર્ના).
જૂના લેખ—વલભીના(રા. હ. હ. ધ્રુવ).
ગુજરાતની પ્રાન્ત અને જાતિ ભાષાઓ. (રા. હ. હ. ધ્રુવ).
ભાષા—વ્યાકરણાદિ.
ગુજરાતી ભાષાની જોડણી.
ઉક્તીયક અથવા ષટ્કારક ( રા. જમીઅતરામ ગૌ. શાસ્ત્રી ).
હેમચન્દ્રની અપભ્રંશ ભાષા.
વ્યાકરણશિક્ષણ.
ગુજરાતી વ્યાકરણ અને વ્યુત્પત્તિ.
વાક્યરચના અને નિબન્ધ.

ઇતિહાસ.

મોગલ રાજ્યની ઉપજ.

મહારાણીની વાર્તા.

સાતમા એડ્વર્ડ.

મેવાડનું ટુંકું વર્ણન (રા. છગનલાલ રાવળ ).

હૈયાસૂનો દુકાનદાર (ઈનામી સમારંભ માટે નાટક ).

જૈનમાર્ગ (ઐતિહાસિક વૃત્તાન્ત).

ભૂગોળ.

જગત્પ્રવાસ.

ભૂગોળવિદ્યાની કેટલીક જાણવાજોગ બાબતો.

સુએઝની નહેર.

ગેરસપ્પાનો ધોધ.

ખરતા તારા ( રા. બર્વે ).

સૃષ્ટિની ઉત્પત્તિની સ્થિતિ (રા. બર્વે).

ગણિત.

ભૂમિતિના ખુલાસા(રા.નાનજીઆની).

કાર્યપ્રકાશક ચિહ્નોનો ખુલાસો (રા. મનસુખલાલ દે. વોરા ).

સામાન્ય જ્ઞાન.

પ્રાણિવર્ણન–ગધેડું-બિલાડી-ભૂરૂંરીંછ –ધ્રુવરીંછ-બીવર-હાથી-સિંહ-વાઘ–સસલું–લોંકડી-કાંગારૂ-જીરાફ-ભૂંડ–રેનડીઅર–નાગ–સાપ–અજગર–વાંદર–ગેંડા–હરણુ-સાબર- શિયાળ-વરૂ–કસ્તુરીમૃગ-ઝરખ-મગર-વ્હેલ-સીલ-શાર્ક-શીબો-સાંઢ- ખીસકોલી–ઉંદર-કોળ-ઉંદરડી-છછુંદર-વાગોળ–રાની પાડો-કસ્તુરીબળદ–આરડતી-ગાય–સ્ટોટ- ધોરખોદીઓ-જળબિલાડી–રકુન–જંગલી કુતરા–કારાકલવંદો.

સોનું–રૂપું–પારો–સીસું–તાંબું–લોઢું-કલાઈ–ધાતુઓ–મુકાબલો-સામાન્ય વર્ણન.

રબર–વાદળી–ચામડું–ફટકડી-સોડા-કપૂર-ચાક-સિન્કોના-મરી-જાયફળ–તજ–તમાલપત્ર-લવિંગ-કાથો-કેસર ચંદન-બદામ-અખોડ-હિંગ-એળચી-સોપારી–અંજીર–પિપરમિન્ટ-ઊસ-મીઠું-નવસાર-સૂરોખાર-પાપડખાર–કુબી–વાંસ–સાગ–ગંધક–રૂ–ઊન-ટાંકણી–સોય–કાળીજીરી-ચાહ-ગુંદ-અતિવિખ-વખમો, ગુંદર–સરસ–વછનાગ-આરારૂટ-સ્લેટ–ચા-ચૂનેરી-પદાર્થ–તાડ–બરફ.

રંગ–આકાર–સ્વાદ–વસ્તુના ધર્મ––ગળાઉ–અગળાઉ–દ્રાવ્ય–અદ્રાવ્ય ઇત્યાદિ.

વિદ્યાના કથિતપાઠ-વીજળીનો પ્રયોગ (રા૦ રતનજી દુ૦ લાડ),

અંબર (રા૦ નર્મદાશંકર સદાશિવ).

સામાન્ય જ્ઞાનના પ્રશ્નો.

સંખ્યા વિષે.
સ્થળ વિષે.
ઝાડનાં મૂળ.
પરચુરણ.
નિશાળ ને નિશાળીઆ (ડૉ. નીલકંઠ).
ચેપી રોગ—મરકી.
હિંદી ચિત્રો.
અભ્યાસીને સૂચના.
ચોધરાલોકની લગ્નરૂઢિ.
ભૂમિ-ચિત્રણ.
કોહીનૂર.

ઇ. સ. ૧૯૦૨ના ઑગસ્ટ માસથી 'શાળાપત્ર'નું તન્ત્રિત્વ અમારી પાસે આવ્યું તે અદ્યપર્યંત ચાલુ છે. તેમાં પૂર્વ સરણિને અવલંબીને શિક્ષકોને ઉપયોગના વિષયો તેમજ ભાષા, સાહિત્ય, વગેરે વિષયો પર લેખો લખાયા છે. શિક્ષણશાસ્ત્રના અનેક વિષયો વિષે જુદી જુદી દૃષ્ટિથી લખાયું છે. શિક્ષકોના આવશ્યક ગુણો. તેમના શિક્ષણમાં જોવામાં આવતા સામાન્ય દોષો, પ્રાથમિક ને માધ્યમિક શાળામાં તેમજ વિદ્યાલયોમાં શિક્ષકો વિષે લાંબા વખતનો મેળવેલો અનુભવ, દરેક શિક્ષણવિષયને લગતી સૂચના, કિંડર્ગાર્ટન પદ્ધતિનું રહસ્ય, તથા બક્ષીસોનું વિવેચન, જૂની ને નવી શિક્ષણ-પદ્ધતિનું તારતમ્ય, પદાર્થપાઠ જેવા નવીન વિષય વિષે સૂચના, નોંધો કેવી રીતે રાખવી, બાલસ્વભાવ ને તેનું અવલોકન કેવી રીતે કરવું, ઇન્દ્રિયો, ધ્યાન, સ્મરણ-શક્તિ, વિચારશક્તિ કેવી રીતે કેળવાય છે વગેરે વિષયો શિક્ષકવર્ગને ઉપયોગી છે. માનસશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, ગુજરાતી સાહિત્ય વિષે ચર્ચા, જોડણી, વ્યાકરણ, વાક્યપૃથક્કરણ, ભાષાશુદ્ધિ, ભાષાશૈલી, પુસ્તકાવલોકન આદિ વિષયો શિક્ષકોને તેમજ ગુજરાતી સાહિત્ય ખેડનારા ને વાચનથી આનન્દ પામનારા વર્ગને ઉપયોગી ને આનંદદાયક થશે એવી આશા છે. અમારા પોતાના તંત્રિપણાના કાર્ય વિશે વિશેષ કહેવું ઉચિત ન ધારી લખાયલા લેખોની વિષયવાર યાદી (કોઈ કોઈ સ્થળે વિષયનું સ્વરૂપ સમજાય એવી વિસ્તૃત) આપી વિરમીએ છીએ. એ યાદીમાં મારા પોતાના લેખ પણ દર્શાવ્યા છે. અન્ય તંત્રીઓના તમામ લેખો જાણવાનાં સાધન ન હોવાથી તે દર્શાવ્યા નથી.

શિક્ષણશાસ્ત્ર.
વર્નાક્યુલર નિશાળોના શિક્ષકો માટે

સૂચનાઓ.
પદાર્થપાઠોની ધોરણવાર યોજના.

બાળડ્રિલ–ડમ્બેલ્સ વગેરેની રમતો.
પદાર્થપાઠ વિષે સૂચના.
* બાળકોનાં ખાસ લક્ષણ.
નિરીક્ષાગમન (ધોરણવાર).
* અભ્યાસમાં સફળ થવાની પદ્ધતિ.
* શિક્ષકના આવશ્યક ગુણો.
* સૉક્રેટીસ અને તેની શિક્ષણપદ્ધતિ.
પદાર્થપાઠ—રંગ (પાંચ ધોરણો માટે ક્રમવાર).
* પદાર્થપાઠ વિષે સૂચનાઓ.
* કેળવણી એટલે શું ?
ભૂગોળના પાઠ—આકાર (પ્લૅન) વર્ગના ઓરડાનો–નિશાળનો.
* બાલસ્વભાવ ને કિંડર્ગાર્ટન પદ્ધતિનું તે પર બંધારણ–તે વિષે ફ્રિચના વિચાર.
* તરુણ શિક્ષકોને સૂચના.
કિંડર્ગાર્ટન–બક્ષીસો ૧ લીથી.
* ભૂગોળના શિક્ષણ વિષે સૂચના.
* ભૂગોળના પારિભાષિક શબ્દો વિષે પાઠની યોજના.
* દેશ વિષે પાઠનો નમુનો.
* ફ્રોબેલના શિક્ષણસિદ્ધાન્તો તથા વિચારો.
* ગણિતશાસ્ત્રના–અંકગણિત તથા ભૂમિતિના અભ્યાસથી થતા લાભ.
* શિક્ષણમાં સામાન્ય ખામી.
* ઇનામ ને શિક્ષા.
* બાળસ્વભાવ વિષે મિ. ચિચગરના વિચારો.
* શિક્ષકવર્ગને ઉપદેશપંચક.
* પરીક્ષામાં પ્રશ્નોના ઉત્તર કેમ લખવા.
* શિક્ષક ને શિક્ષણ.
* લેખનશુદ્ધિ ને લેખનસ્પષ્ટતા.
* રૂગ્બિનો આર્નોલ્ડ.
* ઇતિહાસનું શિક્ષણ-સ્વરૂપશિક્ષણ પદ્ધતિઓ–શિક્ષકના ગુણ–કુદરતબળ ને મનુષ્યબળ.
* બાળગીત (કિંડર્ગાર્ટનની ૯ બક્ષિસોને લગતાં).
* કિંડર્ગાર્ટન પદ્ધતિ વિષે મિ. ઓફ્ શીઆના વિચારો.
* મિ. હર્બર્ટનો સિદ્ધાન્ત.
* ભૂગોળ ને ઇતિહાસનો સંબંધ.
* ઇતિહાસના શિક્ષણ વિષે બોર્ડ ઑવ્ એડ્યુકેશનની સૂચના.
* એ સૂચના પર મિ. હેન્રિ સ્માર્ટના વિચારો.

---

* આ યાદીમાંના આવા ચિહ્નવાળા લેખો તેમજ 'માનસશાસ્ત્ર,' 'ન્યાયશાસ્ત્ર,' 'કાવ્યશાસ્ત્ર,' 'વરરુચિ ને હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણ' એ વિષયોના તમામ લેખો અમારા પોતાના લખેલા છે. તંત્રી

ડ્રિલ ને કિંડર્ગાર્ટન (મિ.અમીધર).
* શ્રુતલેખન.
* જાતકેળવણી.
* અંકગણિતના શિક્ષણમાં સામાન્ય દોષો.

નિબંધની સામાન્ય ભૂલો.

વાચન ( મિ. માણેકલાલ કાળીદાસ ભટ ).
* શિક્ષક ને શિષ્ય બંનેએ કેળવવા યોગ્ય ટેવો.
* વિશિષ્ટ લક્ષણથી શિક્ષણ પર થતી અસર.
* પાઠની નોંધ—શા માટે ને કેવી રીતે કરવી-વાચનપાઠની નોંધ.
* શિક્ષકના આવશ્યક ગુણો.
* ભૂગોળનું શિક્ષણ.
* નીતિનું શિક્ષણ.
* વાદળાં વિષે શિખવવા લાયક બાબતોની નોંધ.
* શિક્ષણશાસ્ત્ર અને શિક્ષણકળા.
* શિક્ષકોને સૂચના.

શિક્ષકોને એક ચેતવણી (મિ. વકીલ).
* હિંદુસ્તાન માટે સ્લોઈડ.
* ડૉ. લુન્ડિના આંખના સંરક્ષણ માટેના નિયમો.

ભૂગોળશિક્ષણ ( મિ. વકીલ ).
* શિક્ષણ વિષે સંવાદ.
* સ્વાભિમાનનું શિક્ષણ.
* શાળામાં સારાં આચરણ કેળવવાની યુક્તિ.

બાળકને હુંપણાનું ભાન કેવી રીતે થાય છે ( મિ. વૈષ્ણવ ).
* શિક્ષકોને સૂચના—શિક્ષણમાં સામાન્ય દોષો તથા વિષયવાર જોવામાં આવતા દોષો.
* ગૃહશિક્ષણ.
* શિક્ષણ રસિક કરવામાં આવશ્યક ધર્મો.
* ધર્મ ને નીતિ સંબંધી કેળવણી.

સંખ્યા ( કૃ. સુ. વકીલ ).
* નવું ને જૂનું ( શિક્ષણની જૂની ને નવી પદ્ધતિ—હાઈ સ્કૂલો—કૉલેજો વગેરેમાં )

વાચન અને તેનો ઉચ્ચ ઉદ્દેશ ( ગોવિન્દભાઈ રાયજીભાઈ ).
* કેળવણી (વડોદરાના શિક્ષકસમાજમાં પ્રમુખપદે આપેલું વ્યાખ્યાન). કેળવણી—પરચુરણ
* સ્વસ્થાનની ભૂગોળ.
* હેસફરિંગ રોડનામની બાળશાળા.

નિશાળમાં અકસ્માત્.
જાપાનમાં કેળવણીનો પ્રચાર.
પરચુરણ સૂચનાઓ.
* યુનાઇટેડ સ્ટેટ્સમાં અપાતી કેળવણી વિષે.

અમેરિકામાં કેળવણી (રા. વીરચંદ રાઘવજી ગાંધી).
* સ્વીડનમાં કેળવણી-સ્લૉઇડ.
* કૅનેડામાં હસ્તકળાશિક્ષણ.
* અમેરિકામાં કેળવણીનો પ્રચાર.
* ભૂગોળ મન કેળવવાનું સાધન કેવી રીતે કરી શકાય.
* મધ્યપ્રાન્તની પ્રાથમિક શાળાઓ.
* જર્મનવિશ્વવિદ્યાલય.
શિક્ષકોને સૂચના (રા. દોલતરાય છોટાલાલ બૂચ).
* ગ્રેટબ્રિટનની કેળવણી (મિ. કૉવર્ટનનો રિપોર્ટ).
* મધ્યપ્રાન્તની ગ્રામ્યશાળાઓ.
* રશિયા ને જાપાનની કેળવણી.
ડ્રૉઇંગ ને શાળામાં તેની અગત્યતા. (રા. દુલેરાય જેશંકર નાણાવટી).
* જાપાનીસ કેળવણી-ભાષા-પ્રાથમિક શાળાઓ-નીતિ વિષે વિચારો.
* જર્મનિમાં શિક્ષણ.
* બ્રહ્મદેશની કેળવણી.
* જર્મનિની શાળામાં દાક્તરી તપાસ
* માનસશાસ્ત્ર.
માનસશાસ્ત્રનું સ્વરૂપ-શિક્ષણ સાથે સંબંધ.
લક્ષણ.
શાસ્ત્રની પદ્ધતિઓ-અન્તર્દર્શન ને બહિર્દર્શન (અવલોકનપદ્ધતિ ને પ્રયોગપદ્ધતિ).
મન ને શરીર વચ્ચે સંબંધ.
જ્ઞાનતન્તુઓ-અન્તર્વાહિની ને બહિર્વાહિની.
મગજ ને તેના પ્રકાર ને રચના.
મનનાં ત્રણ સ્વરૂપ-લાગણી, જ્ઞાન, ને ઇચ્છા.
કેળવણીમાં ફેરફાર પડવાનાં કારણો.
બાળકેળવણીની ત્રણ કાળમર્યાદા.
ધ્યાન-તેના પ્રકાર-ઐચ્છિક ને અનૈચ્છિક-આન્તર ને બાહ્ય ઉત્તેજકો.
ધ્યાનના પ્રતિબંધે-શારીરિક ને માનસિક-શિક્ષક તથા વિદ્યાર્થીને લગતા.
સંવેદન ને પ્રત્યક્ષજ્ઞાન-નિર્વિકલ્પક ને સવિકલ્પક પ્રત્યક્ષ—ઇન્દ્રિયોનો સંસ્કાર ને તારતમ્ય.
નિરીક્ષા-ઇન્દ્રિયો કેળવવાનો સમય ને રીત.
સ્મરણશક્તિ ને તે શી રીતે કેળવવી.
ગ્રાહકશક્તિ-ધારણાશક્તિ-સંસ્કારનો ઉદ્બોધ-સહકારિ લાભ.

* ન્યાયશાસ્ત્ર.

શાસ્ત્ર ને કળાનું સ્વરૂપ-ન્યાયશાસ્ત્રનું સ્વરૂપ-શાસ્ત્ર અને કળા.
ન્યાયના પ્રકાર—વ્યાપ્તિન્યાય ને

પરામર્શન્યાય.
સંસ્કૃત પંચાવયવ ને પાશ્ચાત્ય ત્ર્યવયવ અનુમાનવાક્ય ને તેનું તારતમ્ય.
પદસ્વરૂપ ને પદવિભાગ.
શબ્દશક્તિ-અભિધા-લક્ષણા ને વ્યંજના તથા તેના વિચારો.
સંકેત વિષે ભિન્ન મતો—વ્યક્તિવાદી—જાતિવાદી—ઉપાધિવાદી.
હરિએ દર્શાવેલા વાચ્યાર્થ નિયામક.
પદોની વ્યક્તિવાચકતા ને ગુણવાચકતા.
વાક્યના પ્રકાર-સર્વદેશી વિધિ ને નિષેધ ને એકદેશી વિધિ ને નિષેધ.
A. E. I. O. ને પદોની વ્યાપકતા.
વિધેયના વિભાગ-વ્યાપ્યવર્ગ-વ્યાકવર્ગ—ભેદક—નિયત—અનિયત—ધર્મો.
લક્ષણ—ને તેના દોષો—અવ્યાપ્તિ અતિવ્યાપ્તિ—અસંભવ.
હેત્વાભાસ—શુદ્ધ હેતુનાં ત્રણ સ્વરૂપ—પક્ષધર્મત્વ,સપક્ષસત્ત્વ,વિપક્ષવ્યાવૃત્તિત્વ-હેત્વાભાસના અર્થ-અનૈકાન્તિક-વિરુદ્ધ-સત્પ્રતિપક્ષ-અસિદ્ધ-બાધિત.
ન્યાયનિયમ અને પાશ્ચાત્ય હેત્વાભાસો—આકૃતિક ને આર્થિક.

ભૂગોળ.

જાપાન.
મુંબઈ ઈલાકો.
ટિબેટ.
મૅન્ચુરીઆ.
રશિયાની એશિઆમાં રેલ્વે.
* દક્ષિણ ધ્રુવ પ્રદેશ તરફની શોધો.
ભૂગોળની ગમ્મત (ગીરજાશંકર કરૂણાશંકર ભટ્ટ).
દિશાદર્શકયન્ત્ર.
ઉત્તરવિભાગ ને ગુજરાતની ભૂગોળ.
કાશ્મીર (મા—કા. ભટ).
* પ્રાચીન ગ્રીક લોકો.
* પ્રાચીન રોમન લોકો,
* પ્રાચીન ઇજિપ્શિયન લોકો.

ઇતિહાસ.

* ગુર્જરલોકોનો ઇતિહાસ.
* મુંબઈનો ઇતિહાસ.
* જુન્નરનો પ્રાચીન લેખ.
રોમન કેળવણી (મિ. વૈષ્ણવ).
* પ્રાચીન લેખો વિષે ડૉ. ભાંડારકરના ભાષણનો સાર.
ડૉ ટેલરનો સરખેજ વિષે નિબંધ.
* અકબરના મરણ વિષે મિ. કર્કેરિઆનો નિબંધ
સુલતાન મુઝફ્ફરશાહ.
* ઔરંગઝેબ.
*હિંદના પ્રાચીન ઇતિહાસનું દિગ્દર્શન.
* મોટા મોગલ બાદશાહ અને પોર્ટુગીઝ સ્ત્રીઓ.

* મિસ ફ્લૉરન્સ નાઇટિંગેલ.
શિવાજીની ઉન્નતિનાં ખાસ કારણુ ( મા. કા. ભટ )
હિંદના વિભાગ ને તે માંહેના અધિકારીઓ.
* હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસનો એક નવીન ભાગ ( ડૉ. ભાંડારકરના ભાષણનો સાર ).
* ઔરંગઝેબ પાદશાહ વિષે કેટલીક વાતો.
સ્વર્ગસ્થ શહેનશાહ સાતમા એડ્વર્ડનું ટુંકું જીવનવૃત્તાન્ત (મિ. વૈષ્ણુવ).

પરચુરણ.

* દુનીઆમાં કોયલાની પેદાશ.
* પનામાની ખાડી.
* મુંબઈનું પ્રદર્શન.
વરસાદ ઋતુ—બાળગીત (મિ. ઉમેદઅલી કરીમમહંમદ મુનશી).
ખાતા તરફથી નક્કી થયલાં બાળગીતોનો સંગ્રહ.
વિદ્યા(ફ્રાન્સ-ઇંગ્લંડઅને અમેરિકા).
* જાપાનમાં હિંદુસ્તાનનાવિદ્યાર્થીઓ.
એક પાટા પર ચાલતી આગગાડી.
* ચાર પંડિતોની વાર્તા.
* ધર્મની આવશ્યકતા.
* કુલીનન હીરો.
* બ્યાપારથી ઇગ્લંડની આબાદી.

પદાર્થવિજ્ઞાનપ્રવેશિકા (ભાઇલાલ હરિલાલ ગટેલ).
આધુનિક વિમાન (મિ. આ. મો. દિવાનજી).
ટ્રેનિંગ કૉલેજમાં મંગાવેલા રેશમના કોશેટા (મિ. વૈષ્ણુવ).
* શમીવૃક્ષ—બિલ્વવૃક્ષ.
* જીભ.
પ્રાચીનક્રિયા ને તેને લગતાઅવયવો.
ભૂસ્તરવિદ્યા (મિ. પંડ્યા).
* હૅલિનો કૉમેટ.
કુદરતી મહાન્ ગુફા (સાકેરલાલ પુરુષોત્તમ શુકલ).
* ઇ. સ. ૧૯૦૮ની ચમત્કારી શોધો.
રાક્ષસી વૃક્ષો (સા. પુ. શુકલ).
* મનુષ્યની મુખ્ય જાતિ—શ્વેતવર્ણી—રક્તવર્ણી-પીતવર્ણી-કપિલવર્ણી—કૃષ્ણુવર્ણી.
* દ્રવ્ય ને તેનું ઉત્પાદન.
* પદાર્થોનો વિનિમય ને નાણું.
* સુરત—શંકર જયન્તીમાં વાંચેલો શ્રીમચ્છંકરસિદ્ધાન્ત વિષેનો લેખ.
હડકવા (મિ. પંડ્યા).
મહારાજાશ્રીના રાજ્યાભિષેક ને જન્મદિવસને લગતો લેખ.

ગણિત,

પૂરક સર્વાળાની રીતથી બાદબાકી.

* મિશ્ર અપૂર્ણાંકનો વર્ગ કાઢવાની ટુંકી રીત.
હિંદુપંચાંગનીસમજ(મિ.અમીધર).
ઇંગ્રેજી પંચાંગ, ગુડફ્રાઈડે ને ઇસ્ટરના તહેવારો ( મિ. અમીધર ).
મિશ્રરાશિ ( મિ. અમીધર ).
ભાગાકારની જાણવા લાયક રીત.

સંગીત.

સંગીત (મિ. લક્ષ્મીશંકર).
કાલપ્રમાણ.
સ્વરપ્રમાણ–
સરીગમ પધની–ની સમજ.
ગતિરચના.
બાળપોથીની કવિતાની સંગીત લેખન. પદ્ધતિ.

સાહિત્ય—તથા કાવ્ય.

પ્રેમાનન્દ ( મિ. કે. હ. ધ્રુવ ).
વાગ્વ્યાપાર ( Do ).
કેળવણીનો ખોટો દંભ (કાવ્ય). (મિ. અંબાપ્રસાદ હરગો. શુકલ).
વાચનમાળામાં સૂચના (બાળપોથી-પહેલી ચોપડી–બીજી ત્રીજી–ચોથી–સાતમી ).
ગુજરાતના કવિઓનાં અપ્રસિદ્ધ કાવ્ય ( છગનલાલ રાવળ ).
ગુજરાતની મુસાફરી (કાવ્ય–ડાહ્યાભાઈ તુલસીભાઈ ભોજાણી).
કરાંચી શહેરની મુખ્ય નિરીક્ષા (દયાશંકર રણછોડ ઠાકર–કાવ્ય).
* કવિ ને કાવ્ય–કાવ્યનું લક્ષણ ભિન્ન મતો–સારાંશ.
અનંગધરનાં છૂટક સ્મરણ ( કાવ્ય. અ. ક. ત્રિવેદી ).
પાપમોચિની આગળ ( કાવ્ય. અ. ક. ત્રિવેદી ).
કપિલધારા (કાવ્ય–મો. પા. દવે).
બેસતા વર્ષનું સ્વપ્નદર્શન ( કાવ્ય. અ. ક. ત્રિવેદી ).
* ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ-તેનાં કાર્યનું સમાલોચન ને સૂચના.
મંગલાષ્ટક (કાવ્ય. અ. ક. ત્રિવેદી).
રામેશ્વરની યાત્રા(કાવ્ય.અ.ક.ત્રિવેદી).
વીર અમે ગુજરાતી(કા. મા. ક. ભટ્ટ).
* કાવ્ય ને શાસ્ત્રના વિનોદો (અલંકાર વગેરેની સમજુતી સાથે).
મનુષ્યકૃતિ ને અગાધ ઇશ્વિરશક્તિ (મ. ભા. શાસ્ત્રી ).
વિચારપ્રાબલ્ય ( વૈકુણ્ઠ )
* ગુજરાત સાહિત્યસભામાં વાંચેલો લેખ-ગુજરાતી સાહિત્યનું સમાલોચન ને તેને સમૃદ્ધ કરવાની સૂચના.

## ભાષા—તથા વ્યાકરણ.

* ગ્રન્થોમાં માલમ પડતા તત્સમ શબ્દોની જોડણીના દોષોની યાદી ને તે વિષે સમજુતી.
* શબ્દો છૂટા પાડવા સંબંધી નિયમો.
* વરરુચિનો પ્રાકૃતપ્રકાશ, મૂળ-ભાષાન્તર તથા પાઠભેદ સાથે (પ્રાકૃત ભાષા વિષે ઉપોદ્‌ઘાતસહિત).
* ગુજરાતી ભાષાની જોડણી સંબંધી કેટલાક વિચારો.

વાચનમાળાની રિવિઝન—કમિટિએ કરેલા જોડણીના નિયમો.

* જોડણી સંબંધમાં રા. નરસિંહરાવે કરેલા આક્ષેપોનો ઉત્તર.
* સિદ્ધહેમચન્દ્રનું અપભ્રંશ પ્રકરણ.

ગુજરાતી ભાષાની પ્રૌઢતા (ભગવાનદાસ ભૂખણદાસ).

ભાષાવતાર(આચાર્ય વલ્લભજી હરદત્ત).

બાળપોથી ને પહેલી ચોપડીમાંના શુદ્ધ ને અપભ્રષ્ટ ફારસી અરબી શબ્દો (મિ. દાદામીઆં નથુમીઆં).

જૂની ગુજરાતી (છો. વિ. રાવળ).

ગુજરાતી અક્ષરોનું રૂપાન્તર (છો. વિ. રાવળ.

* ભાષાશુદ્ધિ વિષે કેટલાક વિચાર—(વર્નાક્યુ. સો. ના ડાયમન્ડ જ્યુબિલિને પ્રસંગે આપેલું ભાષણ)—

ભાષાશુદ્ધિની આવશ્યકતા—ચ્યુતસંસ્કૃતિદોષના દાખલાઓનું વર્ગીકરણ તથા વિવરણ—શ્રુતિકટુત્વ—અશ્લીલતા—સંસ્કૃતમય ને પારસી ગુજરાતી—ઉત્તમ ભાષાસ્વરૂપ.

ગુજરાતી ભાષામાં વપરાતા અરબી ફારસી શબ્દો (અ. હ. મુનશી).

જૂની ગુજરાતી(પોપટલાલ કે. શાહ).

* ગુજરાતી ભાષા વિષે (ડૉ. જી. આર ગ્રીઅર્સનના 'હિંદુસ્તાનની ભાષાના સમાલોચન' પરથી).

સંસ્કૃત 'ભુવનદીપક'નું ભાષાન્તર (છો. રાવળ).

ભાષાશૈલી (અ. ક. ત્રિવેદી).

ગ્રન્થાવલોકન (મો. પા. દવે).

* સાંપ્રત સમયના ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્ય વિષે કેટલાક પ્રથમ દર્શને થતા વિચારો.

નગરખડ ( અ. ર. દેસાઈ).

સત્તરમા સૈકાના પ્રારંભની ભાષા (છો. વિ. રાવળ).

જૈન ગુજરાતી સાહિત્ય(પો.કે.શાહ).

જૂનું સ્વરશિક્ષણ (દે. વૈ. ભટ્ટ).

* મહાભાષ્યમાં આપેલાં વ્યાકરણ શીખવાનાં મુખ્ય ને આનુષંગિક પ્રયોજનો.

* વાક્યપૃથક્કરણ.
* ત્રીજી ને સાતમી વિભક્તિ.
  ('એ' પ્રત્યય વિષે વિચાર).
* ભેદ ને પ્રયોગનું શાસ્ત્રીય વિવેચન.
* વિભક્તિના અર્થોનું વિવેચન.
* વ્યાકરણમાં વિવક્ષાનું બળ.

સામાન્ય જ્ઞાન.

વનસ્પતિવર્ણન—બાદીઆન—પીળો ચંપો—ગુલાબ.
ખનિજપદાર્થો—કાલવેલો ચૂનો તથા સિમેટ–સોનું–રૂપું–પારો–નિકલ-પ્લૅટિનમ–ત્રાંબું–કલાઈ–સીસું—જસત.
પવનની દિશા બતાવનાર યન્ત્ર.
સૂર્યોદયાન્તરમાપક ઘડિયાળ.
ચ્હા.
પ્રાણી વિષે પદાર્થપાઠો.
ગાય ( ૮ પાઠ ).
ભેંસ–બકરૂં–ઘેટું–ઊંટ–
કીડી–ઘોડો–ગધેડું–હાથી.
જળઘોડો જિરાફ–શાહમૃગ–સેટ્સિ-માખી–મનુષ્યમત્સ્ય—જંગલી પોપટ–ઊડતી માછલીઓ વગેરે (જી. બી. એડેકર).
ઉદ્ભિજ્જ પદાર્થો–ક્વિનાઈન-કપૂર–તેજાના (લવિંગ–ચિનિકબાલા–તજ–જાયફળ ન જાવંત્રી–સુંઠ).
પાણી.
વનસ્પતિ અને પ્રાણી (મિ. વૈષ્વ).
*ધરતીકંપ–કારણ, પરિણામ–તથા પ્રદેશ–તત્સૂચકયન્ત્ર.
પ્રાણીઓની શ્વાસક્રિયા (મિ. વૈષ્વણ.)
ખાંડ–મીઠું–અળસી–મરી-સુરોખાર.
મુંબઈ ઇલાકામાં કાગળ બનાવવાનો ઉદ્યોગ.
ધૂમકેતુ (મિ. લી. અ. સૈયદ).
રેશમના કીડા (મિ. સન્ત).
મગફળી.

* કાવ્યશાસ્ત્ર.

વિષયનિરૂપણ–આલંકારિકો–તેમના ગ્રન્થો-કાવ્યનું લક્ષણ-કાવ્યની મહત્તા–કાવ્ય બનાવવામાં આવશ્યક ગુણો–પ્રતિભા–બહુશાસ્ત્રદર્શિતા–કાવ્ય–પરિશીલન.
કાવ્યના વિભાગ–ધ્વનિ–ગુણીભૂત–વ્યંગ્ય–ચિત્ર.
ધ્વનિકાવ્યના વિભાગ–અવિવક્ષિ-તવાચ્ય ને વિવક્ષિતાન્ય પરવાચ્ય તથા ઉપવિભાગો.
કાવ્યના પ્રકાર–શ્રવ્ય ને દૃશ્ય–અ-ભિનયનું સ્વરૂપ–પ્રકાર–રૂપક-દસ વિભાગ—વસ્તુ—નાયક—નાટ્ય–નૃત્ય–નૃત્ત.
શ્રાવ્ય કાવ્યના વિભાગ–પદ્ય–ગદ્ય–મહાકાવ્ય—ખંડકાવ્ય–કથા–આ-ખ્યાયિકા–ચમ્પૂ.

આ પ્રમાણે 'શાળાપત્ર'ના પચાસ વર્ષના ઇતિહાસનું રેખારૂપ યત્કિંચિત્ દર્શન સમાપ્ત થાય છે. ટપાલ ખરચ સાથે માત્ર એક રૂપીઆ જેટલા ટુંકા લવાજમમાં શિક્ષણશાસ્ત્રની ને ગુજરાતી સાહિત્યની સેવા બજાવનાર એ અદ્વિતીય માસિક છે એમ કહેવામાં અમને કંઈ પણ અતિશયોક્તિ લાગતી નથી. ઉપર આપેલી વિષયોની યાદી, જેમાં ઘણા નાના નાના પણ ઉપયોગી લેખોનો તો અન્તર્ભાવ કરવામાં આવ્યો નથી તે પરથી વાચકવર્ગને ખુલ્લું જણાશે કે આ માસિક શિક્ષકવર્ગને તેમજ અન્ય સાહિત્ય ને વિદ્યાના વિષયના ઉચ્ચ અભિલાષીને, સંસ્કારી ને શુદ્ધ ભાષાના સંશોધકને ને ગ્રન્થકાર તેમજ કવિ થવાની કામના રાખનારને, સર્વને કંઈ કંઈ ઉપયોગી સાધન પૂરૂં પાડે છે. શિક્ષકવર્ગના ઊંચામાં ઊંચા અધિકારી તેમજ સામાન્ય અને નીચલા વર્ગના અધિકારી ને સાધારણ ને શિષ્ટ ઇતર વાચનવૃન્દ સર્વને કંઈ કંઈ લાભ આ માસિકથી મળવો જોઈએ એવો એનો ઉચ્ચતમ આદર્શ છે ને તે સફળ કરવા દરેક તન્ત્રીના સમયમાં પુષ્કળ પ્રયત્નો થયા છે તે ઉપરની યાદીથી સહજ સમજાશે. શબ્દો છૂટા લખવામાં સંમાયલા નિયમો, જોડણીને લગતો સમયે સમયે થતો ઊહાપોહ, શબ્દશુદ્ધિ, વ્યુત્પત્તિ, ભાષાશુદ્ધિ, ભાષાશૈલી, વિચારશુદ્ધિ, હેત્વાભાસો, સ્મરણશક્તિ, વગેરે વિષયોનું પ્રાચ્ય ને પાશ્ચાત્ય રીતે નિરૂપણ, તે બે રીતિનું તારતમ્ય, કાવ્યશાસ્ત્રને લગતી હકીકત, ઉત્તમ કાવ્ય કેવું હોવું જોઈએ, શક્તિ, લક્ષણા, વ્યંજના, અલંકાર, વસ્તુ, નાયકનાયિકા, ગદ્યપદ્યના વિભાગ આદિ વિષયોનું વિવેચન સાહિત્યમાં રમનાર ઉચ્ચ અધિકારીઓને આનન્દ આપે એવું છે. સંક્ષેપમાં રા. સા. મહીપતરામભાઈ જેવા જનસેવાપરાયણ, પરમાર્થવૃત્તિ ને પ્રામાણિક પુરુષને શુભ હસ્તે જેનો બીજાવાપ થયો છે, રા. સા. નવલરામભાઈ જેવા વિદ્વાન્ વિવેચકે જેને સિંચનાદિ પ્રસવસાહિત્યો પૂરાં પાડી અંકુરાદિ ઉદ્ભવ કરાવી સારી રીતે કેળવ્યું છે, અને તેમના પછીના તન્ત્રીઓએ તેમજ ઇતર સાહિત્યપ્રેમીજને પણ જેને સંભાળથી યથાશક્તિ વૃદ્ધિ પમાડયું છે તે 'શાળાપત્રે' ગુર્જર-સાહિત્યક્ષેત્રમાં અનેક સ્વાદિષ્ઠ ફળો ઉત્પન્ન કર્યાં છે ને એવાં ઉત્પન્ન કર્યા કરશેજ. તથાસ્તુ!

---

# પરિશિષ્ટ (૩)

## કર્તવ્યની પરિસમાપ્તિ

અમારા તન્ત્રિત્વ નીચે પ્રકટ થતા 'શાળાપત્ર'નો આ છેલ્લો અંક છે. ઇ. સ. ૧૯૦૨ના ઑગસ્ટથી ઇ. સ. ૧૯૧૪ના એપ્રિલ સુધી, એટલે લગભગ બાર વરસ, એ તન્ત્રિત્વ અમારી પાસે રહ્યું, તેમાં અમારા વાચકવર્ગની, શિક્ષકોની, અને સાહિત્યપ્રેમીઓની, યથાશક્તિ સેવા બજાવી હવે અમે તેમની રજા લઈએ છીએ. દરેક વરસના આરંભના અંકમાં અમે ગયલા વરસના લેખોનું સિંહાવલોકન કરવાની રીત રાખી હતી. એમાં અમારા બે ઉદ્દેશ હતા. એક એ કે એ વર્ષના ઉપયોગી લેખો વાચકવર્ગના સંમુખ મૂકી તે તરફ તેમનું લક્ષ ખેંચવું, અને બીજો એ કે અમે પણ અમારા કાર્ય સંબંધી વિચાર કરી શકીએ અને અમને જે ન્યૂનતા લાગે તે ચાલુ વરસમાં દૂર કરવા પ્રયાસ કરીએ. આજ શૈલીને અનુસરી અમારૂં કર્તવ્ય પરિસમાપ્ત થતાં તેની એકત્ર સમાલોચના કરવી અમને યુક્ત લાગે છે. વાચકવર્ગ ભિન્ન ભિન્ન રુચિના ને શક્તિના હોય છે, તે સર્વની રુચિ કેટલેક અંશે સંતુષ્ટ થાય એવી ધારણાથી અમે દરેક પ્રતિના લેખ દાખલ કરવા પ્રયાસ કર્યો છે. 'શાળાપત્ર'નો ઉદ્દેશ અમે એ પત્રની જ્યુબિલિના ખાસ અંકમાં નીચે પ્રમાણે દર્શાવ્યો છે:—

શિક્ષકવર્ગના જ્ઞાનમાં વૃદ્ધિ કરવી, તેમનામાં કર્તવ્યનિષ્ઠા પ્રેરવી, શિક્ષણપદ્ધતિ તેમજ શિખવવાના વિષયો સંબંધી પ્રસંગે પ્રસંગે જુદી જુદી દૃષ્ટિથી વિવેચન કરવું, શિક્ષકમાં કેવાં લક્ષણ હોવાં જોઈએ, શિષ્યશિક્ષક વચ્ચે કેવો સંબંધ હોવો જોઈએ, ઉત્તમ પ્રતિનું શિક્ષણ અને અનુકરણીય આચાર તથા જ્ઞાનવાળા શિક્ષકોનો ઉચ્ચતમ આદર્શ કેવાં જોઈએ, બાલકો કેવા હોય છે, તેનું નિરીક્ષણ કેવી રીતે કરવું, અધિકારીને અનુસારી શિક્ષણ શા માટે જોઈએ, શિક્ષણ ક્રમિક કરવાની શી જરૂર છે, શિક્ષકના આચાર, વિચાર, નીતિ, ને ન્યાયબુદ્ધિ શા માટે અનુકરણીય હોવાં જોઈએ ઉત્તમ શિક્ષણ ને આદર્શભૂત શિક્ષકો પર અગામિની પ્રજાનો અભ્યુદય કેવી રીતે રહેલો છે, જ્ઞાન ને વિદ્યાના વિષયમાં કાલક્રમે જે જે સંશોધન

ને અભિવૃદ્ધિ થાય તેથી શિક્ષકે શા માટે વાકેફ રહેવું જોઈએ, બહુશ્રુતપણાની શિક્ષણમાં શી આવશ્યકતા છે, દરેક શિષ્યની વૃત્તિ, ગુણદોષ, વગેરેની શિક્ષકને શા માટે માહીતી હોવી જોઈએ, તેનામાં વિવેચકશક્તિ ને સમાનભાવ, તથા સમાનદૃષ્ટિ ને પ્રેમની શી જરૂર છે એ વગેરે વિષયોનું નિરૂપણ કરવું એ આ પત્રનો ઉદ્દેશ છે. આ ઉપરથી સમજાશે કે શિક્ષકવર્ગને શિક્ષણ ને પદ્ધતિ એ બેનુંજ જ્ઞાન આપવું એવી સંકુચિત મર્યાદા આ પત્રની નથી. ભાષા ને સાહિત્ય તેમજ પ્રાકૃતિક વિદ્યા સંબંધીની નવીન શોધોને લગતા વિષયો પણ એ પત્રમાં ચર્ચાય છે ને તેનો હેતુ શિક્ષકની દૃષ્ટિ વિસ્તૃત કરવાનો ને તેમનામાં બહુશ્રુતપણું લાવવાનો છે. ભાષા, સાહિત્ય, તે પ્રાકૃતિક વિદ્યાના વિષયો આ રીતે વારંવાર અનેક દૃષ્ટિથી ને જુદા જુદા તન્ત્રીઓના સમયમાં જુદી જુદી રીતે ચર્ચાવાથી આ માસિક માત્ર શિક્ષકનેજ ઉપયોગી છે એમ નહિ, પણ સામાન્ય વર્ગને તેમજ સાહિત્ય અને જ્ઞાનના અભિલાષી, શુદ્ધ ને સંસ્કારી લેખની જેને અપેક્ષા છે તે સર્વને એ અનેક રીતે ઉપયોગી છે.

અમારા વિચાર પ્રમાણે ‘ શાળાપત્ર ’ નો આવો ઉદ્દેશ જોઈએ અને એ ઉદ્દેશને લક્ષમાં રાખી અમે અમારૂં કર્તવ્ય કરવા યથાબુદ્ધિ પ્રયાસ કર્યો છે. એ પ્રયાસ કેટલે દરજ્જે સફળ થયો છે તે જોવાનું કામ વાચકવર્ગનું છે. પરંતુ એ પ્રયાસ અમે કેવી રીતે કર્યો છે તેનું દિગ્દર્શન આ સ્થળે કરવાની જરૂર છે.

અમારા પોતાના લેખની સંપૂર્ણ યાદી આ સાથે આપી છે, તેથી અમે જાતે કયા કયા વિષયો આલેખ્યા છે અને જાતે કેટલો પરિશ્રમ કર્યો છે તે સહજ સમજાશે. અમારા નમ્ર વિચાર પ્રમાણે અન્ય લેખકોના લેખો છાપી માસિકનાં પાનાં ભરી મૂકવાં અને પોતે કવચિત્ ને બહુ થોડુંજ લખવું એ તન્ત્રીને શોભતું નથી. અન્ય માસિકોમાં ભલે તે નીભે, પરંતુ આ માસિકમાં તે નીભશે નહિજ કે આ માસિકનું ગૌરવ તેથી નષ્ટ થયા વિના રહેશે નહિજ. પ્રાથમિક શિક્ષણને નિયન્ત્રિત કરનારી ને સુમાર્ગ દર્શાવનારી તેમજ શિક્ષણની નવીન પદ્ધતિઓનું તારતમ્ય કરનારી ‘ઉત્તર વિભાગની અદ્વિતીય સંસ્થાના ઉપરિ અધિકારીના હાથમાં સરકારે

આ પત્રનું તન્ત્રિત્વ મૂકયું છે, તેથી તન્ત્રીના પોતાના લેખનો સંસ્કાર વાચકવર્ગ પર પડવોજ જોઈએ. આજ હેતુથી શિક્ષણના એકના એકજ વિષયો અત્યારસુધી બધા તન્ત્રીઓએ ચર્ચ્યા છે. આથી એકજ વિષયની સમાલોચના ભિન્ન દૃષ્ટિથી કેવી રીતે થઈ શકે તે શિક્ષકોના સમજવામાં આવે છે. તેમજ સાધારણ બાબતો પણ જુદી જુદી શૈલીથી ને જુદા જુદા સ્વરૂપમાં નિરૂપણ કરવાથી તે વિષય મન પર બરાબર ઠસે છે. આપણા પ્રાચીન વિદ્વાનો એને સ્થૂણાનિખનન ન્યાય કહે છે. જેમ સૂત્રોમાં નિયમો બહુ સંક્ષેપમાં આપેલા હોય છે, તેમ વ્યવહારમાં જે સર્વના જોવામાં આવે છે તેના જ્ઞાનને આધારે અને એ રીતે જાણીતા પરથી અજાણ્યા પર જવાની શિક્ષણશાસ્ત્રના ઉપયોગી સૂત્રની પદ્ધતિને અનુસારે કેટલાંક સત્યો સંક્ષેપમાં સમજાવેલાં હોય છે તેને ન્યાય કહે છે. સ્થૂણા-નિખનનન્યાય એવો એક ન્યાય છે. 'સ્થૂણા' એટલે થાંભલો ને 'નિખનન' એટલે બરાબર ખોદીને દાટવું. જ્યારે થાંભલાને જમીનમાં દાટવો હોય છે ત્યારે તે બરાબર દટાયો છે કે નહિ, નીકળી જાય એવો ઢીલો તો રહ્યો નથી તે જોવા સારૂ તેને વારેવારે હલાવી જોવો પડે છે ને હલાવી હલાવી જમીનની અંદર દાખલ કરવો પડે છે. એમ હલાવી શકાય નહિ ત્યારે તે પરિપૂર્ણ રીતે સ્થાપિત થયો એમ ખાતરી થાય છે. આજ પ્રમાણે એકની એક વાત અનેક રીતે મન પર ઠસાવવાની જરૂર છે. આથી સંસ્કાર દૃઢ ને ચિરસ્થાયી થાય છે ને આપણો ઉદ્દેશ સફળ થાય છે. આજ હેતુથી અગાઉના તન્ત્રીઓએ ચર્ચેલા પણ શિક્ષણશાસ્ત્રના વિષયો અમે અમારી દૃષ્ટિથી ને અનુભવથી ચર્ચ્યા છે. શિક્ષકમાં કેવાં લક્ષણ હોવાં જોઈએ, તેનાં વિચાર, વાણી, ને આચાર કેવાં સુસંગત હોવાં જોઈએ, તેનામાં કર્તવ્યનિષ્ઠા કેવા ઊંચા પ્રકારની હોવી જોઈએ, તેણે પોતાના જ્ઞાનમાં કેવી રીતે ને શા માટે હમેશ વૃદ્ધિ કરતા રહેવું જોઈએ, તેણે વ્યાપારિદૃષ્ટિથી એટલે સ્વાર્થથી ને વેઠ સમજીને નહિ, પણ પ્રેમથી પોતાનું કામ કેવી રીતે બજાવવું જોઈએ, હમેશ અધિકારિપરત્વે તેણે કેવી રીતે શિક્ષણ ભિન્ન પ્રકારનું કરવું જોઈએ, તેણે પોતાના આચરણમાં કેવી રીતે શિષ્ટતા કેળવવી જોઈએ, તેમજ ઉપરિ અધિકારીઓને ખુશામદથી નહિ પણ પોતાના કામથી

તેણે કેવી રીતે પ્રસન્ન કરવા જોઈએ-એ બધી બાબતોનું નિરૂપણ પ્રસંગે પ્રસંગે કરવામાં આવ્યું છે. વાચન, ગણિત, ઇતિહાસ, ભૂગોળ, પદાર્થપાઠ, વગેરે વિષયો કેવી રીતે શિખવવા તેની પદ્ધતિ, તેમજ તે વિષયોને લગતું ઊંચા પ્રકારનું જ્ઞાન પણ પ્રસંગે પ્રસંગે આપવાનો પ્રયાસ કર્યો છે. ભાષા લખવામાં સામાન્ય ભૂલો-શબ્દોની જોડણીમાં, શબ્દઘટનામાં, વાક્યરચનામાં, ભાષાશૈલીમાં વગેરેમાં-કેવાં પ્રકારની થાય છે તે તરફ પ્રસંગે પ્રસંગે લક્ષ ખેંચ્યું છે. એવા શબ્દોનું વર્ગીકરણ કરી તેની યાદી આપી છે. તેમજ 'કેળવણી,' 'ભાષાશુદ્ધિ,' ગુજરાતી ભાષા અને સાહિત્ય વિષે કેટલાક પ્રથમ દર્શનેજ થતા વિચાર', અને 'ગુજરાતી સાહિત્ય' વિષેનાં વ્યાખ્યાનમાં-જેના લેખો 'શાળાપત્ર'માં છાપ્યા છે તેમાં-ભાષા ને સાહિત્ય વિષે યોગ્ય લાગ્યું તે આપ્યું છે. હાલ સર્વ પાશ્ચાત્ય સુધરેલા દેશોમાં માનસશાસ્ત્ર ને ન્યાયશાસ્ત્ર શિક્ષણશાસ્ત્રનાં અંગભૂત મનાય છે. અમુક ઘાટીમાં ટેવાયલા આરંભમાં દરેક નવીન આચારવિચારની સામા થાય છે, એ જગત્‌માં સામાન્ય દર્શન છે. ફ્રાઉલરે એજ રીતે માનસશાસ્ત્ર પ્રતિ અતિશય તિરસ્કાર બતાવનારાં વચન ઉચર્યાં છે. પરંતુ કાલક્રમે સત્ય સર્વના સમજવામાં આવે છે; અને હવે માનસશાસ્ત્ર ને ન્યાયશાસ્ત્રને શિક્ષણશાસ્ત્ર જોડે સર્વ કેળવાયલા દેશોમાં જોડવામાં આવે છે. આ વિષયોનું સંપૂર્ણ શાસ્ત્રીય જ્ઞાન શિક્ષકને જરૂરનું ન ગણાય; પરંતુ એમાંના કેટલાક વિષયોનું કામજોગું ને કેળવણીની સાથે સંબંધ ધરાવતું જ્ઞાન મેળવવું જરૂરનું છે.

જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય છે, ઇંદ્રિયોનો સંસ્કાર કેવી રીતે થાય છે, કઇ ઇન્દ્રિયથી આરંભમાં ને કઈ ઇન્દ્રિયથી એકત્ર રીતે વિશેષ જ્ઞાન મળે છે, ધ્યાન એટલે શું, તે કેવી રીતે કેળવાય છે, બાળકના ને મોટી ઉમ્મરના શિષ્યના ધ્યાનમાં કેવો ભેદ છે, ધ્યાનમાં કેવા પ્રતિબન્ધ નડે છે, તે પ્રતિબન્ધોને શિક્ષક ને શિષ્ય સાથે કેવો સંબંધ છે, શિક્ષણ રસિક કરવાની બાળકની બાબતમાં શા માટે વધારે જરૂર છે, સ્મરણશક્તિ કેવી રીતે કેળવાય છે, બાલ્યાવસ્થામાં શાબ્દિક સ્મરણશક્તિ કેવી રીતે પ્રબળ છે, અને માનસશાસ્ત્રનાં આવાં કેટલાંક સત્યોથી શિક્ષણશૈલી પર કેવી અસર થાય છે-એ સર્વ જાણવું શિક્ષકને જરૂરનું છે. તેમજ કલ્પનાશક્તિ

એટલે શું, એ શક્તિ બાલ્યાવસ્થામાં કેવી પ્રબળ હોય છે, અને જેમ જેમ વિચારશક્તિ ખીલતી જાય છે તેમ તેમ તેના પર કેવી રીતે અંકુશ મુકાય છે, વાર્તા, ઇતિહાસ વગેરે વિષયના શિક્ષણને એ શક્તિની કેળવણી સાથે કેવો સંબંધ છે તે પણ શિક્ષકે જાણવું જોઈએ. તેમજ શિક્ષણની બે પદ્ધતિઓ—પૃથક્કરણ અને સંયોગીકરણ—કેવી રીતે કામે લગાડાય છે, એ બે પદ્ધતિઓ સાથે વ્યાપ્તિન્યાય અને અનુમાનને કેવો સંબંધ છે, સ્મરણ-શક્તિમાં એમાં કેવો ઉપયોગ છે, પાશ્ચાત્ય અનુમાનવાક્ય ને સંસ્કૃત અનુમાનવાક્યનો વિવેક અને તારતમ્ય કેવી રીતે કરવાં, શુદ્ધ અનુમાનનું કેવું સ્વરૂપ છે અને ન્યાયના નિયમોને તે કેવી રીતે અનુસરતું છે, એમાં હેત્વાભાસ પાશ્ચાત્ય રીતિએ અને સંસ્કૃત ન્યાયશાસ્ત્રની દૃષ્ટિએ કેવી રીતે શોધી કઢાય છે, લક્ષણમાં કેવા નિયમો સાચવવા જોઈએ, અવ્યાપ્તિ વગેરે દોષો કેવી રીતે થાય છે—એ અને એવી બાબતોનું જ્ઞાન શિક્ષકને અનેક રીતે ઉપયોગી છે. પુસ્તકો કેવી રીતે વાંચવાં, તેમાં ગુણદોષ કેવી રીતે શોધી કાઢવા, અશુદ્ધ વિચારો, જેમાં હેતુઓ નહિ પણ હેત્વાભાસો રહ્યા હોય, એવા વિચારો શી રીતે ખોળી કાઢવા, એ શિક્ષકે જાણવુંજ જોઈએ. આ બધા વિષયોનું વિવેચન 'શાળાપત્ર'માં કર્યું છે તે આ સાથે આપેલી યાદી પરથી સમજાશે. વળી ઊંચાં ધોરણોમાં વાચનનો વિષય શિખવવા માટે તેમજ કવિતાની ખુબી સમજવા ને સમજાવવા માટે કંઇક શબ્દશક્તિ, નાયક, નાયિકા, વસ્તુ, રસ, ભાવ, ગુણદોષ, ને અલંકારના જ્ઞાનની પણ જરૂર છે. એ વિષે પણ વિવેચન અનેક સ્થળે વિગતવાર કરેલું છે. કાવ્યશાસ્ત્રના અનેક વિષયોનું વિવરણ કર્યું છે ને 'કાવ્યસંપત્તિ'ના અમારા ચોથી સાહિત્યપરિષદ્ માટે લખેલા લેખમાં એ વિષય સમજાવ્યો છે ને તેને અન્તે ગુજરાતી કવિતાના દાખલાઓ આપી તેમા લક્ષ્ય ને લક્ષણનો સમન્વય કર્યો છે, અર્થાત્ નિયમોને લાગુ પાડી બતાવ્યા છે. આ બધા વિષયોમાંનો ઘણોખરો ભાગ બીજા ને ત્રીજા વર્ષના કૉલેજના શિષ્યોને શિખવાય છે. પરંતુ તેને માટે તમને અનેક 'શાળાપત્રો' ઉથલાવવાં પડતાં. એ અડચણ દૂર કરવાનો વિચાર અમારા મનમાં ઘણાં વર્ષથી હતો અને એ તેમજ વ્યાકરણના વિષયને લગતા અગત્યના લેખો પુસ્તકના આકારમાં આકારમાં છપાવવા માટે કેટલાક શિક્ષકની માગણી પણ થઈ હતી. પરંતુ

સ્વીકારેલાં કાર્યો કરવામાંથી અવકાશ ન મળવાથી એ વિચાર અમે વહેલો અમલમાં મૂકી શક્યા નહિ. છેવટે અમારો કૉલેજ સાથેનો સંબંધ તૂટવાનો અને સરકારસેવામાંથી નિવૃત્ત થઈ વાનપ્રસ્થ થવાનો સમય પાસે આવ્યો ત્યારે એ કામ સત્વર કરવું એવો નિશ્ચય કર્યો. "શાળાપત્ર"ના તમામ લેખો પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરવા એવી માગણી કેટલાક મિત્રોની અને સાહિત્યપ્રેમીઓની હતી; પરંતુ સાથેની યાદી પરથી જણાશે તેમ એ લેખોનું કદ લગભગ ૧૫૦૦ પૃષ્ઠનું થઈ જાય ને ખીચડા જેવું થવાથી નીરસ થાય તેથી એ વિચાર માંડી વાળ્યો ને જુદા જુદા વિષયોનાં યથાવકાશ જુદાં જુદાં પુસ્તકો રચવાનું નક્કી કર્યું. એ ધારણો પ્રમાણે 'શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વો' નામનું પ્રથમ પુસ્તક અમે ગત વર્ષને અન્તે બહાર પાડ્યું છે. એમાં શિક્ષણશાસ્ત્રના ને તેને લગતા વિષયો સાદી ને સરળ ભાષામાં ચર્ચ્યા છે. એમાં માત્ર 'શાળાપત્ર'ના લેખોજ ઉતાર્યા નથી; પરંતુ કેટલા લીધા છે તેમાં પણ શુદ્ધિવૃદ્ધિ કરી છે ને અન્ય લેખો જે જરૂરના લાગ્યા તે દાખલ કર્યા છે.

વ્યાકરણના વિષયમાં અમે મુખ્યત્વે બે બાબત સમજાવવા પ્રયત્ન કર્યો છે. વાક્યપૃથક્કરણનું સ્વરૂપ સમજાવ્યું છે, અને વિભક્તિના અર્થ તથા ભેદ ને પ્રયોગના શુદ્ધ અર્થનું વિવરણ કર્યું છે. વરરુના 'પ્રાકૃતપ્રકાશ' સંપૂર્ણનો ગુજરાતીમાં મૂળ આપી અનુવાદ કર્યો છે, તેમજ સિદ્ધ હેમચંદ્રના અપભ્રંશપ્રકરણનો પણ અનુવાદ આરંભ્યો ને તે સંપૂર્ણ થઈ શક્યો નહિ તેથી દિલગીર છીએ. વધારે વખત મળ્યો હોત તો એ ભાગ સંપૂર્ણ કરત અને વ્યુત્પત્તિનો વિષય હાથમાં લઈ તેનું વિવરણ કરત.

ફારસી ને અરબી ભાષામાંથી ગુજરાતીમાં ઘણા શબ્દો આવ્યા છે. જેમ સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી સંસ્કૃતમાં જેવી રીતે શબ્દો લખતા હોય તેવી રીતે, ગુજરાતીમાં કરવાનો પ્રચાર છે, તેમ ફારસી ને અરબી શબ્દો પણ તત્સમ જેવા હોય તેને બને ત્યાંસુધી તે ભાષાના સ્વરૂપને જેમ બને તેમ મળતા સ્વરૂપમાં ગુજરાતીમાં લખવા જોઈએ એવું અમારૂં નમ્ર મત છે. આ ઉદ્દેશથી અમે એવા ઘણા સાધારણ પ્રયોજાતા શબ્દોની યાદી એકત્ર છાપી છે, તેમજ વિગતવાર લેખ પણ આ પત્રમાં દાખલ કર્યા છે ને તે 'ન' અક્ષર સુધી આવ્યા છે.

ગ્રન્થસમાલોચનાનો વિષય 'શાળાપત્ર'માં ચર્ચાતો બંધ કરવાનું કારણ જ્યુબિલિઅંકમાં દર્શાવવામાં આવ્યું છે તેજ છે. 'કેળવણી સાથે પ્રત્યક્ષ સંબંધ ધરાવનાર સિવાય અન્ય ગ્રન્થોની સમાલોચના ન કરવી' એવી મતલબના મે. ડિરેક્ટર સાહેબની આજ્ઞા થઈ ત્યારથી એ વિષય લગભગ પડતોજ મૂકવામાં આવ્યો હતો. વિશેષમાં અમારે સરકારી રીતે ઘણા ગ્રન્થોની સમાલોચના કરવી પડતી હોવાથી 'શાળાપત્ર'માં ગ્રન્થસમાલોચનાનું કામ નહિજ કરવામાં આવે એમ અમે ઇ. સ. ૧૯૦૩ના એક અંકમાં સ્પષ્ટ કહ્યું હતું.

આ પ્રમાણે અમારા પોતાના લેખ વિષે દિગ્દર્શન કર્યું. હવે અમારી દેખરેખ નીચે ઉપતન્ત્રીઓ પાસે અમે જે લેખો લખાવ્યા છે. તેનું સહજ નિરૂપણ કરીએ. સામાન્ય વાચકવર્ગને માટે શાળામાં ચાલતા વિષયોનું પણ નિરૂપણ થવું જોઈએ એમ ધારી અમે 'વાંચનમાળાના ખુલાસા', 'કિંડર્ગાર્ટન બક્ષીસોનું વિવરણ', 'ડ્રિલ', 'બાળગીત', 'પદાર્થપાઠ', માટે ગાય, ભેંસ, બકરૂં, ઘેટું, ઊંટ, કીડી, ઘોડો, ગધેડું, હાથી, ધાતુઓ ગુલાબ, કપૂર, તેજાના, મીઠું, અળસી, મરી, સુરોખાર, વગેરે વિષયો, પાચનક્રિયા, રેશમના કીડા, વગેરે અનેક ઉપયોગી બાબતોની હકીકત પૂરી પાડી છે. શિક્ષકો એનો ઉપયોગ કરશે તો તેમને હમેશના કામમાં એ ઘણું મદદગાર થઈ પડશે.

આ સમય પ્રાકૃતિક વિજ્ઞાનની વૃદ્ધિનો છે, પ્રતિવર્ષ નવીન શોધો થાય છે, અને તેનો વ્યવહારમાં ઉપયોગ થવાથી આપણાં ઐહિક સુખમાં વધારો ને સુગમતા થાય છે. જમાનાની જ્ઞાનવૃદ્ધિથી શિક્ષકને તદ્દન અજાણ્યા રહેવું પરવડે એમ નથી. આ કારણથી પ્રસંગે પ્રસંગે એવા વિષયો પણ દાખલ કર્યા છે. 'એક પાટા પર ચાલતી ગાડી', 'આધુનિક વિમાન', ( એરશિપ ), 'તાર વગરના સંદેશા' ( વાયરલેસ ટેલિગ્રાફિ ), 'સ્વરપ્રત્યુત્પાદક યન્ત્ર' ( ફોનોગ્રાફ ), વગેરે વિષયોનું સચિત્ર, સાધારણ શિક્ષકો સમજી શકે એવું વિવરણ કરાવવાનો પ્રયાસ કર્યો છે.

આ ઉપરાંત પ્રસિદ્ધ લેખો ( સાહિત્યપરિષદ્‌માં ને અન્ય સ્થળે વંચાયલા ) પણ દાખલ કર્યા છે. એ વર્ગમાં 'પ્રેમાનંદ', 'વાગ્વ્યાપાર',

'ભાષાવતાર', 'ભાષાશૈલી', 'ગ્રન્થાવલોકન', 'હાસ્યરસ', 'સાહિત્યમાં નીતિની ભાવના', 'જૈન ગુજરાતી સાહિત્ય', 'જૂની ગુજરાતી', વગેરે લેખો આવે છે.

વળી શિક્ષકો પાસે તેમને શિખવવામાં જ્યાં જ્યાં સંશય પડતો હોય તેનાં ચર્ચાપત્રો માગી તેના ખુલાસા પણ આ પત્રમાં કરવામાં આવ્યા છે; અને શિક્ષકોમાં સ્પર્ધા ઉત્તજાય માટે હવેથી એ ચર્ચાઓ આપી ખુલાસાઓ શિક્ષકો પાસે માગવાની ને તેમાંના ઉત્તમને સુધારાવધારા સાથે દાખલ કરવાની નવીન શૈલી સ્વીકારી છે,તે નવા તન્ત્રીને યોગ્ય લાગશે તો જારી રાખશે.

અમારા તન્ત્રિત્વના સમયમાં આ માસિકનો જ્યુબિલિનો ઉત્સવ આવ્યો, તેને માટે મેળાવડાનો મિથ્યા આડંબર કરી વ્યય કરવાને બદલે અમારા વાંચકવર્ગને અમે ખાસ અંક મફત પૂરો પાડયો છે. એમાં પ્રતિષ્ઠિત લેખકોના વિવિધ વિષયો પર લેખો આપ્યા છે અને અમે જાતે આરંભમાં આ માસિકના પચાસ વરસનો ઇતિહાસ આપ્યો છે. જુદા જુદા તન્ત્રીઓના સમયમાં કયા કયા વિષયો ચર્ચાયા છે તેની યાદી આપી છે; અને માસિકના કદમાં ને ગ્રાહકની સંખ્યામાં કેવી રીતે ઉત્તરોત્તર વૃદ્ધિ થઈ છે તે દર્શાવ્યું છે.

૧૯૦૨માં ગ્રાહકની સંખ્યા ૩૫૦૦; કદ પૃષ્ઠ ૩૨
૧૯૧૪માં „ ૪૫૦૦; „ ૪૦

'શાળાપત્ર'ની વાર્ષિક આવકમાંથી નીચે પ્રમાણે કૉલેજને જુદાં જુદાં કામ માટે રકમ આપી છે:—

| વર્ષ. | રકમ. |
|---|---|
| ૧૯૦૨ | રૂ. ૨૨૯-૪-૦ |
| ૧૯૦૩ | રૂ. ૨૯૫-૭-૦ |
| ૧૯૦૫ | રૂ. ૪૪૭-૧-૬ |
| ૧૯૦૬ | રૂ. ૩૧-૫-૦ |
| ૧૯૧૩ | રૂ. ૨૦-૮-૦ |

એકંદર............................રૂ. ૧૦૨૩-૯-૬

આ ઉપરથી માલમ પડશે કે કૉલેજની લાઇબ્રરિ સમૃદ્ધ કરવામાં રૂા. ૧૦૦૦) ઉપરની મોટી રકમ આ માસિકના ઉત્પન્નમાંથી ખર્ચાઈ છે.

અમે જૂનાં માણુસોને પૂછીને તેમજ કૉલેજના ચોપડા ઉપરથી એના સ્થાપન થયાથી આજ સુધીના ઇતિહાસનું ટિપ્પણુ કર્યું હતું, તે ઉપરથી 'શાળાપત્ર'માં ઇનામ આપી સ્કૉલર પાસે એ ઇતિહાસ તૈયાર કરાવ્યો છે ને તે પુ. ૫૨મું અંક ૧૧–૧૨માં છાપ્યો છે.

કૉલેજના સ્કૉલરોને પર્યટન અને નિરીક્ષા માટે સરકારે કૃપા કરી ત્રણુ વરસ થયાં થોડીક રકમ મંજુર કરી છે; તેમાં સ્કૉલરો પોતાની રકમ ઉમેરી પર્યટન કરવા જાય છે. એ પર્યટનની જે ઉદ્દેશથી સરકારે યોજના કરી છે તે ઉદ્દેશ બરાબર સફળ થાય, તેમના જ્ઞાનમાં વૃદ્ધિ થાય, તેમની દૃષ્ટિ વિશાળ થાય, અને તેઓ માત્ર મોજમઝામાં અને નવીનતાના આનન્દમાંજ કાલક્ષેપ ન કરે તે કારણુથી તેમની સાથે કૉલેજના બે આસિસ્ટન્ટો જાય છે, તેઓ તેમને સ્થળે સ્થળે જોવા જેવું બતાવે છે. તેમણે પર્યટનનો લાભ બરાબર લીધો છે કે નહિ તે જોવા સારૂ પાછા ફરે છે ત્યારે તેમની પાસે એ પર્યટનનો સંક્ષિપ્ત હેવાલ અને એમાંના એકાદ સ્થળનો વિગતવાર હેવાલ લખાવાય છે અને જેઓની કૃતિ ઉત્તમ હોય તેમને ઇનામ આપવામાં આવે છે. એ વૃત્તાન્તમાં સુધારાની જરૂર હોય તો સુધારીને પ્રતિવર્ષ 'શાળાપત્ર'માં છાપવામાં આવે છે.

તેમજ આનન્દ સાથે હિંદુસ્તાનમાં પ્રાચીન પવિત્ર સ્થળોનું જ્ઞાન થાય માટે 'રામેશ્વરની યાત્રા' (પદ્યમાં), 'લાંબા સમયથી ધારેલું કાશી', વગેરે લેખો આપ્યા છે. તેમજ આધુનિક કાવ્યની શૈલી દર્શાવવા 'પાપમોચિની', 'કપિલધારા', 'વીર અમે ગુજરાતી', વગેરે કાવ્યો પણુ થોડાં આપ્યાં છે.

આ પ્રમાણે ભિન્ન ભિન્ન રુચિ અને ભિન્ન ભિન્ન શક્તિવાળા વાચકવર્ગને અને સાહિત્યપ્રેમીને ઉપયોગી તેમજ રસિક વાંચન કેવી રીતે પૂરૂં પાડવા પ્રયાસ કર્યો છે તેનું સિંહાવલોકન કર્યું છે. શિક્ષકવર્ગે પોતાનાં આચરણુ શિષ્ટ અને અનુકરણીય રાખવાં જોઈએ. શિષ્ય હમેશ શિક્ષકનું અનુકરણુ કરે છે; માટે તેમની દૃષ્ટિ આગળ જેમ બને તેમ ઊંચો આદર્શ મૂકવો એ શિક્ષકની ફરજ છે. એ વિષે પણુ પ્રસંગે પ્રસંગે કહેવામાં

આવ્યું છે, તે 'ધર્મ અને નીતિ'ના શીર્ષક નીચે આપેલી યાદીથી સમજાશે. મનુષ્યે હમેશ પોતાનું કર્તવ્ય કરવુંજ જોઈએ. જેમની કર્તવ્યનિષ્ઠા ઊંચા પ્રકારની હશે તેમને ઇશ્વિર તેમનાં કામનો બદલો આપ્યા વિના રહેશે નહિ. ખરૂં જોઈએ તો 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતા'માં શ્રીકૃષ્ણ ભગવાને જેમ નિષ્કામ ભક્તિનો ઉપદેશ કર્યો છે, તેમ આપણી ધારણા હમેશ ફળની અપેક્ષા રાખ્યા વિના કર્તવ્ય પરિપૂર્ણ રીતે કરવા તરફજ રહેવી જોઈએ. એ રીતે કર્તવ્ય કર્યાથી આપણને આત્મસંતોષરૂપ પરમ સુખ પ્રાપ્ત થશે. વળી એ કર્તવ્ય બરાબર થયું છે કે નહિ તેની પરીક્ષા કરનાર અન્ય પરીક્ષકની જરૂર નથી. ઇશ્વિરે એ શક્તિ દરેક મનુષ્યને આપી છે. આપણા કામની પરીક્ષા આપણે જાતેજ કરી શકીએ છીએ. ડૉ. જૉન્સને એક સ્થળે કહ્યું છે કે જે પુરુષ પોતાના કામથી પોતાના આત્માને સંતુષ્ટ કરે છે તેને તરતજ માલમ પડશે કે તેથી બીજાઓ પણ સંતુષ્ટ થાય છે. એ વિષે મહાભારતમાં એક અત્યુત્તમ શ્લોક આપ્યો છે તે તરફ વાંચકવર્ગનું લક્ષ ખેંચીએ છીએઃ—

य आत्मना त्रपते भृशं नरः
स सर्वलोकस्य गुरुर्भवत्युत ।
अनन्ततेजाः सुमनाः समाहितः
स तेजसा सूर्य इवावभासते ॥

અર્થ એવો છે કે જે પુરુષ પોતાના હૃદયથી હમેશ લાજે છે—મારાથી મારૂં કામ જોઈએ એવી સારી રીતે થયું નથી એમ આદર્શ ઉચ્ચતમ રાખી હમેશ પોતાના કામની નીચી કિંમત આંકી હમેશ તેમાં સુધારો કરવા ઉદ્યુક્ત રહે છે–તે પુરુષ સર્વ લોકમાં મોટો થાય છે, અનન્ત તેજવાળો, સારા વિચારવાળો અને જિતેન્દ્રિય થાય છે; તે તેજ વડે સૂર્યના જેવો પ્રકાશે છે. આત્મબળ ને આત્મપરીક્ષાનું કેવું અદ્‌ભુત માહાત્મ્ય છે!

હવે અમે અમારો લેખ પરિસમાપ્ત કરીએ છીએ અને આ માસિકની ઉત્તરોત્તર વૃદ્ધિ થાઓ, તે વાંચકવર્ગમાં ઉત્તમ પ્રકારનું જ્ઞાન અને નીતિ પ્રેરવાનું કામ સતત કર્યું જાઓ, અને માસિકોમાં ઊંચું સ્થાન ભોગવતું આવ્યું છે તેમ જારી રહે, એવી અમારી ઇશ્વર પ્રતિ પ્રાર્થના છે. તથાસ્તુ!

## શિક્ષણશાસ્ત્ર.

### માનસશાસ્ત્ર.

## ન્યાયશાસ્ત્ર.



## કાવ્યશાસ્ત્ર.

## ભાષા ને સાહિત્ય.

## ઇતિહાસ, ભૂગોળ.

## ધર્મ ને નીતિ.



## પરચુરણ વિષયો.